# આપણું બાંધવરાષ્ટ્ર

# ચીન

જીવણલાલ ચાંપાનેરીઆ



ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
મીમરાજ બીલ્ડિંગ, કાલબાદેવી, મુંબઈ-૨
ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ-અમદાવાદ

## વિશ્વભારતી ચીનાભવનના નિયામક
## અધ્યાપક તાન યુન શાનનો સંદેશો



મહાત્મા ગાંધી જેવા જગતવંદ્ય મહાપુરુષની માતૃભાષામાં ચીન વિષે પુસ્તક પ્રસિદ્ધ થાય છે એ ખરેખર સંતોષની વાત છે.

આ પુસ્તક અમારા દેશને વિષે સાચી સમજ કેળવવામાં મારા હિન્દી ભાઈઓને મદદરૂપ થશે, તે ઉપરાંત હિન્દ અને ચીન વચ્ચેની મૈત્રીને દૃઢ કરશે એવી મને ખાતરી છે.

લેખકને હું સંપૂર્ણ સફળતા ઇચ્છું છું.

શાંતિનિકેતન

૨૬-૩-૪૬

譚雲山

# માંગલ્યમૂર્તિ ચીન

માંગલ્યમૂર્તિ ચીનના પ્રતીકો આ પુસ્તકના ઓઢા પર મૂકેલા ચિત્રમાં દર્શાવ્યાં છે. ઝેરી સાપનાં ગુંછળાં જે બીજે ભયસૂચક ગણાય છે તે ચીનનું રાષ્ટ્રીય પ્રતીક છે અને ચીનમાં મંગળમય મનાય છે.

લૌ–ત્સેના કુદરતપ્રધાન ફિલસુફીમાં ઝેરી સાપને દૈવી મહત્ત્વ અપાયું છે. 'સ્વર્ગીય સામ્રાજ્ય'ના સમ્રાટોના ધર્માલયો આ પ્રતીક સાથે જોડાયલાં છે. ચિત્રમાં આ ધર્માલયો બતાવવામાં આવ્યાં છે.



# પ્રસ્તાવના

૧૯૪૨ ની આઠમી ઑગસ્ટે અમે, જૂના મિત્રો, સાબરમતી જેલમાં એકઠા થઈ ગયા. ૧૯૩૦-૩૪ના જેલનિવાસમાં સમાજવાદ અને રશિયા વિષે અભ્યાસ તરફ ઝોક હતો. પરંતુ સાંસ્થાનિક ગુલામીમાં ફસાયેલા દેશો વિષે જાણ્યા વગર આ અભ્યાસ અધૂરો છે. દેશદેશની વિશિષ્ટ સ્થિતિની પૂર્વભૂમિકામાં આ પ્રશ્નો જોવા જોઈએ. ચીનના પ્રશ્નો આપણા જેવા જ હોઈ તે જાણવા સમજવાની ઈચ્છા વર્ષોથી હતી. સાબરમતી અને નાશિક જેલમાં આ વિષે યત્કિંચિત અભ્યાસ કરવાની તક મળી. આ પુસ્તક તેનું ફળ છે અને તે ગુજરાતના નવજુવાનો સમક્ષ મૂકતાં મને આનંદ થાય છે. મારો અભ્યાસ અધૂરો છે પરંતુ ગૂજરાતી ભાષામાં આ વિષે એક પણ પુસ્તક નથી તેથી આ પુસ્તક ગૂજરાતને ચરણે ધરતાં સંકોચ થતો નથી.

જેલનિવાસમાં મારી આજુબાજુ ગૂજરાતના ઉત્સાહી યુવકોનું એક જૂથ હતું. રાષ્ટ્રીયતા, સમાજવાદ, સામ્યવાદી પક્ષ, દેશની અવિભાજ્યતા અને આત્મનિર્ણયનો હક, જનતાની હિલચાલ, યુવક આંદોલન, લોકક્રાંતિ—આવા અનેક પ્રશ્નો અમારી હંમેશની ચર્ચાનો વિષય બનતા. આ અનેક પ્રશ્નો વિષે ચીનને મધ્યમાં રાખી મારી દૃષ્ટિ આ પુસ્તક દ્વારા મેં રજુ કરી છે. ગૂજરાતની નવી પ્રજા આ દૃષ્ટિને કસી જોશે. ચીનની ક્રાંતિની આ સળંગ વાર્તામાંથી કાંઈક પણ પ્રેરણાજનક મળી રહેશે તો હું ભાગ્યશાળી માનીશ.

આ પુસ્તકની ત્રુટિઓ વિષે મને ભાન છે. જેલની એકલતામાં, જુદા જુદા સંજોગોમાં અને પુરતી લેખનવાચન સામગ્રીનો અભાવ છતાં આ પુસ્તક લખાયું છે. બહાર આવ્યા પછી બે એક

વરસ પ્રેસની તેમજ બીજી અનેક મુશ્કેલીઓને લીધે પુસ્તક પડી રહ્યું. મારા અનેક વ્યવસાયોને લીધે બહાર આવ્યા છતાં ભાગ્યે જ હું સમય આપી શકયો છું. ભાષાની તેમજ પ્રુફની ભૂલો કાંકરા માફક ખુંચે છે. આ બધું વાચક નભાવી લેશે. મને નીરાંતનો સમય ફરી મળતાં અને બીજી આવૃત્તિમાં આ સુધારા કરવા ધાર્યા છે. દરમ્યાન માહિતીદોષ જણાય તે મારા ધ્યાન પર લાવવા વાચકને વિનંતી છે.

'અનુલેખન' માં તાજેતરના બનાવો આવરી લેવામાં આવ્યા છે. આ પ્રકરણ છેલ્લું લખાયું છે પણ વર્તમાન પ્રવાહો અંગે કોઈ વાચકની સગવડ માટે પહેલું મૂકયું છે.

વિશ્વભારતી ચીના-ભવનના નિયામક અધ્યાપક તાન યુન શાન આ પુસ્તક માટે સમયના અભાવે ઉપોદ્ઘાત ન લખી શકયા પરંતુ પોતાની માતૃભાષામાં સહી સાથે સંદેશો મોકલી શકયા છે. આ માટે તેમનો હું ઋણી છું.

ભારતી સાહિત્ય સંઘે આ પુસ્તક છાપવા બદલ તેનો પણ આભારી છું. આ પુસ્તકમાંથી જે કાંઈ નફો થાય તે ગૂજરાતના યુવક કાર્યકર્તાઓને જરૂરી યત્કિંચિત મદદ આપવામાં થશે તેવી વ્યવસ્થા કરવામાં આવી છે.

૨૬-૩-૪૬ જીવણલાલ ક. ચાંપાનેરીઆ

# અનુલેખન

'આપણું બાંધવરાષ્ટ્ર ચીન' લખાયા પછી ઠીક ઠીક સમય વહી ગયો છે. '૪૨ના ઑગસ્ટમાં આ પુસ્તક લખવાનો સંકલ્પ થયો અને '૪૩-'૪૪માં તે પૂર્ણ થયો. હવે માર્ચ ૧૯૪૬ માં તે પ્રેસમાં જાય છે. વચલા ગાળામાં જગતમાં અનેક પ્રવાહો વહી ગયા અને આજે વિશ્વયુદ્ધ શાંત થયા છતાં વિશ્વશાંતિ થઈ નથી. સંઘર્ષ અને સંગ્રામ મુખ્ય ઘટના થઈ પડી છે. અણુબૉંબે વિશ્વયુદ્ધનો અંત આણ્યો. પણ તેના પડછાયા જગત પર પડી રહ્યા છે. અણુબૉંબમાંથી જે સંહારશક્તિ જન્મી છે તેણે પેલાં દુર્ભાગી શહેરોનાં મડદાંની ભૂતાવળ જાણે જગતમાં ભમતી કરી હોય તેમ ભાસે છે. હિંસાના ઓળા ચીન પર પણ પડ્યા છે.

સંયુક્ત રાષ્ટ્રોનો વિજય વાવટો ફરક્યો તેમાં ચીનનો રાષ્ટ્રીય વાવટો ખાસ ધ્યાન ખેંચતો હતો. ચીન તો એકલે હાથે જાપાન સામે ઝૂઝ્યું. ૧૯૩૫માં તેની અગ્નિપરીક્ષા શરૂ થઈ અને ૧૯૩૭ના જુલાઈની સાતમીથી ચીન-જાપાન યુદ્ધ ચાલી રહ્યું હતું. એક દાયકા સુધી ચીને ભારે સહનશીલતાથી યુદ્ધ જારી રાખ્યું. કોઈ કોઈ

વાર તો એવું લાગતું હતું કે હવે તે તૂટી પડશે પરંતુ પ્રજાના અડગ સંકલ્પને લીધે જ તે ટકી શકયું. એટલે જ્યારે વિજયની ઉજવણી થઈ ત્યારે ચુંગકોંગના હરખનો પાર નહોતો. હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસના પ્રમુખ મૌલાના આઝાદે અને ચીનનો પ્રશ્ન જેણે પોતાનો કર્યો છે તે પંડિત નેહરુએ ખુશાલીના અને અભિનંદનના સંદેશા હિંદ વતી આ બાંધવરાષ્ટ્રને મોકલી આપ્યા. હવે ચીન એક બળવાન રાષ્ટ્ર તરીકે બહાર આવશે અને હિંદની જોડે હાથ મિલાવી એશિયાના સમવાયતંત્રમાં તેમજ જગતના રાષ્ટ્રજૂથમાં માનભર્યું સ્થાન લેશે એવી આશા ફેલાઈ.

વિશ્વયુદ્ધનો અંત આવતાં ચીને મુક્તિનો શ્વાસ ખેંચ્યો અને સ્વાધીન અને સંયુક્ત ચીનનાં જે સ્વપ્નાં સદીઓ થયાં તેણે સેવ્યાં હતાં તેને સાચાં કરવાની મંગળ ઘડી આવી છે એમ માન્યું. દુર્ભાગ્યે આ ઉમેદ ખોટી પડી. તેની આશાના ચૂરેચૂરા થતા ભાસ્યા.

આનાં બે કારણ હતાં. રાષ્ટ્રીય પરિસ્થિતિ વિકટ હતી. આંતરરાષ્ટ્રીય સચ્ચાઈ વિષે શંકા હતી. ઉત્તર--પૂર્વમાં 'લાલ તારો' ઊગ્યો હતો. દૂર દૂર યાલ્ટામાં ત્રણે મહારાષ્ટ્રોએ — જેમાં એકનો વાવટો લાલ છે — ચીનને અંધારામાં રાખીને કરારો કર્યા હતા.

આંતરરાષ્ટ્રીય સચ્ચાઈ વિષે શંકા હતી એમ અમે જાણી જોઈને કહ્યું છે. વિશ્વયુદ્ધ ચાલતું હતું ત્યારે વચનોની લહાણી છૂટે હાથે થતી વિશ્વયુદ્ધને અંતે લોકશાહીનો સંપૂર્ણ અમલ થશે એવી ખાતરી અપાતી. આ વચનો અને આ ખાતરીઓનું મૂલ્યાંકન હિંદ જેવી શાહીવાદના પાંજરે પડેલી પ્રજાએ બરાબર જ કર્યું હતું. ચીન પણ સમજ્યું તો હશે. પણ એને ચૂપ રહ્યા વગર ચાલે તેમ નહોતું. યુદ્ધ પૂરું થયું અને આ વચનો પ્રમાણે વર્તન કરવાનો સમય આવ્યો.

હવે વચનો વિષે વિવાદ ઉત્પન્ન થયા. બ્રિટિશ સામ્રાજ્યને નાદારીમાં લઈ જવા આ યુદ્ધ નથી લડાતું એવું સ્પષ્ટવક્તા ચર્ચીલે જાહેર કર્યું જ હતું. હોંગકોંગ આ સામ્રાજ્યની ઇમારતમાં મહત્ત્વનો ખૂણો છે, એ કેમ જવા દેવાય? શરૂઆતમાં તો હોંગકોંગનો કબજો કોણ લે એ સવાલ થયો. બ્રિટિશ સૈન્ય જ આ કબજો લેને? એમ જ થયું. ઇંગ્લંડની 'સમાજવાદી' સરકારે સામ્રાજ્યનો આ 'બોજો' ઉપાડવા તત્પરતા દાખવી! ચીનની સર્વોપરી સત્તા પર કાપ મુકાયો! ચ્યાંગે આ વિશે હરફ માત્ર ઉચ્ચાર્યો નથી.

ચીનમાં પેલા પરદેશીઓ વધારાના હકો ભોગવી રહ્યા હતા તેની કરુણ કહાણી વાચક જાણે છે. લડાઈ દરમ્યાન આ હકો છોડી દેવાની જાહેરાતો થઈ છે. અમેરિકાએ તેમાં પહેલ કરી છે. આભાર! પણ અમેરિકા 'ખુલ્લા વેપાર'નું દ્વાર જતું કરે? અમેરિકા જુનવાણી સામ્રાજ્યવાદને માનતું નથી. એ તો અદ્યતન શરાફી મૂડીવાદને પિછાને છે. અને અમેરિકા પોતે 'પછાત' ચીનને પ્રગતિશાળી કરવા ઇચ્છે છે! અમેરિકાના મૂડીવાદને ચીની સ્વદેશી મૂડીવાદનો ટેકો છે. ચુંગ-કીંગના રાજતંત્રમાં તેમનો પ્રભાવ છે. સોનાની આ થાળીમાં એક જ લોઢાનો ખીલો છે. સોવિયેત રશિયા પણ ચીનમાં 'લાગવગ' ધરાવે છે!

હવે આ સોવિયેત રશિયા તરફ નજર કરીએ. લેનિનનું રશિયા ખાનગી કરારોમાં નહોતું માનતું. પરંતુ સ્ટેલિનનું રશિયા 'અગમ્ય' કોયડો છે. એમ કહેવાય છે કે યાલ્ટામાં ચર્ચીલ, રૂઝવેલ્ટ અને સ્ટેલિન મળ્યા ત્યારે કોઈક કરારો થયા હતા જે મુજબ જાપાન સામે યુદ્ધમાં ઊતરવાની એક શરત મંચુરિયામાં કેટલીક 'સગવડો' રશિયાને મળવા વિષે હતી. ચીન આ વેળા હાજર નહોતું. આ કરાર હમણાં જ પ્રકાશમાં આવ્યો છે. ચીનની સર્વોપરી નિયંત્રણસમિતિ યુઆ-

નના આઠ સભ્યો જાહેર કરે છે તે મુજબ મુકદન વેળા જાપાને જે માગણી કરી હતી તેના કરતાં પણ આ ભારે માગણી છે અને ચીનની જમીન પચાવવા અને સ્વતંત્ર સત્તા ખૂંચવી લેવા માટે થયેલા આ ગુપ્ત કરારથી ચીનને અંધારામાં રાખવામાં આવ્યું છે.

ચુંગકીંગની સમજુ સરકારે મોસ્કો ખાતે વિષ્ટિકાર મોકલી રાજદ્વારી 'ગૂંચવણો'નો નિકાલ લાવવા યત્ન કર્યો જ હતો. રશિયા સાથે કોલકરાર કરી બની શકે તેટલી ઉદાર શરતો ચીને કબૂલ કરી છે અને ચીન રશિયા વચ્ચે ત્રીસ વર્ષના કોલકરાર થયા છે. છતાં આ નવી પરિસ્થિતિ ઊભી થઈ.

પરંતુ જુવાન ચીન શાંત કેમ બેસી રહે? મંચુરિયામાં ઔદ્યોગિક અને વેપારી અંકુશ મેળવવા રશિયા પ્રયત્ન કરી રહ્યું છે. મંચુરિયાની સંપત્તિનું આકર્ષણ ઓછું નથી. જાપાનના આક્રમણનું આ મૂળ હતું. સોવિયેત રશિયાએ આ મુલકને 'મુક્ત' કરવા લશ્કર મોકલ્યું હતું. હવે આ લશ્કર ત્યાં ચીટકી રહેવા માગતું હોય તેમ જણાય છે અને નવું લશ્કર આવી રહ્યું છે એવા તાર છે.× 'મન્ચુરિયા

× રૂટરનો તાર છે: ચુંગકીંગ ફેબ્રુઆરી ૧૯૪૬: 'મંચુરિયા છોડો'ના દેખાવો ત્રીસ હજાર વિદ્યાર્થીઓએ કર્યા પછી ચીનના દરિયા પારના તેમજ અંદરના એમ મળી બાર પ્રાંતોમાં સોવિયેત વિરોધી આ દેખાવો ફેલાઈ રહ્યા છે. જાહેર સંસ્થાઓ, કામદાર સંઘો, સંસ્કાર મંડળો અને વિદ્યાપીઠો મંચુરિયા છોડોની હિલચાલમાં સામેલ છે. ચીન–રશિયાના કોલકરારોનો રશિયાએ છડેચોક ભંગ કર્યો છે કારણકે તે હવે વધુ આર્થિક સગવડો માગી રહ્યું છે એવું શાંગહાઈનું યુદ્ધોત્તર વિકાસ મંડળ જણાવે છે. મંચુરિયામાં રશિયાના સૈન્યે યંત્રો ખસેડવા માંડ્યા છે એવા પણ ખબર છે.

છોડો'નો નાદ હવે ચુંગકીંગમાં ગાજી રહ્યો છે. સોવિયેત દળો ખસેડી લેવા પોકાર ઊઠયો છે. ચુંગકીંગમાં ૩૦૦૦૦ વિદ્યાર્થીઓ આ દેખાવો-માં સામેલ હતા. આ પોકાર ઉઠાવનારા લોકશાહી સમજતા નથી અને પ્રત્યાઘાતીઓ છે એમ રશિયાનાં વાજિંત્રો કહે છે!

રાષ્ટ્રીય સરકારના મહામંત્રી જાહેર કરે છે કે ચીનની પીઠ પછવાડે કોઈ કરારો થયા હશે તો તે ચીનને બંધનકર્તા નથી. એ ગમે તે હોય પરંતુ ચીનની સરકાર રશિયાને નાખુશ કરી શકે તેમ નથી કારણકે ચીનમાં જ, ઘેરજ, આંગની સરકારને પડકાર અપાઈ રહ્યો છે. ઉત્તરપૂર્વમાં 'લાલ તારો' ઊગ્યો છે.

* * *

વિશ્વયુદ્ધ એકાએક પૂરું થયું તેને લીધે કેટલીક સમસ્યાઓ આપ મેળે ઊભી થઈ. જાપાનના સૈન્યને શરણાગતિ સ્વીકારવી પડી. પરંતુ તેણે શસ્ત્રો કોને સોંપી દેવાં, કબજો કોને સોંપવો અને શરણાગતિનો સ્વીકાર કોણ કરે એ પ્રશ્ન ઊઠયો. ઉત્તર ચીનમાં આ સવાલ વધુ વિકટ હતો. મધ્યસ્થ તંત્ર અને સામ્યવાદીઓ વચ્ચે સંઘર્ષ—કોઈક કોઈક જગ્યાએ સંગ્રામ પણ—ચાલતો હતો. સામ્યવાદી દળો જાપાન સામે લડી રહ્યાં હતાં. જાપાને હથિયાર મૂકી દઈ સઘળો શસ્ત્રસરંજામ ચીનને ચરણે ધરી દેવાનો હતો. સામાન્ય રીતે આવી કટોકટી વેળા મધ્યસ્થ કાયદેસર સરકારના આદેશો જ તરત અમલમાં આવવા જોઈએ, અને સત્તાવાર અધિકારીઓના હુકમો માનવામાં ઢીલ થવી ન જોઈએ. પણ અહીં તો વિચિત્ર સ્થિતિ ઊભી થઈ. સામ્યવાદી-ઓની ફરિયાદ હતી કે આ શસ્ત્રો જો આ અધિકારીઓને સોંપાશે તો તેનો ઉપયોગ સામ્યવાદીઓ સામે થશે. ઉત્તર ચીનમાં જાપાન વિરોધી લડતમાં લાલ ચીને જ પ્રધાન હિસ્સો આપ્યો હોવાથી સામ્યવાદીઓને શસ્ત્રો સુપરત થવાં જોઈએ અને મુલકનો કબજો પણ તેમને સોંપાવો જોઈએ એવી તેમની ખાહેશ હતી.

આ વલણ મધ્યસ્થ સરકારને આહ્વાનરૂપ હતું. વળી આ

પ્રદેશના કેન્દ્રો કબજે કરવા માટે લાલ સેનાઓએ લશ્કરી હિલચાલ આરંભી

એકવાર એમ પણ દેખાયું કે ચીનની પુરાણી રાજધાની પેકીંગ આ દળો સર કરી લેશે કારણ કે સોવિયેત રશિયાનો તેમને સાથ હતો એમ ચોખ્ખું જણાતું હતું. લાલ દળો ચીનના પ્રવેશદ્વારનો કબજો લઈ લે તે પહેલાં મધ્યસ્થ સરકારનાં દળો આવી પહોંચ્યાં અને પરિસ્થિતિ વધુ બગડતાં પહેલાં અંકુશમાં આવી ગઈ.

આ સમયે ચેનાનપ્રેમી અમેરિકન વૃત્તવિવેચકોએ જગત સમક્ષ લાલ ચીન વિષે હકીકતો મૂકી. સામ્યવાદીઓએ ફરિયાદ કરી કે અમેરિકાનાં દળો દેશના આંતરિક પ્રશ્નમાં વચ્ચે પડી રહ્યાં છે. સામ્યવાદીઓને જેર કરવા અમેરિકન હવાઈ દળ, અમેરિકન શસ્ત્રસરંજામ, તથા અમેરિકન દારૂગોળો વપરાઈ રહ્યો છે. અમેરિકનોએ તાલીમ આપીને તૈયાર કરેલું ચીનનું છટ્ટું દળ સામ્યવાદી લશ્કર સામે લડી રહ્યું છે.

સામ્યવાદી વૃત્તવિવેચકોએ એ પણ દુનિયાને જણાવ્યું કે જાપાન સામે કટ્ટર મોરચો લાલ ચીને જ ઊભો કર્યો છે. ચીનની આમજનતામાં કુંગ-ચંગ-તંગ પ્રધાન બળ છે. કુંગ-ચંગ-તંગ એટલે સામ્યવાદી પક્ષ ૧૯૨૧માં મૂઠીભર બુદ્ધિજીવીઓનો બનેલો હતો તે આજે બાર લાખ સભ્યસંખ્યા ધરાવતો મહાન ક્રાંતિકારી જૂથમાં પરિણમેલો છે. આ સભ્યસંખ્યા જાગૃત કામદાર કિસાનોની બનેલી છે અને તેમાંનો એકએક આદમી ક્રાન્તિનું જવલંત એકમ છે. આ લાલ લડવૈયાઓએ ગેરીલા યુદ્ધ કરી ચીનના ઓગણીસ પ્રાંતને જાપાનની સત્તામાંથી મુક્ત કર્યા છે. મંચુરિયા, ઉત્તર, મધ્ય અને દક્ષિણ ચીનની ૯॥ કરોડની કુલ વસ્તી આ મુજબ જાપાનના બંધનમાંથી મુક્ત થઈ છે.

ચીનનો આ સ્વાધીન વિસ્તાર ૩,૫૩,૦૦૦ ચોરસ માઈલ જેવડો છે. બંગાળ, બિહાર, સંયુક્તપ્રાંત અને પંજાબ જેટલો આ પ્રદેશ છે.

પેલા મહાભિનિષ્ક્રમણ વેળા અને લાંબી કૂચને અંતે જે લશ્કર રહ્યું તેમાંથી ઊભી થયેલી ચતુર્થ સેના અને બીજાં સૈન્યો

મળી ૧૯૩૭માં લાલ સેના અડધો લાખ હતી તે આજે ૯ લાખ થઈ છે. બીજા સીમાપ્રાંતના રક્ષણહારો મળી મોટું દળ આ સામ્યવાદીઓના વાવટા નીચે સંગઠિત થયું છે. એટલું જ નહિ પણ આમજનતાની હમદર્દીને કારણે કિસાન કામદારની રોજ-બ-રોજની વિટંબણાઓ અને માગણીઓ સમજવા અને હલ કરવા તેમનો અવિરત પ્રયત્ન છે.

સામ્યવાદીઓનો દાવો છે કે ૧૯૪૩માં જાપાનના ૬૪ ટકા સૈન્યનો સામનો અને ચીનની 'પૂતળા સરકાર'ના ૯૫ ટકા સૈન્યનો સામનો કરવાનું તેમને જ ભાગે આવ્યું હતું, અને જ્યારે કુઓમિન્તંગના સૈન્યોની નબળાઈ ૧૯૪૪માં ખુલ્લી પડી ગઈ ત્યારે જ આ પ્રમાણમાં ફેરફાર થયો. લશ્કરનો અડધ ઉપરાંત બોજો તેમણે ઉપાડ્યો છે. અને બદલામાં ! બદલામાં કુઓમિન્તંગના પ્રત્યાઘાતી તત્ત્વોની આઠ લાખ જેટલી સેના આ સીમાપ્રદેશોને ઘેરો ઘાલી રહી છે !

યુદ્ધ પૂરું થતાંની સાથે આ દળો વચ્ચે અથડામણ શરૂ થઈ. આજે પણ મુકદનની દક્ષિણે આવેલા લાઓવાન્ગ શહેરની પશ્ચિમે પિસ્તાલીસ માઈલના મોરચા પર ચીની સામ્યવાદી દળો અને ચીની સરકારી દળો લડી રહ્યાં છે.

આખી દુનિયા આ આંતરવિગ્રહથી વ્યથિત થઈ છે. હિંદની વ્યથા પંડિત જવાહરલાલ નેહરુએ તાજેતરના એક સંદેશામાં પ્રદર્શિત કરી છે. આ સંજોગોમાં પ્રેસિડેંટ ટ્રુમૅને જનરલ માર્શલને ચીન મોકલી આપ્યો અને સામ્યવાદી નેતા માઓ તથા રાષ્ટ્રપતિ ચ્યાંગ વચ્ચે છેવટે મંત્રણા થઈ શકી જેનું સુખદ પરિણામ આવ્યું છે.

છેલ્લા ઓગણીસ વરસથી ચીનમાં જે આંતરવિગ્રહ ચાલી રહ્યો હતો તે પૂરો થયો છે અને લગભગ બે દાયકા પછી ચીન આંતરિક શાંતિના નવા યુગને આવકારે છે. વૉરલૉર્ડ પદ્ધતિમાંથી પણ ચીનને

મુક્તિ મળી છે. કુઓમિન્તંગ અને કમ્યુનિસ્ટ દળો વિખેરાઈ જઈ એક સરસેનાપતિ ચ્યાંગના સર્વોપરી આદેશ હેઠળ આવ્યાં છે. અત્યારે ચીનમાં છૂટાં છૂટાં ૩૦૦ થી ૪૦૦ ડિવિઝનો પડેલાં છે તેનું એકીકરણ થશે અને તેમાંથી અઢાર મહિનામાં વીસ દળો રચાશે જે ચ્યાંગની આજ્ઞા હેઠળ રહેશે.

ચીની લશ્કરના 'રાષ્ટ્રીયકરણ' માટે નીચેની શરતો મંજૂર થઈ છે:—

(૧) રાષ્ટ્રીય સંરક્ષણ ખાતાના સંકલિત અંકુશ હેઠળ બધાં લશ્કરો રહેવાં જોઈએ. આ ખાતાનો પ્રધાન લશ્કરી જ હોય તેવું જરૂરી નથી. (૨) લશ્કરને રાજદ્વારી બાબતોમાં માથું મારવાની સખ્ત મનાઈ છે. (૩) સૈન્યમાં અધિકાર ધરાવતો કોઈ પણ આદમી મુલ્કી ઓધ્ધો નહિ ધરાવી શકે. (૪) સૈન્યભરતી અંગેની પદ્ધતિમાં સુધારો કરવો.

આ ઠરાવનો મુખ્ય હેતુ લશ્કરને મુલ્કી અંકુશ હેઠળ મૂકવાનો છે.

સામ્યવાદીઓની માગણી હતી કે મધ્યસ્થ તંત્રમાં મિશ્ર સરકાર સ્થાપવી જોઈએ. કુઓમિન્તંગના હાથમાં દેશની સર્વ સત્તા હોવાથી સાચું લોકશાસન સ્થાપવા આ જરૂરી હતું એ સ્વીકારવું જ જોઈએ. યુદ્ધના સમયમાં આ સ્થિતિ કદાચ ક્ષમ્ય ગણાય. ચ્યાંગે જાહેર તો કર્યું જ હતું કે મેની ત્રીજીએ જ્યારે મહાસભા મળશે ત્યારે આ બાબત હાથ ધરાશે પણ આવી રીતે રાહ જોવા સામ્યવાદીઓ તૈયાર નહોતા. તેથી આ બાબતનું પણ નિરાકરણ થયું.

આ વિષે ઠરાવ થયો કે:—

રાષ્ટ્રીય બાબતો પર અંકુશ રાખનારી એક 'સર્વપક્ષી રાજસમિતિ' નીમવામાં આવશે. આ સમિતિ સરકારની પ્રમુખ સમિતિ ગણાશે. વિવિધ પક્ષો તરફથી રજૂ થતી નામાવલિમાંથી પ્રમુખ આ રાજસમિતિ રચશે. જો વ્યક્તિગત પક્ષના પસંદ કરાયેલા સભ્ય તેમને પોતાને ન પસંદ પડે તો તે પોતે જુદી નિમણુક કરી શકશે. રાજસમિતિના ૪૦માંથી અડધા સભ્યો કુઓમિન્તંગ પક્ષના સભ્યો રહેશે. બાકીના અરધા વિવિધ પક્ષોમાંથી લેવાશે.

લશ્કરના એકીકરણ વિષે તેમ જ મિશ્ર સરકાર વિષે સંમતિ થતાં બે મુખ્ય વિવાદાસ્પદ પ્રશ્નોનો નિકાલ આવ્યો છે. હવે આ સમાધાનનો અમલ કેવો થાય છે તે જોવાનું રહે છે.

સેનાધિપતિ ચ્યાંગ-કાઈ-શેકના કહેવા મુજબ નવી મિશ્ર સરકાર સ્થપાતાં તે પોતે જવાબદારીમાંથી મુક્ત થશે. કુઓમિન્તંગમાં રાજ-સત્તા કેન્દ્રિત થયેલી છે તે પ્રજાને સુપરત કરી દેવામાં આવશે અને ચીનની પુનર્રચનાની જવાબદારી બીજા પક્ષો જોડે વહેંચી દેવામાં આવશે.

વિજયોત્સવ વેળા ચ્યાંગે જાહેર કર્યું હતું તે મુજબ કમ્યુનિસ્ટ પ્રશ્નનો નિકાલ રાજદ્વારી રીતરસમોથી થયો છે. દેશના દરેક આંતરિક પ્રશ્નનો નિકાલ બળના જોરે નહિ પણ મંત્રણા અને સમજૂતીથી થાય તે સુખદાયક છે. ચીનમાં આવું સુખદાયક પરિણામ આવ્યું છે તે હિંદ જેવા દેશ માટે દાખલારૂપ છે. એક વેળા એવું જણાતું હતું કે આ કલહમાંથી ચીનના ટુકડા થઈ જશે. સમજુ ચીન આમાંથી ઊગરી ગયું છે અને હવે સ્વાધીન અને સંયુક્ત ચીન ક્ષિતિજ પર દેખાય છે.

૨૭ ફેબ્રુઆરી, ૧૯૪૬

# ગ્રંથસૂચિ


‡ Carl Crow: Handbook for China.

‡ Lin Yu-Tang: My Country & My people.
Leaf in the Storm.

‡ Snow: Red Star over China. Glory and Bondage. Scorched Earth.
Battle of Asia.

‡ Nym Wales: China Builds for Democracy.

Tsui Chi: A short History of Chinese Revolution.

‡ T. Epstein: Peoples War. I Visit Yenan.

Tan Yun Shan: Modern China.

‡ Tang Leang Li: Inner History of Chinese Revolution.

Graham Peck: Through China's Wall.

Joys Homer: Dawn Watch in China.

Chungking Publishing Company } China after Five years of War.

‡ Karaka: Chungking Diary.

Royal Institution of World's Affairs } China & Japan.

‡ Pringle: China's Struggle for Unity.

‡ S. S. Batliwala: Makers of New China.

Chiang Kai Shek: China's Destiny.

Chen Pai Ta: Critique of China's Destiny.

‡ Mao Tse-Twang: China's Strategy for Victory.
New Democracy.

Tung Pi-wu: China's Resistance.

Winfred Galbrieth: Chinese.

Hollington Tong: Chiang Kai Shek.

‡ M. N. Roy on Chinese Revolution.

The Chinese Year Book.

Lyall: China.

Daruwala: Chinese Exodus.

Pearl Buck: Good Earth; Honse Divided;
Sons; Patriot; Dragon Seed.

Wang T: Youth Movement in China.

Agnes Smedley: Chinese Destiny.

Sun Yat Sen: Sen Min Chu.
Memoirs of a Chinese.
Revolution.

The Chinese Soviets.

Kuomintang & the Future of Chinese Revolution.

‡ આ પુસ્તકો તો અભ્યાસ માટે ખાસ જરૂરી છે.

# અનુક્રમણિકા

સૂચિ

卐

# પ્રાવેશિક

હિંદ અને ચીન બાંધવરાષ્ટ્ર છે. પૂર્વના આ બન્ને દેશો સૈકાંઓથી સંપર્કમાં આવ્યા છે. છતાં આપણા દેશમાં ચીન વિષે ઊંડું અજ્ઞાન પ્રવર્તે છે. આપણે પશ્ચિમના દેશો, તેમનો ઇતિહાસ, રાજકારણ અને અર્થશાસ્ત્ર જાણવા મથામણ કરીએ છીએ પણ દેશના ઊંબરે આવેલા મુલક વિષે, પડોશી રાષ્ટ્રો વિષે અને તેમના પ્રશ્નો વિષે ભાગ્યેજ દરકાર કરીએ છીએ. હમણાં હમણાં આ બાબત રસ ઉત્પન્ન થયો છે. ચીન વિષે તો તાજેતરમાં વધુ જ્ઞાન-પિપાસા જાગી છે.

જગતના પ્રશ્નોથી હિંદના સવાલને જુદો પાડી શકાય નહિ એવું ભાન થતાં અને સ્વાતંત્ર્યની લડતમાં સમભાગી થવા ૧૯૩૭માં હિંદી રાષ્ટ્રીય મહાસભાએ એક મેડીકલ મીશન ચીન મોકલ્યું. આ રીતે આપણે આપણી સ્વતંત્ર પરદેશનીતિ ઘડી એટલું જ નહિ પણ ચીન પ્રત્યે હમદર્દી દાખવી. આપણા બન્ને દેશો સાંસ્થાનિક ગુલામીમાં સબડી રહ્યા છે અને તેમાંથી મુક્ત થવા ભગીરથ પ્રયાસ કરી રહ્યા છે એનું આપણને જ્ઞાન થયું. ૧૯૩૯માં પંડિત જવાહરલાલ નેહરુએ ચીનની મુલાકાત લીધી અને હિંદ અને ચીનને સ્નેહના સૂતરને તાંતણે બાંધ્યાં. ચીનના રાષ્ટ્રપતિ ચ્યાંગ અને હિંદના

રાષ્ટ્રપિતા ગાંધીજીની મુલાકાત હિંદ અને ચીનના ઇતિહાસમાં સીમાચિહ્ન જેવી બની રહી છે.

ચીનનો વિચાર કરતાં અનેક સ્મરણો થાય છે. પ્રથમ તો દયાની મૂર્તિ જેવો ચીનો આપણી આંખ આગળ તરવરે છે. ભારથી લદાઈ ખોડંગતો ખોડંગતો ફેરી કરતો ચીનો, કાળી મજૂરી કરતો ચીનો, ધીરજ અને સહનશીલતાના પ્રતીકરૂપ ચીનો ખરેખર ત્યાગમૂર્તિ નહિ તો દયામૂર્તિ જરૂર છે. ચીનાની પેલી કોમળ બાળકીના પગ બાંધેલા જોઈએ છીએ ત્યારે અરેરાટી ઊપજે છે અને મનુષ્યના વહેમ અને અજ્ઞાનને મર્યાદા નથી એવું સમજાય છે. આ એક ચિત્ર થયું. અને બીજું? આ ચિત્ર અત્યંત આહ્લાદજનક છે. દિવાળીના દિવસોમાં જ્યારે બાળકો ફટાકડા ફોડે છે ત્યારે આ દારૂખાનાના ઉત્પાદક ચીનાની શોધકબુદ્ધિ માટે માન ઊપજ્યા વગર રહેતું નથી. ચીનાઈ રેશમનાં વસ્ત્રો આપણા પર્વોમાં ઓર રંગ અને આનંદ પૂરે છે ત્યારે પણ આપણા પડોશી રાષ્ટ્ર માટે મમતા થાય છે. વળી ચીનાઈ માટીના વાટા અને તેના પરનાં ચિત્રકામ આપણા બાંધવરાષ્ટ્રની કલામયતાનો સુંદર પરિચય આપે છે.

હિંદ અને ચીનની તાજી સ્મૃતિમાં એક કલંક–કથા કોતરાઈ ગઈ છે. આપણો ઇતિહાસનો વિદ્યાર્થી અફીણ–યુદ્ધોની તવારીખ ભૂલી શકે તેમ નથી. આ કાળી કથામાં આપણા દેશબંધુઓ ભાગીદાર હતા તે કેમ ભુલાય? મધ્યહિંદમાં રતલામથી ઇંદોર જતાં તમને રેલની બન્ને બાજુએ લીલાંછમ ખેતરોમાં ઘઉંનો સરસ પાક થતો દેખાશે. આ જ ખેતરોમાં એકવાર ખસખસની ખેતી થતી અને તેમાંથી અફીણ બનાવીને પેટીઓની પેટીઓ ચીનમાં ઠલવાતી. આ બધું આપણા લોકોને હાથે અને આપણા લોકોના નામે અને આપણી જવાબદારીથી થતું. એક પુરાણી પ્રજાને આ ઝેર બળજબરીથી પિવડાવી ઊંઘણશી બનાવવામાં અને ગુલામીની નાગચૂડમાં ફસાવવામાં આપણે ભાગીદાર બન્યા હતા જેમ આ વિશ્વયુદ્ધમાં આપણા જ સોલ્જરો બીજી

પ્રજાઓને રંજાડવામાં મદદગાર થયા છે ! એક ગુલામ બીજાને ગુલામીમાં ધકેલે છે, જેમ એક સ્વતંત્ર રાષ્ટ્ર બીજા રાષ્ટ્રમાં સ્વાધીનતાની સોડમ ફેલાવે છે.

•

૧૯૨૦ના કાળમાં જ્યારે આપણો દેશ મુક્તિ માટે પહેલું પ્રચંડ આંદોલન કરી રહ્યો હતો તે વેળા ચીનની નવજુવાન હિલચાલના અને કામદાર લડતના પડઘા અહીં સુધી પડચા હતા. 'ચીનનો અવાજ'× નામે પુસ્તક દ્વારા પૂર્વની પ્રજા અને સંસ્કૃતિનો સૂર સંભળાયો હતો. એક સમભાવી અંગ્રેજે ચીનનું હૃદય પારખી આ હૃદયની વરાળ કાઢી હતી. આ જ સમયે પૌર્વાત્ય પ્રજાના આત્મા* વિષે પિછાણ જગતને થઇ રહી હતી. વળી ચીનના પ્રશ્ન વિષે સહાનુભૂતિભર્યું પૃથક્કરણ* પણ થઇ રહ્યું હતું. આપણા વિદ્યાર્થીઓને ૧૯૨૧ની બહિષ્કારની લડત યાદ હશે. આ અરસામાં ચીને બોયકોટનું હથિયાર પરદેશીઓ સામે ઉપાડયું અને જે લોકો સ્વદેશબંધુઓનું અપમાન કરી રહ્યા હતા તેમને તેમણે પરચો બતાવ્યો. કામદાર હિલચાલનો જન્મ પણ આ જ કાળમાં થયો અને હડતાળનું શસ્ત્ર ઉગામવામાં આવ્યું. પરિણામે ગોળીબાર અને હત્યાકાંડ થયા. આ બધું કહેવાનું આ સ્થળ નથી. એટલું જ ઉમેરવું પ્રસ્તુત છે કે આ પાપમાં પણ આપણા દેશબાંધવોનો—શીખો અને બીજા સોલ્જરોનો—ઉપયોગ થયો.

છાપાં દ્વારા ચીનના ધાડપાડુઓ વિષે પણ આપણે ઓછું સાંભળ્યું નથી. ચીન જાણે એક જંગલી દેશ હોય અને ત્યાંની

× Letters of a Chinamanનો અનુવાદ. પ્રકટકર્તા નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

* Soul of a People...Fielding Hall

* Problem of China : Bertrand Russel.

જમીનને વેરાન કરનારા આ જંગલી પશુઓ ન હોય તેવો ભાસ આપતા આ સમાચારો વાંચીને ઘણાને મૂંઝવણ થઈ હશે, કદાચ હજી પણ થતી હશે. આ ધાડપાડુઓ બીજા કોઈ નહિ, લાલ ચીનના લડવૈયા છે અને તેમના વિષે ગમે તેવા મતભેદ કે પૂર્વગ્રહ હોય પણ તેઓ આપણા જેવી જ આશાઓ અને સ્વપ્નાં સેવતા પ્રજાજનો છે એટલું તો યાદ રાખવું જ જોઈએ.

આમ આવાં અનેક કડવાં તેમ જ મીઠાં પૂર્વસ્મરણો ચીન જગાડે છે.

જગતની મોટામાં મોટી વસ્તી હિંદ અને ચીનમાં વસે છે. હિંદની ચાળીસ કરોડની પ્રજા અને ચીનની પિસ્તાળીસ કરોડની પ્રજા મળતાં મોટો માનવસમૂહ બને છે. યુરોપખંડ જેટલો વિસ્તાર ચીનનો છે અને એશિયાનો ચોથો ભાગ થવા જાય છે. કેટલાકનો દાવો છે કે જગતની જૂનામાં જૂની સંસ્કૃતિ ચીનમાં ઉદ્દભવી હતી. આ સંસ્કૃતિ ઈજિપ્ત અને બેબીલોનથી પણ જૂની છે અને છતાં અજરામર રહી છે. હિંદુસ્તાન માફક ચીનની સંસ્કૃતિ પોતાની વિશિષ્ટતાને લીધે જીવતી રહી છે, જ્યારે ઇજિપ્ત અને બેબીલોન, ગ્રીસ અને રોમની સંસ્કૃતિ કાળચક્રમાં નાશ પામી છે. જેને પ્રચલિત ભાષામાં ધર્મપ્રિય કહેવાય તેવી આ બન્ને પ્રજાઓ છે. છતાં બન્નેનું પતન થયું છે.

ભગવાન બુદ્ધના સમયથી હિંદ અને ચીન પરસ્પર સંબંધમાં આવ્યાં, અને ચીને હિંદને તીર્થભૂમિ માન્યું કારણ 'તથાગત'નું જન્મ-સ્થાન હિંદ છે. પેલા પ્રખ્યાત મુસાફરો ફાહિયાન અને હ્યુએનસંગ અહીં જાત્રાએ આવ્યા અને દેશની તે વખતની હાલતનું હૂબહૂ ચિત્ર રજૂ કરતા ગયા. બન્ને દેશો શાંતિપ્રિય હોવાથી જગતના આ બન્ને પડોશી રાષ્ટ્રો વચ્ચે પ્રેમ અને મમતાનો સંબંધ કાયમ રહ્યો. હિંદે

શું કે ચીને શું જમીન-વિસ્તારની નીતિ વિચારી નથી એટલે બન્ને દેશ વચ્ચે અથડામણનો પ્રસંગ ઊભો થયો નથી. ઇતિહાસમાં આવું ભાગ્યે જ બન્યું છે. જમીનની ભૂખને લીધે નિકટ વસતાં રાષ્ટ્રો વચ્ચે વિગ્રહો થયા છે. હિંદ અને ચીનનો સંબંધ સાંસ્કારિક રહ્યો છે. વિશ્વભારતી ચીનાભવન દ્વારા આ સંબંધ તાજો થયો છે.

હિંદ અને ચીનને બાંધવરાષ્ટ્ર કહેવામાં અનેક રીતે ઔચિત્ય છે. હિંદુસ્તાનની ચાળીસ કરોડ પ્રજા અને ચીનની પિસ્તાળીસ કરોડ પ્રજાની સામાજિક ભૂમિકા બહુ ભિન્ન નથી. બન્ને ખેતીપ્રધાન દેશો છે. હિંદની ખેડૂત વસ્તી ૭૩ ટકા છે, તો ચીનમાં ખેડૂત વસ્તી ૮૫ ટકાની આસપાસ છે. બન્ને દેશમાં ઉદ્યોગીકરણ થતાં કામદારવસ્તી અને તેના પ્રશ્નો ઊભા થયા છે. હિંદ અને ચીનની આમજનતાના સામાજિક સંસ્કારો, માન્યતાઓ અને વહેમો જુદી કોટીના જણાતા નથી પરદેશી કેળવણીની અસર થતાં શિક્ષિત વર્ગનું માનસ જુદી રીતે ઘડાયું છે. વળી પરદેશીઓના અમલ હેઠળ આવેલા નોકરિયાત વર્ગ અને સ્વદેશી મૂડીદારી પ્રથાના દબાણ હેઠળ આવેલા વર્ગોએ હિંદ તેમ જ ચીનમાં સમાન પ્રશ્નો ઊભા કર્યા છે.

ખેતીપ્રધાન વસ્તી, જમીનદારશાહી અને દેશ તેમજ પરદેશની મૂડીદારી ગુલામીની પાર્શ્વભૂમિકા ઉપર રાજકારણ અને અર્થકારણનો ઘાટ ઘડાયો છે તે બન્ને દેશ વિષે તત્ત્વતઃ જુદો નથી. ચીનમાં પણ પુરાણી ગ્રામવ્યવસ્થા, ગ્રામપંચાયતો અને શહેરી શ્રેણીવ્યવસ્થા અને વેપારવણજની સંસ્થાઓ હતી. જમીન પરના હકો જમીનદાર અને મુલ્કી અમલદાર વર્ગે આમજનતા પાસેથી ઝૂંટવી લીધા હતા. ખેતી માટેની જમીનના ટુકડાઓ, ભાગબટાઈ, સાંથ, રુશવતખોરી, વેઠ, વ્યાજખોરી ઇત્યાદિ પ્રશ્નો ચીનમાં પણ ઊભા થયા છે. દેશ પર થયેલા પરદેશી આક્રમણોને લીધે હિંદની માફક ચીનની અવદશા થઈ છે અને દેશનું એકીકરણ તૂટતાં અને સૂબાઓ છૂટા થતાં

'વૉરલૉર્ડ' માનસ (જેનું સ્પષ્ટીકરણ હવે પછી કરવામાં આવશે) ઘર કરી બેઠું છે. પશ્ચિમના ચઢાઈનો ક્રમ પણ લગભગ સરખો જ દેખાય છે. પશ્ચિમના ચાંચિયા વેપારીઓએ અને ઢોંગી પાદરીઓએ ગુલામીની જાળ પાથરી તે કથા કાંઈ જુદી નથી.

આ પછી પશ્ચિમની સંસ્કૃતિનું વેગવંત વાદળ આવ્યું અને તેમાં પ્રજા, ખાસ કરીને જુવાન પ્રજા, તણાઈ. પોતાના દેશની સંસ્કૃતિનાં સુંદર તત્ત્વોને પણ તેમણે તરછોડયાં. પહેલા જુવાળમાં જુવાન પ્રજાની સંસ્કારવિકૃતિ પણ થઈ. પરંતુ સાથે સાથે સ્વાતંત્ર્ય, સમાનતા અને બંધુતાના આદર્શોનો સંચાર થયો, સ્વાધીનતાની ભૂખ જાગી અને સ્વદેશને શાહીવાદી ગુલામીમાંથી મુક્ત કરવા પ્રચંડ આંદોલન થયું. આ આંદોલનમાં પ્રજાજીવન શુદ્ધ થયું. ક્રમેક્રમે દેશમાં ક્રાંતિનું મોજું ફરી વળ્યું.

રાષ્ટ્રીય ક્રાંતિનું સ્વરૂપ હિંદ અને ચીન જેવા સાંસ્થાનિક દેશોમાં એક જ પ્રકારનું હોય તેમાં નવાઈ નથી. ક્રાંતિની સીમા બાંધી બંધાતી નથી એ અનુભવની વાત છે, અને વળી ચીનમાં તો એક મોટો માનવસમૂહ સામ્યવાદીઓના સીધા સંપર્કમાં આવ્યો અને કામદાર કિસાન હિલચાલ મજબૂત અને પ્રાંતવ્યાપી બની હતી. જમીનદારો, લશ્કરીઓ અને સ્વદેશી તેમ જ પરદેશી મૂડીદારોની શિરજોરી અને શોષણક્રિયા સામે આમજનતા ઊઠી. આ સંજોગોમાં ચીનની ક્રાંતિ માત્ર રાષ્ટ્રીય ક્રાંતિ નથી પણ સામાજિક ક્રાંતિ છે.

× × ×

પૂર્વના દેશોનું એક સમવાયતંત્ર સ્થાપવાની વાત જૂની છે. ફરીદપુર ખાતે કરેલા એક પ્રખ્યાત પ્રવચનમાં દેશબંધુ દાસે એશિયાના સમવાયતંત્ર માટે કલ્પના રજૂ કરી હતી. આ વિશ્વયુદ્ધમાં જાપાન coprosperity સહ-સુખ સંપત્તિ અને પૂર્વના સૌ દેશો સરખા

સુખી થાય તે માટે બુલંદ પ્રચાર કરે છે. પરંતુ પોતે સામ્રાજ્યવાદી બનેલું હોઈ અને સામ્રાજ્યવાદી શોષણ વ્યાપક કરવા અનેક કરતૂકો, અત્યાચારો અને જૂડાણાં પોતે ચલાવતું હોઈ એશિયાનું અગ્રણીપદ તેણે ગુમાવ્યું છે. ૧૯૦૫માં જાપાને જ્યારે રશિયા પર વિજય મેળવ્યો ત્યારે એશિયા સમસ્તની જનતાએ અભિમાન માન્યું હતું અને એશિયાના એક ખૂણેથી બીજે ખૂણે આનંદ અને ઉત્સાહ છવાયો હતો. પણ કમનસીબે આ જ જાપાન સામ્રાજ્યવાદની લાલસામાં ફસાયું. એને સત્તાની મદિરા ચઢી અને કોરિયા સર કર્યું ત્યારથી સામ્રાજ્યવાદના છંદે ચઢયું. ચીન પર તેણે પગદંડો જમાવ્યો અને એક પડોશી પ્રજાને રંજાડી. એશિયાની દૃષ્ટિ હવે હિંદ તરફ વળેલી છે. સ્વાધીન હિંદ મુક્ત એશિયાની નેતાગીરી જરૂર લઈ શકે. આ સંજોગોમાં બાંધવરાષ્ટ્ર ચીનના ભાવિમાં હિંદ સમભાગી છે.

આ વિશ્વયુદ્ધમાં બીજા દેશોની માફક ચીનમાં ભારે કાયાપલટ થઈ છે. ઉન્મત્ત જાપાને ચીનનો બડભાગ ગળી લીધો છે. દુનિયાના વિસ્તારનો પંદરમો ભાગ આજે ઘેરાઈ ગયો છે. ચીનની જીવનદોરી તૂટી ગઈ છે. બંદરો પરદેશને હસ્તક ગયાં છે. બર્મારોડ બંધ થતાં લેડોરોડ પર માંડમાંડ વાહનો જઈ શકે છે. વિમાન દ્વારા કાંઈક લશ્કરી અસબાબ અને જીવનનાં સાધનો જઈ શકે છે. કાચબો જેમ શરીર સંકેલી લે છે તેમ ચીને પોતાની મહાકાયા સંકેલી લીધી છે. ચુંગકીંગ અને તેની આજુબાજુના પ્રદેશ પર ચીન વાવટો ફરકાવી રહ્યું છે. યેનાન અને તેની આજુબાજુના સીમાપ્રાંતમાં લાલ સેના ગેરીલા યુદ્ધ ચલાવી રહી છે. પરિણામે ગરીબ તવંગર સર્વ કોઈ નવું જીવન જીવી રહ્યા છે.

મોટા ઉદ્યોગો નાશ પામ્યા હોઈ રઘાંસલ્યાં યંત્રોથી ગ્રામપ્રદેશમાં સ્વાશ્રયી જીવન ખડું થયું છે, યુદ્ધકાલીન ચીન સહકારી

ધોરણે આ ઉદ્યોગો ચલાવી રહ્યું છે અને તેમાંથી 'ઇન્ડસ્કો'ની એક નવી જ લોકવ્યવસ્થા ઊપજી છે. નાના ઉદ્યોગો, ગ્રામઉદ્યોગો, હાથ-ઉદ્યોગોનું સંચાલન લોકતંત્રની ઢબે થતાં ચીનની પ્રજા પગ પર ઊભી રહી શકી છે એટલું જ નહિ પણ તેણે દુનિયાને આશ્ચર્યમાં નાખી છે. આ માત્ર ઉદ્યોગવ્યવસ્થા નથી, નવી સમાજવ્યવસ્થા છે. દુનિયાનું સહકારી ધોરણે સમવાયતંત્ર ઘડવાની કલ્પના સેવતા આદર્શવાદીઓને અહીં એક નમૂનેદાર તંત્ર સાંપડ્યું છે.

આ યુદ્ધની અગ્નિપરીક્ષામાંથી નૂતન ચીનનો જન્મ થયો છે. કન્ફ્યુશિયસ અને બુદ્ધના સંસ્કારો જે પ્રજાએ ઝીલ્યા અને પચાવ્યા છે, શાંતિ અને અહિંસાના બોધ જે પ્રજાએ હૈયે ધર્યા છે, ઊંઘણશી અને એદીનું જે પ્રજાને ઉપનામ મળ્યું છે તેનામાં ક્રાંતિકારી પલટો થયો છે. ગયા દાયકામાં મેઝિની અને મિલના મંત્રો તેણે સાંભળ્યા હતા. માર્ક્સ અને લેનિનના સૂત્રો આ પ્રજાના એક મોટા સમૂહને કાને આજે અથડાયા કરે છે. જાપાનના બૉમ્બરોએ આ પ્રજાની સર્જનજૂની શાંતિનો ભંગ કરી દીધો છે અને આ પડકાર ઝીલવા તેને ગેરીલા યુદ્ધનો વ્યૂહ રચવો પડ્યો છે. સર્જનજૂની આદતો છોડી ચીનનો માનવસમાજ નવું જીવન જીવી રહ્યો છે.

કુઓમિન્તંગ અને કમ્યુનિસ્ટ વચ્ચે જે સંઘર્ષ ચાલી રહ્યો છે તે ચીનનો ક્રૂર પ્રશ્ન છે. આ વિષે આ પુસ્તકમાં આગળ ઘણું કહેવામાં આવશે. અહીં એટલું જ ઉમેરીશું કે ચીનના મધ્યસ્થ તંત્રમાં જે પ્રત્યાઘાતીઓ પેસી ગયા છે, રાષ્ટ્રીયતાને નામે જે હિતો સ્વાર્થી ભૂડીવાદને પોષી રહ્યા છે અને જે લોકોને હૈયે જનતાનું, ગરીબ આમ-પ્રજાનું, હિત નથી તે જ સમૂહ આ સંગ્રામની જ્વાળાઓ ફેલાવી રહ્યો છે. વળી સંયુક્ત ચીનના આદર્શને સ્વનિર્ણય અગર બીજા એવા જ રૂપાળા નામે જે સમૂહ આંચ લગાડી રહ્યો છે તે ખરું પુછાવો તો જૂના વૉર લૉર્ડ માનસનો વારસ છે અને પ્રગતિશાળી

નહિ પણ પ્રત્યાઘાતી છે. નૂતન ચીન, સ્વાધીન ચીન અને સંયુક્ત ચીનની પુનઃ સ્થાપના માટે એ જરૂરી છે કે મધ્યસ્થ તંત્રની આણ સૌએ સ્વીકારવી, ભાગલા પાડવાનું વલણ તોડી નાખવું અને સાચું લોકતંત્ર, પ્રાંતોના સંપૂર્ણ વિકાસની શરત સાથે, નિર્માણ કરવું. આમાં ખાનગી અગર સ્વતંત્ર લશ્કરો, ભલે તે લાલ લશ્કર હોય અગર બીજાં હોય, તેમને માટે સ્થાન નથી જ.

હવે બે શબ્દો ચીનના યુવક વર્ગ વિષે. જગતની યુવક હિલચાલમાં ચીનની યુવક હિલચાલ અગ્રસ્થાને છે. ચીનની સ્વાતંત્ર્ય લડતનો ધ્વજધારી યુવક અનેક ઝંઝાવાતોમાંથી પસાર થયો છે, અને આજે નવી જિંદગી અનુભવી રહ્યો છે. ચાલુ યુદ્ધમાં આ યુવકને ચીનના ભૂમિજન જોડે ગાઢ સંપર્ક થયો અને તેણે સાચું જીવન જાણ્યું. એક જમાનામાં તેણે યુરોપીય સંસ્કૃતિમાં સર્વસ્વ માન્યું હતું અને સ્વદેશના સુસંસ્કારોને પણ તરછોડ્યા હતા તો બીજા જમાનામાં યુરોપીય સંસ્કૃતિને ફગાવી ચીની સર્વ સારું એમ માન્યું હતું* હવે તેને કાંઈક સમતોલતા મળી છે. હવે તે માત્ર કન્ફ્યુશિયસ-પંથી નથી રહ્યો પરંતુ તેનો નવો અવતાર થયો છે અને તે નૂતન ચીનનો ઘડવૈયો બન્યો છે. આ નૂતન રાષ્ટ્રનું વિરાટ દર્શન તેને જનતામાં – ગરીબ જનતામાં – થાય છે. આ નવજીવન ઘડવામાં ચીનની નવયુવતીને ભૂલવી ન જોઈએ. હવે તે કોમળતાનું પ્રદર્શન કરવા પગ બાંધતી નથી તેમ જ ગયા દાયકામાં બન્યું હતું તેમ બોબ કેશ કરાવતી નથી પરંતુ ચીનના સ્વાતંત્ર્ય જંગમાં સેનાની બની છે અને માદામ ચ્યાંગ પાસેથી પ્રેરણા મેળવી નવજીવન હિલચાલમાં અગ્રણી બની છે. ડૉ. સુન યટ સેનના રાષ્ટ્રીયતા, લોકશાસન અને પ્રજાપોષણના ત્રિવિધ આદેશને ચીનનો યુવક વરેલો છે અને નૂતન ચીનનું નિર્માણ કરવા આગેકદમ બઢાવી રહ્યો છે.

---

* પર્લ બકના House Divided માં આ વિચારવહેણનો તાદશ ચિતાર છે.

છેવટે વિશ્વશાંતિ વિષે. આ યુદ્ધકાળમાં શાંતિ, સામુદાયિક સલામતી અને આમજનતાના હક્કો વિષે પુષ્કળ સંભળાય છે. પરંતુ અત્યારનું માનસ જોતાં પર્લ બક્કે તો કહ્યું છે કે કહેવાની સુધરેલી પશ્ચિમની પ્રજાઓ અને એશિયાની પછાત પ્રજાઓ વચ્ચે ત્રીજા મહાયુદ્ધની સંભાવના મોટી છે. આ લડાઈને અંતે જો હિંદ અને ચીનને સંપૂર્ણ સ્વાધીનતા ન મળે અને સાંસ્થાનિક ગુલામીનો સંપૂર્ણતઃ નાશ ન થાય તો વિશ્વશાંતિની અપેક્ષા રાખવી ફોકટ છે.

અત્યારની લોકશાહી સરકારો માટે હિંદ અગર ચીન કસોટી-રૂપ છે. સામ્રાજ્યવાદનો જડમૂળથી નાશ થાય તો જ વિશ્વશાંતિ સંભવે. આટલું જ નથી. જો સ્વાધીનતા મૂડીદાર વર્ગોના હિતોની સંભાળ માટે હોય તો તે પણ ફોકટ છે. રાજકીય સ્વાધીનતામાંથી આમપ્રજાની સ્વાધીનતા ઉદ્ભવવી જોઈએ. આજનો પ્રશ્ન માત્ર રાજકીય સ્વાધીનતાનો નથી, જનતાની આર્થિક મુક્તિનો છે. ઉગ્ર બનતો જતો વર્ગકલહ મટી સામાજિક શાંતિ સ્થાપવા માટે આમ-જનતાની સાચી સ્વાધીનતા આવશ્યક છે. અત્યારની કટોકટીમાં આ પ્રશ્નની વિકટતા સમજાય છે. ચીનની ક્રાંતિની આ કથામાંથી આ અટપટા પ્રશ્નો કાંઈક અંશે સ્ફુટ થશે.

જનતાની આગેકૂચ થઈ રહી છે. ચીનની રાષ્ટ્રકૂચ પણ વેગવંત ચાલી રહી છે. આ રાષ્ટ્રકૂચ વિષે હવે સાંભળો.

# પૂર્વ ભૂમિકા

## ૧ દેશ

**ચીનના** વતનીઓ પોતાના દેશને 'ચુંગ કો' કહે છે. ચુંગ કો એટલે મધ્યદેશ. આજુબાજુ આવેલા જંગલી પ્રદેશોની વચ્ચે, સંસ્કૃતિના ગાઢ અંધકારની મધ્યમાં આવેલો આ દેશ સાચે જ મધ્યદેશ હતો, અને આ દેશની પ્રજા આર્યપ્રજા હતી. ચીનની પ્રજાના મોટા ભાગને 'હન' કહેવામાં આવે છે. ચીનને મધ્યદેશ કહેવામાં એક અનેરું ઔચિત્ય છે. જગતમાં મધ્યમ માર્ગને નામે પ્રસિદ્ધ થયેલા કન્ફ્યુશિયસ ધર્મ (આ કન્ફ્યુશિયસ પંથને ધર્મ કહેવો કે નહિ તે હવે પછી ચર્ચીશું.)ના અનુયાયીઓનો આ દેશ છે. ચીનની પ્રજામાં એક જાતની મધ્યમવૃતિ ખાસ લક્ષ ખેંચે છે અને ચીનની સંસ્કૃતિ અનેક આક્રમણો અને ઝંઝાવાતો ખમ્યા છતાં હજી ટકી રહેલી છે અને અનેક આકરી કસોટીમાંથી પસાર થઈ શુદ્ધતર થઈ બહાર નીકળેલી છે. તેના મૂળ કારણોમાં આ મધ્યમ-માર્ગનું તત્ત્વ છે. આ મધ્યમમાર્ગનાં ચિરંજીવી તત્ત્વનું દર્શન જગતને ચીને કરાવ્યું છે, હિંદ તેમજ ચીનમાં, આ બન્ને બાંધવરાષ્ટ્રોમાં સાંસ્કારિક એકતા નજરે ચઢે છે છતાં આ એકતામાં પણ વૈવિધ્ય છે. ચીનમાં જાતિના, લોહીના, ધર્મના, રીતરિવાજના, ભાષાના

અનેક ભેદો છે બલ્કે એ ચીનનું વૈશિષ્ટ્ય છે, છતાં આ વૈવિધ્યમાં એકતાનો સળંગ તંતુ છે. ચિન નામે વંશનો એક પ્રતાપી મહારાજા જેણે ચીનની જગવિખ્યાત દીવાલ બાંધી અને જેણે ચીનને એકતા સમર્પી તેના વંશ પરથી ચીનનું નામાભિધાન થયું. ચીનાઓ પોતાને તેના વંશજો માને છે. ચિન વંશ પછી હન વંશના સમયમાં વળી દેશને વિશેષ ખ્યાતિ મળી. બૌદ્ધધર્મનો પ્રચાર તથા ચીનની સ્મૃતિ, શ્રુતિઓનો આ જન્મકાળ હતો અને આજ હન વંશ પરથી ચીનની પ્રજા પોતાને હન કહેવરાવે છે.

જગતના પાંચમા ભાગ જેટલા આ મહાવિસ્તારમાં દુનિયાની ગીચમાં ગીચ વસ્તી રહે છે અને તેની ચોક્કસ ગણતરી ભાગ્યે જ થયેલી છે. છતાં એક ગણતરી મુજબ ચીનની વસ્તી ૪૫૭૮૩૫૪૭૫ કહેવાય. આમ તો વસ્તી ગણતરી પુરાણકાળથી થયેલી છે અથવા એમ કહોને કે જગતે જયારે વસ્તી ગણતરીની શોધ નહોતી કરી ત્યારે ચીને તે શોધ કરેલી. ઉપર જણાવેલા હન વંશના સમયમાં એટલે કે ઈસ્વીસન ૧૫૦ માં વસ્તી ગણતરી થઈ તે મુજબ તે વેળા વસ્તી ૫૦,૦૦૦,૦૦૦ આશરે હતી. આ વસ્તી ગણતરી કુટુંબદીઠ પાંચ માણસના હિસાબે કરેલી હતી. પુરાણા ચીને આ પહેલો જ અખતરો કર્યો તે નોંધવા જેવી બીના કહેવાય. અને ચીનનો વિસ્તાર? વિસ્તારનું તો પૂછવું જ શું? પૃથ્વીના પરિઘ (circumference)ના ૮૦૦૦ માઈલ, પૃથ્વીના ગોળાના વ્યાસ (diameter) જેટલી લંબાઈ; યુરોપ કરતાંય બે લાખ ચોરસ માઈલ વધારે વિશાળ; ચીનનો મુલક ૪,૦૦૦,૦૦૦ ચોરસ માઈલ પર પથરાયેલો પડયો છે. ખરેખર ચીન, હિંદુસ્તાન અને રશિયા એક બને તો શું ન થઈ શકે? જગતનું એક અદ્દભુત સમવાય-તંત્ર બને.

પૃથ્વીના આ મહાન પટ પર જે પ્રજા વસે છે તે ગમે તે

જાતિ ધર્મની હોય પણ ચીની પ્રજા છે. પૂર્વ એશિયામાં મંગોલ જાતિ વસે છે. બ્રહ્મદેશ, સિયામ, હિંદીચીન, કોરીઆ અને જાપાન મંગોલ જાતિના કહેવાય. જેમ આપણે આર્ય કહેવાઈએ છીએ. જો પૃથક્કરણ પૂરતા ભાગ જ પાડવા હોય તો હન (એટલે કે ચીના મૂળ), મંગોલ, માન્ચુ, તિબેટના વતનીઓ અને મુસલમાન એમ જાતિઓના જુદા જુદા વિભાગો પાડી શકાય. મંગોલ અને તિબેટના વતનીઓ મધ્યચીનથી દૂર વસે છે. અહીં કરોડ મુસલમાનભાઈઓ, જે પોતાને જુદા ગણાવતા નથી, ઉત્તર પશ્ચિમમાં રહે છે. ધર્મની દૃષ્ટિએ એમનો જુદો વિભાગ ગણવો હોય તો ગણો. પરંતુ જાતિના હિસાબે એમને જુદા પાડી ન શકાય. એમ જોઈએ તો ચીન સમસ્ત એકજ અને અવિભાજ્ય સંસ્કારભૂમિ છે. મંગોલ અને મંચુના ભેદ ભુંસાઈ ગયા છે અને ચીનાઓ પોતાના સ્વદેશને એક અને અવિભાજ્ય માને છે. ચીની પ્રજા જાતિભેદ સમજતી નથી, સમજવા માગતી નથી. પરંતુ 'હન'ના સામાન્ય નામાભિધાનથી ઓળખાય છે, એકતાની ઉદાત્ત ભાવના અનુભવે છે. સંસ્કારની એકરૂપતાને લીધે આ ભાવના સહજ છે.

છતાં આપણી માફક આ એકતામાં વૈવિધ્ય સાફ નજરે પડે છે. અલબત્ત લોહી અને જાતિના ભેદો તો છે જ. ચીની પ્રજામાં અજોડ ચઢતો ઊતરતો વિકાસક્રમ દેખાય છે. આ સ્વભાવભેદ અને માનસિક વિકાસની શ્રેણિઓ તથા જાતિ અને લોહીના ભેદો હોવા છતાં ચીનના વિરાટનું સમગ્રદર્શન* કરો તો તમને એક મધુર પ્રકારનું સામ્ય નજરે આવશે. ઉત્તર ચીનમાં તમે જાવ તો મજબૂત બાંધાનો ખડતલ, કુદરતને ખોળે રમતો, ખડખડ હસતો, જૂના વિચારનો અને ભોળો મંગોલ તમને જોવા મળશે. અને શાંગહાઈમાં? (શાંગહાઈ, તને સાંભરીને એક નિઃશ્વાસ આવે છે) અહીં વળી જુદા જ ચીનો મળશે. ચીનના બહારવટિયા અને રાજકર્તા ઠાકોરોનો

અહીં પરિપાક થયો, અને તેમની વીર કથાઓ ચીનની નવલોમાં વાંચવા મળે છે. હવે જરા દક્ષિણ પૂર્વના કાંઠા પર નજર કરો. યાંગ્ઝે નદીના કાંઠા પર વસતી આ પ્રજા મોજીલી, આધુનિક રંગ-રાગમાં રચેલી પચેલી, માયકાંગલી અને પીળી રૂપાળી જણાય છે. અહીંના રંગીલા યુવકો અને કોમલાંગીઓનું આકર્ષણ ભારે છે. ક્વાંગટુંગમાં વળી બીજો પ્રકાર નજરે પડશે. અહીંના માનવીઓ ભડવીર છે, બહાદુર અને છુટ્ટા હાથના, સાહસિક અને પ્રગતિશાળી. હાંકોની ઉત્તરે અને દક્ષિણે, મધ્યચીનમાં હુપે પ્રજા વસે છે. તેઓ આકાશલોકના 'નવમાથાનાં પંખી' કહેવાય છે. અને મૃત્યુ પર પોતે વિજય મેળવેલો એમ માનનારા અભિમાની લોકો છે. હુનાન પ્રાંતના લોકો લશ્કરી અને ચોકણા હાડકાના છે અને લશ્કરની ભરતી તેમનામાંથી ઠીકઠીક થાય છે. પ્રજાના અને પ્રાંતના વૈવિધ્યના આ તો માત્ર દાખલા જ છે.

આ બધા ભેદો; પ્રાંતિક તેમજ પ્રજાકીય, અનેક વિશિષ્ટતાઓને જન્મ આપે છે. એમ કહેવાય છે કે ઉત્તરનો આદમી જિગીષાને વરેલો છે, બન્યું પણ એમ જ છે. યાંગ્ઝે નદીની દક્ષિણેથી ભાગ્યે જ કોઈ રાજકર્તા વંશ ઊતરી આવેલો જણાય છે. દક્ષિણમાં વેપારીઓ પાકે છે. આપણા ચેટ્ટીઆરોના અવતાર સમા. ઉત્તરનો પ્રદેશ ડુંગ-રાળ અને ડુંગરાળ પ્રદેશના લોકોની ભાષા, જગતના આવા બધા પ્રદેશોની ભાષા જેવી જ છે અને તેમાં આપણને આશ્ચર્ય લાગવું નહિ જ જોઈએ. આ ડુંગરાળ પ્રદેશના કાવ્યો ક્યાં, સંગીત ક્યાં અને પેલા દક્ષિણના મુલકના કાવ્યો અને સંગીત ક્યાં ? શેન્સી દોહરા આપણા કાઠી દોહરા જેવા છે. આ રાસડાની શૈલી જોશીલી અને વીર્યવાન છે અને દક્ષિણ તરફ જાઓ તો શુસોની તીણી અને સ્ત્રૈણ શૈલીનાં ગાન સાંભળશો. લિન યુતાંગ કહે છે તેમ જાણે કે ક્ષય અને દમના રોગીઓનાં ડૂસકાં ન હોય ? અને ભાષા ? એની

વિશિષ્ટતા પણ તેવી જ. ક્યાં પેકીંગની આજુબાજુના લોકોના મૃદંગ, ભૈરવી અને દાદરા જેવા તાલ અને ક્યાં પેલા શુસોની યુવતીઓની લલિતવાણી ! ×

આ 'ભેદો' ચીનની ભૌગોલિક પશ્ચાદ્ભૂમિકા જાણ્યા વગર સમજાશે નહિ. આ પશ્ચાદ્ભૂમિકા સહેજ જોઈએ.

કાકાસાહેબે હિંદની નદીઓની કથા કહેલી છે. ઇજીપ્તની નાઇલ નદીની આત્મકથા કોઈ સંભળાવશે ખરું ? ચીનની મહાગંગા યાંગ્ઝેની કથા હજી કોઈએ કહી નથી. આ યાંગ્ઝેમાતાએ શું શું નથી જોયું ? શાંગ્હાઇ તેનું મૂખ છે અને જાણે શાંગ્હાઈ તરફ નજર નાખીને દુઃખથી–અરે લજ્જાથી એ સીતામાની માફક શમાઈ જાય છે, પોતાનો ૩૧૦૦ માઈલનો પ્રવાસ પૂરો કરીને. પશ્ચિમની પ્રજાઓએ તેના પ્રવાહને અભડાવ્યો છે અને તેના વક્ષઃસ્થલ પર અત્યાચારો કર્યા છે. યાંગ્ઝે માતાએ જમીન અને જનતાને ફળવતી બનાવી છે અને છતાં પરદેશીઓનું પ્રવેશદ્વાર પણ તે બનેલી છે. યાંગ્ઝે નદીએ અનેક સમરાંગણો અને સંધિઓ જોઈ છે, યાંગ્ઝેનો ઇતિહાસ ચીનનો અડધો ઇતિહાસ છે; અને પીત નદી? પીત નદીના દુઃખની ગાથા

× લિન યુતાંગે તેની રોચક શૈલીમાં ઉત્તર ચીન અને દક્ષિણ ચીનની પ્રજાના લોહીના ભેદ વિષે એક રસિક વાત કહેલી છે. એ કહે છે કે આ બન્ને પ્રાંતના ભેદો તેના સાહિત્યમાં દષ્ટિગોચર થાય છે. ઉત્તરના સાહિત્યમાં પ્રેમશૌર્યના પાઠ છે, જ્યારે દક્ષિણમાં શૃંગાર અને વિલાસિતા પ્રાધાન્ય ભોગવે છે. ઉત્તરના યોદ્ધાને પાંચ ફુટ લાંબી ચમકતી તલવાર પ્યારી છે. પંદર કુમારિકાના બદલામાં પણ તેને છોડી દેવાને તૈયાર નથી,' એમ તે પુકારે છે. ત્યારે દક્ષિણના સૂંગ વંશના ઠાકોરો આરામગાહમાં સૂતેલી, મઘમઘતા વસ્ત્રથી આચ્છાદિત રંગેલી હસ્તાંગુલિ અને ભ્રમરાંકિત વિરહિણીના સંતાપે બળતા સહેજે પરાજિત થયા તેમાં વિસ્મય પામવા જેવું શું છે ?

તો અધૂરી જ રહી છે. ચીનની એ શાપિતા છે. પીત નદીએ અનેક પ્રવાહો બદલ્યા, પ્રજાને શાપરૂપ નીવડી. ચીનની એ શૂર્પણુ છે. ચીનના ઇતિહાસમાં આ મહાનદો મહત્ત્વ ધરાવે છે કારણ તે ચીનના મોટા ધોરી માર્ગો બનેલા છે, અને ચીનના અંતરંગમાં પરદેશીઓનો પ્રવેશ આ રસ્તે થયેલો છે.

ચીનના ભૌગોલિક વિસ્તારો વાંચકે સ્મરણમાં રાખવા જોઇએ. ચીનના નકશા તરફ તમે નજર કરો. પરદેશી નિષ્ણાતો માફક જો જો તમે ચીનના બે ટુકડા કરતા, એ તો રાષ્ટ્રવિરોધીઓનું કામ છે. ચીનનો મધ્યદેશ અને તિબેટ, સિકીંગ અને બહારનું તેમજ અંદરનું મંગોલિયા, એમ આ વિભાગો જૂદાં મૂકી આ વિસ્તાર તરફ નજર કરજો. ઉત્તર ચીનનો ભાગ આર્થિક દૃષ્ટિએ અગત્યનો છે. તેના પાંચ પ્રાંતો ચહર, હોપી, શાન્ટુંગ, શાન્સી અને સુઇયુવાન મળી કુલ્લે ૪૦૦,૦૦૦ ચોરસ માઇલ છે. ચીનનો આ દશમો ભાગ છે. આ પાંચ સીમા પ્રાંતોના નામ આ પુસ્તકમાં ભેગાં અને છૂટાં છૂટાં તમે ઘણીવાર સાંભળશો. આ એક 'ચોસલા'નો ઉલ્લેખ અહીં તેથી જ કરી લઈએ છીએ. અત્યારના ઈતિહાસમાં તે ખાસ ધ્યાન ખેંચે છે. પીત નદીની ઉત્તરનો પ્રદેશ વિશાળ સપાટ પ્રદેશ છે. એ પ્રદેશ આખા દેશમાં ઘણો ફળદ્રુપ છે. ચહર અને સુઇયુવાન જે મંગોલ પ્રાંતો છે તેમાં બહુ ખેતી થઈ શકતી નથી. કારણકે આ ડુંગરાળ પ્રદેશ છે. ઘઉં, ચોખા, બાજરો અને કાઓલિંગ મુખ્ય પાક છે. છતાં ઉત્તર ચીનમાં ચીન સમસ્તના કપાસનો ત્રીજો ભાગ પેદા થાય છે, અને ઊનના ૯૦ ટકા અહીંજ પેદા થાય છે. જાપાનીઓની રૂની સરેરાશ આયાત જેટલી આ પેદાશ છે, અને જો આ ઉત્પન્ન વધારવામાં આવે (જરૂર વધારવામાં આવતું જ હશે) તો સહેજે બેવડું થાય અને જાપાનને અમેરિકા કે હિંદુસ્તાનના રૂ પર આધાર રાખી—કવોટા—ભાગ આપવા લેવાની માથાકૂટમાં ન

પડવું પડે. ઉત્તર ચીનના આ 'બ્લૉક'ની ખનીજની પેદાશ ખાસ પરદેશીઓને લોભાવે છે. ચીનના કોલસાના ૭૦ ટકા અહીં મળે છે. શાન્સી એકલામાં જ ચીનનું અડધું લોખંડ થાય છે. મંચુરિયા અને ઉત્તર ચીનના આ પાંચ પ્રાંતો ચીનમાંથી બાદ થઈ જાય તો જગતના મહારાષ્ટ્રોમાંથી ચીન પદચ્યુત થઈ જાય. અત્યારે તો આ આખો વિસ્તાર જાપાનીઓને હસ્તક છે.

ચીનની દીવાલની બહારના મુલકમાં ચહર, જેની વસ્તી ૨,૦૦૦,૦૦૦ છે, તથા સુઈયુવાન નામનો પ્રાંત આવે છે. સુઇયુવાન જાપાની કેન્દ્ર છે અને ઊન માટે પ્રખ્યાત છે. હોપી પ્રાંતમાં લિન્સ્ટીનનું બંદર છે. ચીનની જૂની રાજધાની પેકીંગ (નવું પિપીંગ) અહીં હતી. આ પ્રાંતમાં કોલસાની ખાણો પુષ્કળ છે. વળી કપાસ અને મીઠું અહીં અઢળક થાય છે. અહીંનો બાજરીનો પાક પણ જાણીતો છે.

શાંટુંગ પ્રાંત કન્ફ્યુશિયસના જન્મસ્થાન તરીકે જગપ્રસિદ્ધ છે. પરંતુ દુઃખની વાત એ છે કે આ પ્રાંત પરદેશીઓ, જાપાનીઓને શરણે થયેલો છે. આ પ્રાંતમાં સારા યોદ્ધાઓ પાકતા હોવા છતાં આ દશા છે! શાંટુંગના આકર્ષણમાં ત્યાંનું રેશમ અને ખનીજ ધન છે. હવે શાન્સીની વાત કરીએ. વાચક યાદ રાખે કે એક શાન્સી છે અને બીજું શેન્સી છે, જે સામ્યવાદીઓના મથક તરીકે જાણીતું છે. અહીં આપણે શાન્સીની વાત કરીએ છીએ. એન્સાઈક્લોપીડિયાનો લેખક કહે છે તેમ આ શાન્સી પ્રાંતમાં આખી દુનિયાને એક હજાર વરસ ચાલે તેટલો કોલસો પડેલો છે.

શેન્સીનું મુખ્ય શહેર સિઆન છે. ચીનના અત્યારના પ્રમુખ અને સેનાધિપતિ ચ્યાંગ કાઈ શેકને આ શહેરમાં જ ગિરફતાર કરવામાં આવેલા. સામ્યવાદીઓનું આઠમું સૈન્ય આ પ્રાંતમાં જ સંગ્ર-

ઠિત થયું. શેન્સીની વસ્તી ૭,૭૧૭૦૦૦ છે. પુરાણુ ચીનના મધ્યમાં આ પ્રાંત હતો. ઉત્તર પશ્ચિમમાં નિંગશિયા અને કાન્સુ આવે છે. કાન્સુના મુખ્ય શહેર આગળથી સિકીંગ અને રશિયાનો ધોરીમાર્ગ પસાર થતો હોઇ લશ્કરી દૃષ્ટિએ એની અગત્ય ઘણી છે.

ઉપર આપણે ચીનના ઉત્તરના એક સમૂહ પ્રાંતની વાત કરી. વાચકને સમજાયું હશે કે ચીનનો આ ભાગ લશ્કરી દૃષ્ટિએ અગત્યનો હોઇ તથા સંપત્તિશીલ હોઇ પરદેશીઓની લોલુપતાનો ભોગ બને એવો છે. નવાઇ નથી કે આ વિસ્તારમાં પરદેશી હલ્લાઓ થયા અને પ્રદેશ પરદેશીઓને હસ્તક ગયો.

મધ્યચીનનો વિચાર કરતાં યાંગ્ઝે નદીની દક્ષિણે આવેલો હોનાન પ્રાંત લઇએ. આ પ્રદેશમાં ઘઉંની પેદાશ સારી છે અને કપાસ માટે પણ તે જાણીતો છે. હોનાન પ્રાંતમાં મેંગેનીઝ અને એન્ટીમનીની ખાણો છે. મેંગેનીઝ અને એન્ટીમનીની પેદાશનો પોણો ભાગ અહીં જ છે. દક્ષિણે હુપેહ પ્રાંત છે. આ હુપેહ ધનિક અને ઉદ્યોગી છે. આ જ પ્રાંતમાં પેલી શહેર ત્રિપુટી આવી છે જેનું ઐતિહાસિક નામ વુહન છે. આ પુસ્તકમાં તેનો ઉલ્લેખ વખતોવખત આવશે. હુનાન એટલે સરોવરની દક્ષિણે આવેલો મુલક. રૂના ઉદ્યોગમાં તે પહેલે નંબરે આવે છે. હુનાનનું મુખ્ય શહેર ચાંગશા અને વસ્તી ૩૦,૦૦૦,૦૦૦ છે. ફટાકડાનો ઉદ્યોગ અહીં ફેલાયેલો છે.

કિઅગસુની ફળદ્રુપ ભૂમિમાં બહુ જ ઘટ્ટ વસ્તી છે. શાંગ્હાઇ, નાન્કીંગ, સુશૌ વગેરે શહેરો અહીં જ આવ્યાં. ઔદ્યોગિક ચીનનાં આ કેન્દ્રો હતાં. ચેકીઆંગ તેના કોશેટાની પેદાશ માટે જાણીતું છે.

બીજો નોંધવા જેવો પ્રાંત કિઆંગસી છે જ્યાં ચીનના સામ્યવાદીઓએ પોતાની કારકીર્દિનો આરંભ કર્યો. આ પ્રાંતના પહાડોમાં કુલીંગનું રમણીય સ્થળ છે. ચ્યાંગ કાઇ શેકનું આ વિરામસ્થાન અને

ચીન જપાન યુદ્ધના પ્રારંભમાં સેનાધિપતિની એક ઐતિહાસિક ઘોષણા માટે વિખ્યાત થયેલું આ મથક છે.

દક્ષિણે આવેલા કવાંગટુંગ પ્રાંતનું પાટનગર કેન્ટોનનું નામ કોણે નહીં સાંભળ્યું હોય? ડૉ. સુન યટ સેનની આ જન્મભૂમિ, કર્મભૂમિ, તેમજ ક્રાંતિનું ધામ. આજ પ્રાંતમાંથી હજારો ચીના અમેરિકા ગયા, પરદેશોમાં પહોંચ્યા અને પશ્ચિમના સંસ્કારો, સમૃદ્ધિ, અને સ્વાતંત્ર્યની ભાવના લાવ્યા. પાસેનો કવાન્સી પ્રાંત હવાપાણી, સુંદર કુદરત, ગળી અને ચાંદીની પેદાશ માટે જાણીતો થયેલો છે.

ચુંગકીંગનું નામ આપણા વિદ્યાર્થીઓને તો કંઠે થયેલું છે. ચુંગકીંગ અત્યારનું યુદ્ધ સમયનું ચીનનું પાટનગર. ચુંગકીંગ આવેલું છે સેરવાન પ્રાંતમાં, જેને ચાર નદીઓનો દેશ કહેવામાં આવે છે. ચેંગટુ શહેર પણ આ પ્રાંતમાં આવેલું છે. આ પ્રાંતમાં સોનાની ખાણો છે. અહીં અઢળક અણખેડાયેલી સંપત્તિ પડેલી છે. ઇતિહાસમાં હવે આ પ્રાંત મોખરે આવેલો છે. પહેલાં તો અહીં જંગલી જાતિઓની વસ્તી હતી. આ પ્રાંત નાનો સૂનો નથી. ખાસ્સો ફ્રાન્સ જેવડો છે. કુલ્લે વિસ્તાર ૪૩૧,૩૦૯ ચોરસ માઇલ છે. આ પ્રાંત ચીનના અનાજના ભંડાર જેવો છે. પાસે યુનાન આવ્યું. અહીં જાપાની સેના જીતહારના ઝોલાં ખાય છે. (૧૯૪૩ના અંતભાગમાં) યુનાનમાં ટીન-કલાઇ-ની પેદાશ ધ્યાન ખેંચે એવી છે. બ્રહ્મદેશનો પાડોશી પ્રાંત યુનાન છે અને તે ઘણો ફળદ્રુપ છે. આ યુનાન ચીનની ઢાલ સમાન છે. જાપાનના ધસારા અટકાવવાનું માન તેને જાય છે.

ચીનના પ્રાંતો તરફ એક ઊડતી નજર તો નાખી. પણ મંચુરિયા?

મંચુરિયાને જાણી જોઇને છેલ્લું જ રાખ્યું છે. કોણ નથી જાણતું કે જપાને મંચુરિયામાં પૂતળા સરકાર સ્થાપી તેનું નામ

મંચુકુઓ આપ્યું. આ પ્રાંતને જાપાન સ્વતંત્ર દેશ કહેવરાવે છે. ખરે-ખર ચીનની શિષ્ટ શોષણભૂમિ મંચુરિયા છે. કેમ ન હોય? ૫૦૩,૦૦૦ ચોરસ માઇલ વિસ્તાર, સાડા ત્રણ કરોડની વસ્તી. પરદેશીઓ અને શોષકો તેને ચીનની ભૂમિ ન ગણે પણ ભૌગોલિક દષ્ટિએ, ઇતિહાસને પાને તો તે ચીનની ભૂમિ છે. ચીને ત્યાં વસવાટ કરાવ્યો. ચીને જ આ ભૂમિ ફળદ્રુપ કરી. ભાષા, સંસ્કાર અને બધી રીતે તે ચીન સાથે સંકળાયેલો મુલક છે. લોખંડ અને કોલસાની ખાણો, સાગની અઢળક પેદાશ, સોનાની ભારે સમૃદ્ધિ, ફળદ્રુપ જમીન-આ બધું જોતાં આ પ્રદેશ તરફ પરદેશીઓની બદદાનત ન થાય? જગતને સોયાબીન અહીંથી મળ્યાં. અને સોયાબીનનો ખોરાક તથા ખાતર તરીકેનો ઉપયોગ મન્ચુરિયાની જનતાએ જાણ્યો છે. અરે! બળતણ તરીકે પણ તેનો ઉપયોગ તેઓ કરે છે. ગરીબ કિસાન સોના જેવા છાણનો આપણે ત્યાં બળતણ તરીકે ઉપયોગ કરે છે તો ચીનનો ખેડૂત સોયા બીનનો આવો ઉપયોગ કેમ ન કરે? (એક લેખક કહે છે કે મોટરનું સ્ટીઅરીંગ વ્હીલ આ સોયાબીનમાંથી બને છે!) મંચુરિયા ચીનની કામધેનુ છે.

સમસ્ત ચીન એટલે એક મહાખંડ. ચીન એટલે ખનીજ સંપત્તિની મોટી ખાણ. દુનિયામાં તુંસ્ટનની (Tungston) પેદાશ થાય છે તેમાંની ૬૩ ટકા ચીનમાં થાય છે. એન્ટીમની બીજી જાણવા જોગ સંપત્તિ, અને ચીનમાં તેની પેદાશ દુનિયાના ૮૦ ટકા જેટલી છે. કલાઈ, મેંગેનીઝ અને બીજી ખાણોની વાત કરતા નથી. ચોખાની પેદાશ ૧૯૩૫-૩૬માં ૪૮૦,૨૯૬૦૦ ક્વીન્ટલ જેટલી હતી. રશિયાને બાદ કરીએ તો જગતમાં ઘઉંની પેદાશમાં પહેલો નંબર ચીનનો આવે. ૨૧૩૦૦૦,૦૦૦ જેટલી આ પેદાશ છે. આ બધી સંપત્તિથી ટપી જાય તેવી તેની અઢળક માનવસંપત્તિ. આ પિસ્તાળીસ કરોડની વસ્તીનો મુલક જગતના ઇતિહાસમાં મોખરે રહેવા સર્જાયો છે. અને હિંદ માફક ચીન તેની આ સંપત્તિના કારણે, બીજું નહિ તો, મોખરે બેસશે. આજે

તો આ બન્ને દેશો પરાજિત અને ગુલામ બનેલાં છે. પરંતુ ઇતિહાસનું ચક્ર ફર્યા કરે છે. જાપાને મંચુરિયા પર રાજકીય કબજો મેળવ્યો, બીજા પ્રદેશો જીતી લીધા પણ ચીનના સંસ્કારજીવન પર સ્વામીત્વ ન મેળવ્યું. મંગોલ શું, તાર્તર શું, છેવટે ખ્રિસ્તી ધર્મ શું,—આ બધું ચીનની પુરાણી સંસ્કૃતિએ પોતાના ઉદરમાં સમાવ્યું છે. ચીનનો આત્મા ખંડિત થયો નથી, અને આજે તો તેમાંથી નૂતન ચીન જન્મેલું છે. ચીનની સંપત્તિનું તે રક્ષણહાર છે, આ નૂતન ચીનની પુરાણી પ્રજાનો હવે જરા પરિચય મેળવીએ.



## ૨ સંસ્કાર પરંપરા

દરેક રાષ્ટ્રને પોતાનો વિશિષ્ટ આત્મા હોય છે. રાષ્ટ્રનો આત્મા એટલે તેના પ્રજાજીવનનો સંસ્કાર સમુચ્ચય. જેમ વ્યક્તિનું ઘડતર તેના વંશપરંપરાગત અને લોહીથી ઊતરી આવેલા સંસ્કારો, આજુબાજુનું બાહ્ય વાતાવરણ, કેળવણી, અર્થવ્યવસાય, જીવન આદર્શો ઇત્યાદિ બળોથી ઘડાય છે, તેવું જ પ્રજાજીવન વિષે છે. ઇતિહાસનાં પ્રેરકબળોમાં ભલે તે કાળની અર્થવ્યવસ્થા માનીએ છતાં દરેક પ્રજાને પોતાની ખાસિયતો એટલે કે વિશિષ્ટ સ્વભાવ હોય છે. આ સંસ્કાર સમુચ્ચયને તે દેશ છોડી શકતો નથી. ચીનનો આત્મા એટલે શું ? આ સમજવા માટે ચીનની સંસ્કારકથા જાણવી જોઇએ.

ચીનની સંસ્કારકથામાં હિંદે મહત્વનો ભાગ ભજવ્યો છે. ચીની પ્રજા હિંદને તીર્થભૂમિ માને છે, અને 'વીતરાગ'ના જન્મસ્થાન હિંદની યાત્રા કરવામાં ધન્યતા અનુભવે છે. ચીનના લાખો કુટુંબો આજે પણ બોધિસત્ત્વની મૂર્તિની પૂજા કરે છે અને આ પૂજા કરતાં કરતાં હિંદ માટે આદર કેળવે છે. ગૌતમબુદ્ધનો શાંતિ અને ત્યાગનો સંદેશો ચીન હજી ભૂલી ગયું નથી. બુદ્ધના અષ્ટાંગ માર્ગે ચીનના સંસ્કારજીવન પર ચિરસ્થાયી ભાત પાડી છે. હિંદે ચીન પર સંસ્કૃતિની વિજયપતાકા રોપી છે. આ વિજયપતાકા પર ' અહિંસા પરમો ધર્મ 'નું સૂત્ર લખાયેલું છે. ચીન પર થયેલી આ પરદેશની (પરદેશી નહિ) અસર ગણી શકાય. ચીને આ જ યુગમાં બે સમકાલીન તત્ત્વચિંતકોને જન્મ આપ્યો. તેમનાં નામ પણ જગવિખ્યાત થયેલાં છે. કન્ફ્યુશિયસે માનવવ્યવહારો, પ્રણાલિકાઓ, અને સામાજિક

ધોરણોનું શાસ્ત્ર રચ્યું અને ચીનનો આત્મા ઘડયો એમ કહીએ તો ચાલે. મંગોલ જાતિને તેણે ચીની બનાવી. લો-ત્સે નામે બીજો ફિલસૂફ આ જ યુગમાં થયો. પ્રચલિત અર્થમાં તેને ધર્મ—સંસ્થાપક ન કહી શકાય. છતાં તેણે ચીનની ઘડતર કથામાં અમોલો ફાળો આપ્યો છે. ચીનના અભ્યાસીએ આ બન્ને ફિલસૂફ વિષે થોડુંઘણું પણ જાણવું જોઈએ.

કન્ફ્યુશિયસનું નામ કોંગફુત્સે, શાંતુંગ પ્રાંતમાં (ઈ. પૂર્વે ૫૫૧ થી ૪૭૮) જન્મેલા. આ મહાપુરુષે જીવનનો આરંભ તો કર્યો એક અમલદાર તરીકે. રાજકારભારમાં પણ તેની કાર્યદક્ષતા અને ઉદ્યોગ તરી આવતાં. પોતે વ્યવહારકુશળ અને વાસ્તવદર્શી હોઇને ચીનના પ્રજાજીવનમાં તેણે આ ગુણો સ્થાપ્યા એમ કહીએ તો ખોટું નથી. કન્ફ્યુશિયસે પરલોકની નહિ પણ આ લોકની જ વાત કરી. પરલોકની વાત શી કરવી? મેં જીવન વિષે જ જાણ્યું નથી તો મરણ પછીની વાત તો હું શું જાણું, એવું તે પોતે કહેતો. કન્ફ્યુશિયસનો ધર્મ એટલે માનવધર્મ અને તેનો મર્મ આ જ હતો. જૂના ધર્મ ગ્રંથોનું સંસ્કરણ કરતાં કરતાં તેણે આ માનવધર્મની કલ્પના કરી અને પછી બોધ કર્યો. પોતે વિવેકી હોઇ તેણે પ્રજાને વિવેકી બનાવી. અને પોતે સંસ્કારવાંછુ હોઇ પ્રજાને સુસંસ્કારનું પાન કરાવ્યું.

કન્ફ્યુશિયસનો 'ધર્મ' ધરતીમાંથી પ્રભવેલો છે, ધરતીનો છે અને ધરતી માટે છે. ધર્મના રૂઢ અર્થમાં એ ધર્મ નથી. કન્ફ્યુશિયસે નીતિના માર્ગો બતાવ્યા છે પરંતુ તેને નીતિધર્મ કહેવાને બદલે દુન્યવી વહેવારના નિયમો જ કહીએ તો બરાબર ગણાશે. ચીનની પ્રજાને ધરતી પરના પ્રાકૃત જીવન, આ 'અધમજીવન' માટે પ્રીતિ છે. ચીનાને આ દુનિયા પરના જીવન માટે પ્રીતિ છે. ચીનો પરલોક અને આકાશ જેની પાર જવાતું નથી તે માટે ઝંખતો નથી. દુનિયાના રાજવીઓ અને ભિખારીઓ, લૂંટારા અને સાધુઓ, બાળજન્મ

અને વૃદ્ધાવસ્થા, લગ્ન અને સ્મશાન, સોનેરી સૂર્યાસ્ત અને વર્ષાની રાતો, મિજલસ અને મસ્તીભરેલું જીવન ટુંકમાં સમસ્ત જીવનના પ્રીત્યર્થે કન્ફ્યુશિયસે લખ્યું અને બોલ્યું. ચીનો અમરત્વના પ્રશ્નો તરફ બેદરકાર હતો. ચીનનો સ્વભાવ તેને પ્રતિકૂળ હતો. ચીનને આવા ગૂઢ પ્રશ્નોની કાંઇ પડી નહોતી. કન્ફ્યુશિયસની જીવન ફિલસૂફી દયાધર્મ પર રચાયેલી નહોતી. જો કે માનવધર્મને લીધે તેમાંથી દયાધર્મ જરૂર નીતરતો હતો.

કન્ફ્યુશિયસે દેવો અને મંદિરો ન રચ્યાં. કન્ફ્યુશિયસની મૂર્તિ નથી બની. એ ખરેખરો મૂર્તિપૂજાનો દુશ્મન હતો. એણે દેવદેવીઓને નીપજાવ્યાં નહિ, છતાં જેમ શીખલોકો ગ્રંથસાહેબની પૂજા કરે છે તેમ કન્ફ્યુશિયસના ભક્તોએ તેના પુસ્તકોની પ્રતિષ્ઠા કરેલી છે અને કન્ફ્યુશિયસના મરણ પછી અનેક મંદિરો બાંધ્યાં છે. અલબત્ત ચીનમાં દશ બૌદ્ધ મંદિરે એક જ કન્ફ્યુશિયસ 'ગ્રંથસાહેબ' છે. કન્ફ્યુશિયસે વડીલો માટે પૂજા અને આદરનો ઉપદેશ કર્યો. અને તે માટે ખાસી સ્મૃતિ રચી. તેના પૂજારીઓએ એમાંથી ગોત્રપૂજાની સ્થૂલ ભક્તિ શરૂ કરી !

કન્ફ્યુશિયસના માનવધર્મનો મૂળભૂત સિદ્ધાંત, એને જો સિદ્ધાંત કહીએ તો, મધ્યમ માર્ગ છે. આ મધ્યમ માર્ગ એટલે સામાન્ય સદ્‌બુદ્ધિ. આ મધ્યમ માર્ગ એટલે એખલાસભરી વહેવાર બુદ્ધિ, અને સમજુ મનુષ્ય તરીકે જીવનના પ્રશ્નોનો તોડ કાઢવા માટેની વડી ચાવી. જીવન કાંઇ તર્કથી ચાલતું નથી. જીવન એ કાંઈ સોનાનો ધર્મનો કાંટો નથી; અગર જીવન એટલે ઝીણી બુદ્ધિથી ભરેલું પ્રમાણશાસ્ત્ર નથી. 'મનુષ્યસ્વભાવને અનુકૂળ નીતિ' એ જ કન્ફ્યુશિયસને મન સાચું પ્રમાણશાસ્ત્ર છે.

ચીહ એટલે કે સંયમ, 'અતિ વર્જયેત્' એ શબ્દમાં ઘણો

અર્થ ભરેલો છે. નીતિ અગર વિચારમાં અતિશયતા ન કરવી. એનો અર્થ અનાદર્શ નથી. દુન્યવી માણસ પોતાની સામાન્ય બુદ્ધિથી જીવન ઘડે છે અને કાંઈ અનાચારમાં તે રાચતો નથી કે અસત્યને પૂજતો પણ નથી. દરેક પ્રશ્ન આવા સામાન્ય જીવનની કસોટીએ ચઢાવી જોવો. એજ સાચી કસોટી છે અને ધર્મનું, સદાચારનું અને સદ્‌વ્યવહારનું એ મધ્યબિંદુ છે. તો કન્ફ્યુશિયસે જીવન માટે કોઈ ધોરણ નક્કી છે કર્યાં કે નહિ એ પ્રશ્ન થશે. હા, જરૂર નક્કી કર્યાં છે. એણે લગ્નજીવનનો વિરોધ નથી કર્યો. લગ્ન એ સ્વાભાવિક સ્થિતિ છે. બ્રહ્મચર્ય આદર્શ હોય પણ બધાં એ આદર્શને વરી ન શકે. લગ્નથી લોકો કાંઈ દુરાચારી નથી થઈ જવાના. આવું તે માનતો. 'આખી વસુધા એ કુટુંબ' એવું એક ફિલસૂફ કહે છે અને વળી બીજો કહે છે, 'તું તારું કરી લે; પોતા પ્રત્યે પ્રીતિ રાખ'—આ બન્ને અતિશયતા છે. મધ્યમ માર્ગ એ છે કે 'તારા પિતા અને કુટુંબીજન પ્રત્યે પ્રીતિ રાખ.' જગતમાં સર્વે સમાનતા હોવી ઈષ્ટ છે પણ માણસો વ્યવહારમાં કાંઈ સમાનતા નથી આચરતા, તેથી આજ્ઞાધર્મ, વડીલો માટે આદર, એવો ધર્મ કન્ફ્યુશિયસે ઉપદેશ્યો છે. મનુષ્ય મોહ, માયા, મત્સરનો ભોગ બને છે અને તેમાંથી છૂટે એટલે સ્થિતપ્રજ્ઞતા મેળવી લે એ સ્થિતિ આદર્શ કહેવાય. પરંતુ કન્ફ્યુશિયસે મનુષ્યનું ધ્યાન સંયમી અને વિવેકી જીવન પર કેન્દ્રિત કર્યું છે અને તે રીતે તેને ઉચ્ચ સ્થિતિએ લઈ જવા મથે છે એટલે કે વ્યવહાર માર્ગ બતાવે છે.

જે જમાનામાં લોકો અતિશયતા અને આંધળા આદર્શોના મૃગજળ પાછળ દોડી રહ્યા હતા અને પરલોકનો ધર્મ, ઈશ્વરવાદ અગર અનીશ્વરવાદના વિતંડાવાદમાં પડી જઈ વ્યવહાર ધર્મ ભૂલી રહ્યા હતા તે વેળા આ મધ્યમમાર્ગે યોગ્ય દોરવણી આપી તે શક વગરની વાત છે; આ વ્યવહારધર્મની વિકૃતિ થઈ પણ ખરી. વ્યવહાર ધર્મ

એટલે સમાધાનવૃત્તિ. આ સમાધાનવૃત્તિ એટલે આદર્શનો ત્યાગ એમ તો નહિ જ. પણ થયું એમજ. વ્યવહાર ધર્મ એટલે ભાવનાવિહીન થઈ જવું એવું નથી જ. મનુષ્યના સ્વભાવમાં ભાવનાશીલતા છે. મનુષ્ય માત્ર બુદ્ધિથી વર્તે છે એમ નથી. એ ભાવનાભીનો થાય છે ત્યારે તેનું મનુષ્યત્વ બહાર આવે છે. પણ સમજુ થવું એટલે સ્વાર્થી થવું એમ પણ બની જાય છે. વ્યવહારને નામે આદર્શો બાજુએ મુકાય છે એમ પણ બને છે. સંસાર અસાર છે એમ તમે ભલે ન માનો પણ સંસારમાં વિલીન થઈ જાઓ, સંસારરત થાઓ એમ તેનો અર્થ નથી પણ એવું બની તો જાય છે. મધ્યમમાર્ગ મધ્યમ નથી રહેતો અને ત્યાં જ તેની વિકૃતિ છે. કન્ફ્યુશિયસના 'ધર્મ'નું એવું જ બન્યું.

આ જ યુગમાં જન્મેલા લૌ–ત્સેની ફિલસૂફીમાં ઉપર વર્ણવેલા મધ્યમ માર્ગની કેટલીક ક્ષતિઓની પૂર્તિ હતી. એણે કન્ફ્યુશિયસની વાસ્તવિકતામાં ભાવનામયતા પૂરી. મનુષ્યની હૃદયવીણાના તાર આ ફિલસૂફે ઓર કલામયતાની ઝણઝણાવ્યા. મનુષ્યમાં રહેલો કુદરત માટેનો પ્રેમ તેણે પ્રકટાવ્યો. લૌ–ત્સેના ધર્મને એક શબ્દમાં વર્ણવીએ તો કુદરતપ્રેમ કહી શકાય. માણસને કોઈ કોઈ વાર કલ્પનાની પાંખે ઊડવાની ઇચ્છા થઈ નથી આવતી? માણસ આવી કલ્પનાની દુનિયામાં વિહાર કરવા અને જંગલમાં નાસી જઇ કુદરતને ખોળે બેસી બંસરી વગાડવા તલસતો નથી? લૌ–ત્સેએ જીવનનો આ તલસાટ અનુભવ્યો અને ગાયો. કન્ફ્યુશિયસે જો કર્મમાર્ગ બતાવ્યો એમ કહીએ તો લૌ–ત્સેએ ભક્તિમાર્ગનાં ગુણગાન કર્યાં. ચીની પ્રજામાં એક જાતની રમતિયાળ વૃત્તિ છે. લૌ–ત્સે તેનો પ્રતિનિધિ હતો, માણસને કાંઈ બાર કલાક અને બત્રીસ ઘડી ડાહ્યા ડમરા થઈ બેસી રહેવાનું ન ગમે, થોડી રમત પણ જોઈએ. માણસ કાંઈ કામમાં રચ્યોપચ્યો રહે તેમાં કૃતકૃત્યતા અનુભવતો નથી, એને કાંઇક લહેર પણ કરવી ગમે છે. માણસને કાંઇ વિધિનિષેધો-આ ન કરવું, પેલું તો ન જ કરવું-નથી

ગમતા. લૌ–ત્સેએ ચીનને કહ્યું, તમે વિધિનિષેધો છોડો. લૌ–ત્સેએ ચીનની પ્રજાને ઉદાત્ત આનંદની મોજ માણવા નોતરી, જીવન આનંદ અનુભવવા. જીવનવિલાસ માટે નહિ. હરકોઈ માણસને આ જીવન આનંદ જોઈએ છે. લૌ–ત્સેએ ચીનની પ્રજાને જીવનકલા સમજાવી.

ચીનાને આ માર્ગ ગમ્યો. ચીનની પ્રજાને આ વાણી ગમી. ચીનને આ 'ધર્મ' પથ્ય નીવડયો. ચીનની જીવનસમૃદ્ધિમાં લૌ–ત્સેનો ફાળો મોટો છે. લૌ–ત્સેએ નિજાનંદનો માર્ગ ચીંધ્યો. આ નિજાનંદ અનેરી વસ્તુ છે. લૌ–ત્સેએ તો સુધરેલા જીવનને ધુત્કારી કાઢયું છે. એણે કહ્યું છે કે આ સુધારો એ તો મનુષ્ય માટે બેડીરૂપ છે. સુધરેલો મનુષ્ય, સંસ્કારી મનુષ્ય આ બેડીઓ વહોરતો નથી? ઈશ્વરે ઘડેલો મનુષ્ય આ સુધારાના લેબાશ વગર, પૉલીશ વગર ધન્યતા ઘણીવાર નથી અનુભવતો?

લૌ–ત્સેએ ઉપદેશેલા કુદરતપ્રેમને લીધે ચીનમાં ગ્રામજીવન માટે પ્રીતિ થઈ, ગ્રામજીવનના આદર્શો માટે આદર થયો, કળા અને સાહિત્ય પણ વિકસ્યાં, લોકગીતો અને લોકકથાઓ પ્રીતિપાત્ર બન્યાં. ચીનની સંસ્કારિતામાં વસંત મઘમઘી એમ કહીએ તો ચાલે. ચીનની ચિત્રકળામાં કુટુંબસુખનાં ચિત્રો જોશો તો ત્યાં તમને કન્ફયુશિયસના આદર્શો યાદ આવશે અને એકાદ માનવી સંસાર છોડી દઈ વૃક્ષઘટાની છાયામાં પડયો પડયો કુદરતને ખોળે રમતો અને તેમાં તલ્લીન થઈ ગયેલો હોય એવું ચિત્ર જોશો તો તમને લૌ–ત્સે યાદ આવશે. ખેતીના કામમાં પરોવાયેલો અગર અધ્યયનમાં ગુંથાયેલો વિદ્યાર્થી અગર કાંતતી તથા વણતી સ્ત્રી અને બાળબચ્ચાંનું કુટુંબ કન્ફયુશિયસના આદર્શજીવનનું પ્રતીક છે. સાદું અને ઉદાત્ત જીવન ચીનનો આધ્યાત્મિક વારસો છે. લૌ–ત્સેની ભાવના નીચેની એક ટુંકમાં ભરેલી છેઃ

મેં પેલા વૃક્ષ નીચે બેઠેલા છોકરાને પૂછયું, 'તારો માલિક

ક્યાં છે.' એણે ઉત્તર આપ્યો કે, "એ તો ગયો છે એકાકી જીવન જીવવા, અને એની ધૂન છે રસ્તામાં વેરાયેલા વેલા અને પાંદડા ભેગાં કરવાની. એ ગયો છે પેલા શીખર પર અને પેલી વાદળ છાયામાં એ છે છુપાયેલો. મને ભાઈ પૂછ મા કે એ કયાં ગયો છે."

આવો સ્વૈરવિહાર ચીની જનતાને આકર્ષી શકયો છે અને લૌ-ત્સે તેનો પ્રતિનિધિ છે.

સ્વર્ગ અને નરક અગર આત્માના અમરત્વ અગર વિશ્વની સમસ્યાનો ઉકેલ કન્ફયુશિયસે નહોતો આપ્યો. લૌ-ત્સેએ આ ખોટ પૂરી પાડી અને તેણે જીવનનાં ગહન તત્ત્વો તથા કુદરતની ગૂઢતાનાં ગીત ગાયાં, લૌ-ત્સેનું પદ્ય ઋગ્વેદની ઋચાઓ સમોવડું હતું. લૌ-ત્સેના આ બોધની વિકૃતિ પણ થઈ છે. લૌ-ત્સેના ઉપદેશથી ઝાડપાન અને અગમ્ય વસ્તુઓની પ્રીતિ તો વધી પણ તેની અતિશયતા પણ થઈ. જંતરમંતર, ભૂત, પલિત, ડાકણ અને તંત્રવિદ્યામાં લોકોની આસ્થા થઈ અને તેમાંથી કોકશાસ્ત્ર જેવું શાસ્ત્ર ઊભું થયું !!

હવે બન્યું એમ કે કન્ફ્યુશિયસે રચેલા ધારાધોરણની મશ્કરી થવા માંડી. કન્ફ્યુશિયસના આદર્શ સદ્‌ગૃહસ્થની વિડંબણા થઈ ? એક મશ્કરા કવિએ સત્યની સાંકડી સપાટી પર ચાલવું એટલે અંગરખાની બાંયમાં માંકડ ચઢે તેમ ચઢવું એવી ઉપમા આપી આ જીવનની ભારે ઠેકડી કરી. કન્ફ્યુશિયસે બોધેલી નીતિ સામે આ ચોખ્ખું બંડ હતું. ટંગવંશના જમાનામાં લૌ-ત્સેની ફિલસૂફી રાજમાન્ય થઈ કહીએ તો ચાલે. ચીનમાં સાહિત્યકળા આ યુગમાં ખૂબ ખીલી. ચીનના સાહિત્યનો આ રોમાન્ટીક કાળ હતો.

કર્મયોગ કે ભક્તિમાર્ગ જીવનની પરિપૂર્ણ ફિલસૂફી નથી. જ્ઞાનમાર્ગ તેની પરિપૂર્ણતા માટે આવશ્યક છે. ચીનમાં બૌદ્ધધર્મે

આ ખોટ પૂરી પાડી. કન્ફ્યુશિયસની વ્યવહાર નીતિ અગર લૌ-ત્સેના કુદરતી ધર્મથી ચીન પોતાનું સમાધાન ન મેળવી શક્યું. ચીનને છેવટે બુદ્ધને શરણે જવું પડ્યું.' "બુદ્ધને શરણે, સંઘને શરણે હું જાઉં છું." એમ ચીને પુકાર્યું. આજે તમે ચીનની ભાષા જુઓ, ખોરાક તપાસો, કલા, સ્થાપત્ય, મંદિરો, પેગોડા જુઓ, ચીની જીવન સમગ્ર નજરે જુઓ તો તમને બૌદ્ધધર્મ ઓતપ્રોત થયેલો જણાશે.

કન્ફ્યુશિયસ અગર લૌ-ત્સેના ઉપદેશોને પ્રચલિત અર્થમાં ધર્મ ન કહેવાય. મનુષ્યની ધર્મની ભૂખ બૌદ્ધધર્મે ભાંગી; ચીનની પ્રજાના હૃદયની આ ભૂખ ભાંગી. જ્ઞાન, દર્શન અને ચારિત્રનું સંપૂર્ણ શાસ્ત્ર બુદ્ધ ભગવાને તેને પૂરું પાડ્યું!

આ બૌદ્ધધર્મ ચીનમાં પ્રવેશ પામ્યો તે પણ એક રમૂજી છતાં સંજ્ઞાપૂર્ણ ઘટના છે. હનવંશના અમલ દરમિયાન તેના તે વખતના એક સમ્રાટે સ્વપ્નમાં સોળફૂટ ઊંચી એક માનવમૂર્તિ જોઈ. આ માનવમૂર્તિ પછવાડે તેણે ઝળહળતો પ્રકાશ જોયો. આ દૃશ્ય દક્ષિણ દિશામાં તેણે જોયેલું એટલે તેણે પોતાના દૂતોને દક્ષિણ દિશામાં મોકલી આપ્યા. આ દૂતો એક બુદ્ધની મૂર્તિ અને બૌદ્ધગ્રંથો લઈને પાછા આવ્યા, પછી બૌદ્ધધર્મ પ્રસ્થાપિત થયો.

આપણા દેશમાં જે વેળા બૌદ્ધધર્મ ઊતરતી કક્ષાએ હતો અને હિંદુધર્મે તેના પર વિજય મેળવવા માંડ્યો હતો તે વેળા ચીનમાં તેની પ્રાણપ્રતિષ્ઠા થઈ. હિંદુધર્મે બૌદ્ધધર્મના કેટલાક અંશો સ્વીકારી લીધા તે જાણીતું છે. આવું જ કાંઈક ચીનમાં બનેલું છે. કન્ફ્યુશિયસ ફિલસૂફીએ કાળે કરીને બૌદ્ધદર્શનનાં ઘણાં તત્ત્વો સ્વીકાર્યાં છે. ચીનની પ્રજાના જીવનમાં અંશે અંશે બૌદ્ધધર્મે પ્રવેશ કરેલો છે. બાળકોનાં રમકડાંમાં પણ 'વીતરાગમૂર્તિ' પેસી ગઈ છે.

બૌદ્ધધર્મ આમ પ્રજાનો ધર્મ છે, સામાન્ય જનતાનો ધર્મ છે, વિદ્વાનોમાં પ્રતિષ્ઠિત છે. બૌદ્ધધર્મની એક ખાસિયત તેનું ઊંડું દર્શન-

શાસ્ત્ર છે. બૌદ્ધ ધર્મમાં જ્ઞાનની ઊંડી તત્ત્વચર્ચા છે, આ તત્ત્વચર્ચામાં તેનું પ્રમાણશાસ્ત્ર ખાસ ધ્યાન ખેંચે છે. જ્ઞાનની આ તત્ત્વચર્ચા માટે ઊંચા પ્રકારની વિદ્વત્તા આવશ્યક છે અને તેથી બૌદ્ધ ભિખ્ખુઓએ વિદ્વત્તાની પરંપરા જાળવી રાખી છે. પ્રાચીન વિદ્યાપીઠોનું ધામ બૌદ્ધ વિહારો છે. તેમણે વિદ્યાની જ્યોત જળહળતી રાખી છે. ચીનના જીવન પર બૌદ્ધધર્મે ભારે અસર ઉપજાવી છે. બૌદ્ધ સાધુઓ અને સાધ્વીઓએ ચીની પ્રજાજીવનમાં કાયમની છાપ પાડેલી છે તે એટલે સુધી કે ચીનના ગૃહજીવનની ગુપ્તતામાં પણ તેમણે પ્રવેશ કરેલો છે. જન્મ, મરણ કે લગ્ન પ્રસંગે આ બૌદ્ધભકતો વગર તેમને ચાલતું નથી. ચીની રીતરિવાજો પર બૌદ્ધધર્મે ખાસ અસર કરી છે. પડવે કે પુનમે ચીની સ્ત્રીઓ સુંદર વસ્ત્રો પહેરી પૂજા અર્ચના કરવા બૌદ્ધમંદિરે જાય છે, જેવી રીતે જૈન સ્ત્રીઓ જૈન મંદિરે જાય છે. અહિંસાના ઉપદેશને લીધે ચીના લોકોએ ખોરાક બાબતમાં મધ્યમમાર્ગ શોધ્યો છે એટલે માંસાહાર પૂરેપૂરો બંધ કર્યો નથી. બૌદ્ધધર્મ દયાધર્મ છે અને ચીની પ્રજામાં જે શાંતિપ્રિયતા, પરગજુપણું, દાનવૃત્તિ ઇત્યાદિ દેખાય છે તે બૌદ્ધ અસરને આભારી છે એમ કહેવું વધારે પડતું નથી. બૌદ્ધ સાધુ–સાધ્વીના બ્રહ્મચર્ય–જીવનની અસર એકંદરે સારી થઈ છે. છતાં તેમનામાં દુરાચારો પેઠેલા છે. કયા ધર્મમાં નથી પેઠા? આ દુરા-ચારની કિંવદંતિ અતિશયોક્તિ ભરેલી હોય છે. જાતીય દમનને લીધે વિકૃત માનસ જન્મે એ સ્વાભાવિક છે. બિચારી કુમળી જુવાન સાધ્વીઓ જેમણે વૈરાગ્ય વિના ત્યાગ કરેલો હોય છે તે તેનો ભોગ બને તેમાં નવાઈ જેવું નથી. આવી સાધ્વીઓની ઠઠ્ઠા મશ્કરી પણ ઠીક થાય છે. ચીનના એક નાટકમાં એક સાધ્વીની આવી આંતરવ્યથા વર્ણવી છે, અને સોળવર્ષની આ સાધ્વી જેણે મુંડન કરાવ્યું છે, સફેદ વસ્ત્રો સજ્યાં છે અને જે મોઢે ત્યાગના મંત્રો બોલે છે તે પોતાના પ્રિયતમ માટે કેવી ઝંખના કરે છે અને આ વસ્ત્રોને ફાડી

નાંખીને પર્વત પરનું મંદિર છોડી નાસી જવા આક્રંદ કરે છે તેનું આ કવિએ રોચક વર્ણન કર્યું છે. બૌદ્ધ ધર્મની આ વિકૃતિ નવાઈ પમાડે તેમ નથી.

ચીનના જીવન પર જે બીજી અસરો થઈ તે પ્રમાણમાં આધુનિક અસરો કહી શકાય. મુસલમાન ધર્મે કાંઈ એટલી મોટી છાપ પાડી નથી. ખ્રિસ્તી ધર્મે સારો પગપેસારો કર્યો છે, અને ચીનની સંસ્કૃતિ પર તેણે કાંઈક ઊલટાસૂલટી છાપ બેસાડી છે એ વિષે આગળ પર જોઈશું. માર્ક્સવાદની અસર વળી જુદા જ પ્રકારની ગણાય. આ બાબત પણ બીજા પ્રશ્નો સાથે આગળ ચર્ચીશું.



## ૩ પ્રજા

'સમાજ' શબ્દ ચીની ભાષામાં નથી. 'સમાજ'ની કલ્પના અહીં જુદા જ પ્રકારની છે. 'સમાજ' જેવો શબ્દ ચીની ભાષામાં ન જડે તેમાં કાંઈ તાજુબી નથી. આપણા દેશનો વિચાર કરો. આપણા લોકો નાત, જાત, કુટુંબ ઇત્યાદિ તરત સમજી જશે. આ કલ્પનાઓ તેમના લોહીમાં છે. પણ હજી 'સમાજ' વિષેની કલ્પના, પાશ્ચાત્ય અર્થમાં સમજીએ છીએ તેવી કલ્પના, આપણે ત્યાં નથી જ. આપણું જીવન વ્યક્તિગત જીવન છે. આપણી મહત્ત્વાકાંક્ષાઓ વ્યક્તિ-જીવનમાં પર્યાપ્ત થયેલી છે. આપણું કુટુંબ વ્યક્તિ જીવનનો વિકાસ જ છે. આપણો સામાન્ય માણસ લ્યો. એ અમુક કુટુંબના ઘટક જેને નાત કહીએ તેનો તે સહેજે વિચાર કરી શકશે. આપણા બાંધવરાષ્ટ્ર ચીનમાં તેમજ છે. આ ત્યાંની ખેતીપ્રધાન આર્થિક વ્યવસ્થાને આભારી ગણી શકાય. એ યાદ રાખવું જરૂરી છે કે કન્ફ્યુશિયસ માન્ય આચારવિચાર આ વ્યક્તિધર્મ પર રચાયેલા છે. કુટુંબ સુખી હશે, વ્યવસ્થિત હશે તો રાજ્યમાં ચિર શાંતિ રહેશે એવી ભાવના આ વ્યક્તિધર્મમાં મધ્યવર્તી હતી. તેથી ચીનના લોકો 'સમાજ-સેવા' (તેના રૂઢ પાશ્ચાત્ય અર્થમાં) સમજતા નથી. કુટુંબ કે પોતાના વર્તુલના માણસને આગળ વધારવા માટે કંઈપણ કરી છૂટવું એ ધર્મ મનાય છે અને તેને માટે રાજ્યના ઉપરીમાં ઉપરી અધિકારીને ફોડવો, લાંચ રુશવત આપવી એમાં કાંઈ ખોટું છે તે તેમના પુરાણા મગજમાં પેસતું જ નથી. નવી આર્થિક વ્યવસ્થા

અને તેને લીધે ઊભા થયેલા 'ધર્મો'ને કારણે આ વિચારમાં પલટો આવ્યો છે છતાં એ વિચારો જનતાની રગેરગમાં પેસી ગયા છે એમ માનવું વધારે પડતું છે. 'સામાજિક માનસ' ગેરહાજર છે. લગ્ન, મરણ અને બીજા સમૂહ પ્રસંગો એ વ્યક્તિજીવનનું બીજું રૂપ છે અને તેમાં પ્રજા રસ લે છે. ચીનની સંસ્કૃતિનું આ મૂળ લક્ષણ યાદ રાખવું જોઈએ.

ચીનની સંસ્કૃતિ સદીઓના આક્રમણ સામે ટકી રહી છે તેનું કારણ ત્યાંની ગ્રામવ્યવસ્થા છે. આ ગ્રામવ્યવસ્થા એટલે બીજું શું? મોટી કુટુંબ-વ્યવસ્થા જ ને? હિંદુસ્તાન જીવતું રહ્યું છે તે તેની ગ્રામવ્યવસ્થાને લીધે એમ કહેવાય છે તેવું જ ચીન વિષે કહી શકાય. ચીની માનસને ગ્રામસ્વરાજ સ્વાભાવિક લાગે છે. ચીન ઇતિહાસના અને રાજ્યના ફેરફારોથી—વંશો કે રાજ્યોના જન્મ, વિકાસ અને મરણથી— અસ્પૃષ્ટ રહ્યું છે. પશ્ચિમમાં અમુક સામાજિક ધર્મો અગર માન્યતાઓ માનનીય અને રૂઢ થઈ બેઠી છે તેવા ધર્મો અગર માન્યતાઓ ચીનમાં માનનીય નથી થયેલાં પણ જુદા ધર્મો, માન્યતાઓ અને વિધિનિષેધો ચીને રચેલા છે.

ચીનના સમાજશાસ્ત્રમાં 'સમાજ' શબ્દનો વિશિષ્ટ અર્થ છે. કન્ફ્યુશિયસે 'પિતૃદેવો ભવ'નો ધર્મ બોધ્યો. પિતૃ મારફતે વ્યક્તિ પરલોકનું સુખ માણવાની મહત્ત્વાકાંક્ષા ધરાવે છે. કુટુંબની પ્રતિષ્ઠા માટે ચીનો મરી પડે છે. કુટુંબવ્યવસ્થા એટલે વ્યક્તિનો સ્વાર્થ નહિ પરંતુ ઉદાત્ત વ્યક્તિજીવન. ચીનમાં 'સંસ્કાર' અને 'ધર્મ' શબ્દ 'કુટુંબધર્મ'ના પર્યાય શબ્દ તરીકે વપરાય છે. અલબત્ત આ ભાવના કાળે કરીને વિકૃત થઇ. યુરોપમાં 'લાગવગ'નો દુરુપયોગ થાય છે તેમ ચીનમાં કુટુંબના સંબંધોનો દુરુપયોગ થવા લાગ્યો.

ચીને કુટુંબ મિત્રમંડળ પરિવારના કિલ્લાની અંદર એક

જાતનો સામ્યવાદી સહકાર નીપજાવ્યો. સમાજનાં આવાં ઘટકો સુંદર રાષ્ટ્ર નીપજાવે છે એમ ચીને માન્યું. અલબત્ત, આ પ્રકારની સામાજિક વ્યવસ્થા એક કાળે સમાજને ઉપકારક હતી. પરંતુ કુટુંબના આ ઘટકોએ કુટુંબ બહારની દુનિયાનો વિચાર ન કર્યો, બહારની દુનિયાની ઉપેક્ષા કરી અને પરિણામે આ રચના બહારની દુનિયાને શાપજનક નીવડી. આજે આર્થિક રચનામાં ફેરફારો થયા છે અને નૂતન રાષ્ટ્રના વિશિષ્ટ ધર્મો ચીને જરૂરી માન્યા છે તેથી તેના પુરાણા કલેવરમાં નવું જીવન આવેલું છે.

આપણે ત્યાં વર્ણવ્યવસ્થા છે, ઔદ્યોગિક જગતમાં વર્ગ-વ્યવસ્થા (વર્ગ અવ્યવસ્થા ?) છે તેવું કાંઈ ચીનમાં છે કે કેમ એ પ્રશ્ન સહેજે થાય છે. પાશ્ચાત્ય અર્થમાં વર્ગ જેવું કશું ચીનમાં દેખાતું નથી. વળી જન્મ કે લોહીના ધોરણે ઊપજતા ચોક્કસ ભેદો પણ જણાતા નથી. અલબત્ત હિંદુસ્તાનની માફક પણ કાંઇક વિશિષ્ટ પ્રકારના ચાર વર્ણો ચીનમાં હતા. આ વર્ણો જ્ઞાતિવ્યવસ્થાના ચોક્કસ ચોસલામાં ફેરવાઈ ગયા નથી પરંતુ તેને નવી હવા લાગી છે અને તેમાં ફેરફારો થયા કર્યા છે. સમાજના ચાર વિભાગો ધંધાને ધોરણે પડેલા હતા. મેન્ડેરીન વર્ગ (જે વિષે હવે પછી કહીશું), વિદ્વાન વર્ગ, એટલે કે બ્રાહ્મણ, બીજો ખેડૂતવર્ગ, ત્રીજો કારીગર અને વેપારીવર્ગ એટલે કે વણિકો અને ચોથો સેનાનીઓનો વર્ગ એટલે કે ક્ષાત્રવર્ગ. ચીનની શાંતિપ્રિય પ્રજાએ સિપાહીને હલકામાં હલકા વર્ગમાં મૂકેલો છે. બ્રાહ્મણ જન્મે થવાતું નથી. નીચામાં નીચા ઘરનો માણસ બ્રાહ્મણ થઈ શકે છે. રાજ્યની સનંદી નોકરીમાં ઉત્તીર્ણ થયેલાઓને બ્રાહ્મણપદ મળે છે. વણિકવર્ગે ચીનની સંસ્કૃતિમાં ખૂબ ફાળો આપેલો છે. ઉત્તમ કારીગરીમાં હાથીદાંત, રેશમ અને માટીકામ પરદેશીઓના દિલ હરી લે છે. ખેડૂતવર્ગ માટે કહેવું શું! ચીનનો ખેડૂત એટલે સહિષ્ણુતાની મૂર્તિ. કન્ફ્યુશિયસે ખેડૂતને જગતનો તાત માન્યો હશે પરંતુ આ

જગતનો અન્નદાતા હીણામાં હીણી સ્થિતિએ પહોંચ્યો છે. પરંતુ તે વિષે તો હવે પછી બહુ કહેવાનું છે.

લિન યુતાંગ ચીનના સમાજને વટવૃક્ષ સાથે સરખાવે છે. કોઇ એક કુટુંબસમૂહનો જમીનદાર એક વટવૃક્ષ જેવો તેણે માન્યો છે. વટવૃક્ષ ફેલાતું જાય છે. તેનાં મૂળિયાંમાં અજબપ્રકારની ગૂંથણી થાય છે; બધા સૂરજનો પ્રકાશ મેળવવા મથે છે; સામાન્ય માનવી એ તેની માટી છે જેમાંથી વૃક્ષ પોષણ મેળવે છે અને વૃદ્ધિ પામે છે. આ મધુર કલ્પનામાં ચીનની જમીનદારી પ્રથાની ક્રૂરતા નથી માલમ પડતી ? સામાન્ય માનવીમાંથી પોષણ મેળવતું આ વૃક્ષ એ માનવી માટે શાપજનક નથી શું ? પરંતુ ચીનનો આ ફિલસૂફ વાસ્તવદર્શી પણ છે અને તેથી કહે છે ચીનમાં બે જ વર્ગો છે: 'શોષક અને શોષિત, અલબત્ત એકનું સ્થાન બીજો લઈ શકે છે.' આ સાચું નથી. એક વ્યક્તિ, એક વર્ગમાંથી બીજામાં જાય પણ આ વ્યવસ્થા તો કાયમ જ રહે. ખેર, ચીનાને તો ઈશ્વરના કાયદામાં વિશ્વાસ છે અને હસતે મોઢે આ 'વ્યવસ્થા' નભાવી લે છે. પરંતુ હંમેશ નભાવી લેશે ? નવાં બળો તેને ટકવા દેશે ?

ઉપર જણાવ્યું કે 'એકનું સ્થાન બીજો લઈ શકે છે' એ બીજી રીતે સાચું છે. ચીનમાં કોઈએક નાત કાયમની કે વંશપરંપરાગત નથી. ચીનમાં એક પણ કુટુંબ એવું નહિ હોય જેના વડવા માત્ર બેઠાડુ હોય. 'ખાનદાની' તો ફ્રાન્સમાં કે ઈંગ્લંડમાં અને બીજા સુધરેલા દેશોમાં જડે. ઉમરાવજાદાના વંશજો ચીનમાં નહિ મળી શકે. મંચુઓએ ત્રણસો વર્ષ ચીનમાં રાજ્ય કર્યું તેના વંશજો તો માત્ર અપવાદ છે. પરંતુ અમીર, ઉમરાવ અને ખાનદાનોનો વર્ગ ચીનમાં ચોક્કસ વર્ગ તરીકે નથી.

આર્થિક અસમાનતાનું પૂછવું જ શું ? આજ જગતમાં સમાજને 'ખેતરી ખાનારા' ક્રાંતિ માટે સારી ફળદ્રુપ ભૂમિ પૂરી પાડે છે.

લાંચિયા મેજીસ્ટ્રેટ, મોભાદાર ચૌદશિયા, અને સ્થાનિક જમીનદારની ત્રિપુટી સામાન્ય માનવીને ચૂસી ખાય છે. સામ્યવાદીઓ માટે અહીં ક્રાંતિ માટે ઓછો મસાલો નથી. કુમુંગટાંગે–રાષ્ટ્રપક્ષે–પણ તેમની સામે જેહાદ જગાડેલી છે. પરિણામે વાસ્તવિક પરિસ્થિતિ પલટાઈ છે. કન્ફ્યુશિયસ નીતિમાં રહેલી ક્ષતિ દૂર થવા લાગી છે. કુટુંબીજન અને પરાયાનો ધર્મ એવું હવે કોઈ માનતું નથી.

ચીનના એક જાણીતા સમાજશાસ્ત્રીના કહેવા મુજબ પ્રાચીન કાળમાં પણ ચીનમાં અવિભક્ત મોટા કુટુંબોની સાથે સાથે નાના કુટુંબો હતાં. મેન્સીયસને પોતાના ગ્રંથમાં કોઈ કોઈ જગ્યાએ પાંચ અગર આઠ માણસોના કુટુંબોનો ઉલ્લેખ કરેલો છે. આજે તો નવી પરિસ્થિતિને લીધે સંયુક્ત કુટુંબને બદલે પતિપત્ની અને તેમનાં બાળકોનું કુટુંબ પાયાનું (બેઝિક) ગણાય છે. અત્યારે ચીનમાં બહુવિવાહ અને છૂટાછેડા અને એવા નવા ફેરફારો થયા છે. પરંતુ તેનો પ્રભાવ પ્રતિકૂળ પડયો છે એમ કહેવાય એમ નથી. વળી કુટુંબ વિષેની પુરાણી કલ્પનામાં ક્રાંતિકારી પલટો થઈ ગયો છે એમ કહેવું અગર માની લેવું વધારે પડતું છે એ ઉમેરવું જ જોઈએ.

ચીનની સમાજવ્યવસ્થાનો પાયો કુટુંબ હોવાથી સ્ત્રીપુરુષના સંબંધો સહેજે કલ્પી શકાય એમ છે અને આપણે માટે તો તે સમજવા જરાપણ મુશ્કેલ નથી. યુરોપીય લેખકો આનો કયાસ ઓછો કાઢી શકયા છે. અને યુરોપીય માનસ ધરાવનાર દેશીઓની સમજણ એવી જ હોવાથી એમનામાં પણ આ બાબતની સમજણ ઓછી જ જણાય છે. આવી અણસમજને લીધે ઓગણીસમી સદીના અંતમાં અને વીસમી સદીના આરંભમાં કહેવાતા સુધારાવાળાઓએ અનેક અખતરા કરી પોતાને અને ચીનને વિમાસણમાં મૂકી દીધું હતું. જેમ આપણે ત્યાં પણ બનેલું છે.

પાશ્ચાત્ય લેખકોએ પૂર્વની સ્ત્રીઓને કચડાયેલી, દબાયેલી વર્ણવેલી છે અને પૂર્વની સ્ત્રીની બદનક્ષી કરેલી છે. પરંતુ વસ્તુતઃ પૂર્વમાં

પણ સ્ત્રીજાતિએ સમાજમાં ઉપકારક ફાળો આપેલો છે. પૂર્વમાં સ્ત્રી જાતિને પુરુષજાતિ સામે જેહાદ જગાવવાની જરૂર નથી પડી અગર પોતાનું સ્થાન મેળવવા પૌરુષત્વ બતાવવું નથી પડયું. ચીનની સ્ત્રીનું સ્થાન કોઈ પણ દેશની સ્ત્રીજાતિની સરખામણીમાં ઊતરતું નથી.

પુરાણામાં પુરાણી સંસ્કૃતિ માતૃસંસ્કૃતિ હતી એ જાણીતી વાત છે. ચીનમાં આ સંસ્કૃતિના અવશેષો છે. છતાં ચીનની સંસ્કૃતિ પિતૃસંસ્કૃતિ કહેવાય. માતા કુટુંબને પોષણ અને સમાજને ધારણ કરનાર છે. ચીને માતાને અને નહિ કે પ્રેયસીને પ્રતિષ્ઠિત માનેલી છે. કન્ફ્યુશિયસના નીતિશાસ્ત્રમાં પિતામાતાની આજ્ઞા મધ્યવર્તી છે અને પુરુષસ્ત્રીના વહેવારો અલગ મનાયા છે; છતાં સ્ત્રી પુરુષની સહ-ધર્મચારિણી અને સમોવડી છે. 'યત્રનાર્યસ્તુ પૂજ્યન્તે'નો આ ધર્મ હતો એમ ચીનના સંસ્કૃતિઘેલા લોકો ભલે કહે પણ તેની પોકળતા પણ દેખીતી છે. છોકરી જન્મે તો પથરો પડયો એમ ચીનમાં મનાતું. સ્ત્રીને બાળપણમાં પિતા, યુવાવસ્થામાં પતિ અને વૃદ્ધાવસ્થામાં દીકરાની આજ્ઞાને વશ રહેવું પડતું. પુરુષ બીજીવાર પરણી શકતો, સ્ત્રીને માટે તે પાપ મનાતું.

કન્ફ્યુશિયસ પછીના સ્મૃતિકારોએ તો સ્ત્રીનું પદ છેક હલકટ બનાવી દીધું અને ધીરેધીરે સ્ત્રીજીવન શૃંખલાઓમાં જકડાઈ ગયું. મિંગવંશના સમયમાં વિધવાધર્મ રાજમાન્ય સંસ્થા તરીકે શરૂ થયો. વિધવા ત્યાગમૂર્તિ મનાઈ. કાળે કરી આ સંસ્થામાં વિકૃતિ દાખલ થઈ. ૧૯૧૭ ના સુધારાયુગમાં કન્ફ્યુશિયસને નામે સન્માન પામેલી નીતિ સામે ફિટકાર વરસ્યા અને પુરુષજાતિએ બનાવેલા આ કાયદાઓ સામે ઝુંબેશ થઈ.

સ્ત્રીજાતિએ જીવનના વિશાળ ક્ષેત્રમાં પ્રવેશ કરવા પ્રયત્નો આદર્યા એ તો યોગ્ય જ હતું. પણ કન્ફ્યુશિયસ સામેનો ફિટકાર મર્યાદા ઓળંગી ગયો. પશ્ચિમના સંસ્કારો અધકચરા ગળી જવાનું આ પરિ-ણામ હતું. વળી કન્ફ્યુશિયસે બોધેલી નીતિની વિકૃતિ સામે પણ

આ પ્રત્યાઘાત હતો. નવા સુધારાનાં મોજાં ફરી વળે છે ત્યારે શરૂઆતમાં આવું બને છે. પણ હવે તો ચીની ભણેલી યુવતીને લાગ્યું છે કે શાંગહાઈના સ્ટોરમાં નોકરી કરવામાં કૃતકૃત્યતા નથી લાધતી, જો કે નોકરી કરવામાં તેને કશું ખોટું જણાતું નથી. Leaf in the stormની નાયિકાની માફક ચીનની વીરાંગના આજે દેશની આઝાદીની લડતમાં પુરુષની હારોહાર ઊભી રહી છે એ શું પ્રેરણાજનક નથી? નવા સુધારાના ઉછાળા પછી ચીનનો સમાજ એક જાતની નવી ઊંચી ભૂમિકાએ પહોંચેલો જણાય છે.

ચીની સમાજજીવનનો એક દોષ અહીં નોંધી લઈએ. કન્ફ્યુશિયસે બોધેલી નીતિના જમાના પછી ચીન જ્યારે પડવા માંડ્યું ત્યારે આ વિકૃતિ પેઠી હશે. ચિન વંશના જમાનામાં ધનવૃદ્ધિ થઇ અને જમીનદારી એઓ પેઠી તેનું આ દુષ્પરિણામ હશે. આજે પણ આ દોષ ચીનના સમાજજીવનમાં છે. પર્લબકનો ધરતીપ્રિય ખેડૂત પણ આ એબથી દૂર નથી. રખાતની પ્રથા દરેક દેશમાં એક કે બીજા રૂપમાં નજરે પડે છે: બેડાકુ જીવનનો આ દોષ છે. ધનવાનોમાં નૃત્યમુજરા દાખલ થતાં અનેક રખાતો રાખવાની ફેશન થઈ પડી અને તેમાં તેમને પ્રતિષ્ઠા અને માનમરતબો દેખાયો. આ પ્રથા વિષે તેમજ વેશ્યાજીવન વિષે પાશ્ચાત્ય લેખકોએ બહુ કટાક્ષો કરેલા છે, અને આખું પૂર્વનું લગ્નજીવન સડેલું જ હોય તેવું બતાવવાનો પ્રયત્ન કરેલો છે. પૂર્વના સ્ત્રીજીવનમાં આ એબ છે અને તેનો બચાવ કરવો (જેવી રીતે લિન યુતાંગે કરેલો છે) ઠીક નથી. પરંતુ એ યાદ રાખવું જોઈએ કે આ તો ફ્યુડલ જમીનદારી પ્રથાનો એક ભાગ છે અને આ કુટપટ્ટીએ તે પ્રશ્નને તપાસવો જોઈએ. ગણિકાઓએ સાહિત્ય-સંગીત કલા અને રાજકારણના વિકાસમાં ફાળો આપ્યો છે એમ કહી આ એબને ઢાંકવા પ્રયત્ન કરવો ન જોઈએ. રખાતનો રિવાજ વંશવેલો ચાલુ રહે તે માટે અને કુટુંબ એક ઘટક તરીકે જીવતું રહે તે માટે જરૂરી મનાતો હતો. લગ્નની નિષ્ફળતા મટાડવા પશ્ચિમના લોક તેમના સ્વભાવ મુજબ છૂટાછેડાનો આશરો લે છે જ્યારે ચીનો પતિ રખાત લાવે છે. હવે તો આ જીર્ણ થયેલી ઘટના છે. કાય-

દાની દષ્ટિએ હવે તો સ્ત્રી અને પુરુષ સમાન દરજ્જો ભોગવે છે. ચીની પ્રજાએ સ્ત્રીસ્વાતંત્ર્યને સન્માનિત કરેલું છે.

ચીનની સ્ત્રીઓની પરાધીનતાનું એક પ્રતીક ખાસ લક્ષ ખેંચે છે. આપણે તો ચીનની સ્ત્રીની નાજુક પાની જોઈ અનેક કલ્પના કરવા માંડીએ છીએ. આ પ્રથા ઓછી ધણાપાત્ર નથી. રંગવંશના જમાનામાં આ પ્રથા શરૂ થઈ કહેવાય છે અને બેડાડુ લોકો અને તેમની વિલાસિતાનું આ ચિહ્ન છે. પશ્ચિમના લોકો આ ચીની સ્ત્રી તરફ આંગળી ચીંધે છે. પણ પશ્ચિમની સ્ત્રીઓ પણ સૌંદર્યપ્રાપ્તિ માટે આવી ક્રૂરતા સહન નથી કરતી? પાતળી કમર બનાવવાના પ્રયત્નો આ જ કોટિના છે. ફેશન આવા ભોગો માગી લે છે. ઊંચી એડીના જોડા આટલા જ હાસ્યજનક નથી શું? અલબત્ત આ સૌ રિવાજોનો ઉલ્લેખ આ રીતે એટલા જ માટે કર્યો છે જેથી પૂર્વ કે પશ્ચિમના રિવાજોની ટીકા કરતાં સમતોલતા જળવાય. દરેક દેશમાં કેટલાક અક્ષમ્ય રિવાજો હોય છે અને તે દૂર કરવા જોઈએ. ચીનના મિશનરીએ બાળકીઓના પગ બાંધવાનો રિવાજ કાઢી નાખવામાં ઠીક મદદ આપી છે. ચીનની સ્ત્રીહિલચાલે પણ યથેચ્છ મદદ કરી છે. પરિસ્થિતિ બદલાતાં આ પણ એક ઐતિહાસિક અવશેષ લેખાશે.

ચીનના સમાજજીવનમાં પલટો રાજવ્યવસ્થાના ફેરફારો સાથે ચાલુ રહેલો છે. ૧૯૧૧માં રાજાશાહી ઉખડી ગઈ અને સ્વતંત્ર ચીન સ્થપાયું. સામાજિક સમાનતાના ઇતિહાસમાં આ પહેલો સ્તંભ હતો. ૧૯૧૬–૧૭ના અરસામાં ચીનની યુવકજનતા પશ્ચિમના પ્રભાવ તળે હતી અને તેથી તેણે પ્રાચીન ચીનને નકાર્યું, ફિટકાર્યું. આ પછી વિદ્યાર્થી હિલચાલો જે જગતભરમાં જાણીતી થયેલી છે તેનો યુગ આવ્યો. આ હિલચાલોએ નવયુવકને નૂતનદષ્ટિ આપી. ચીની જીવનમાં સમતોલતા આવવા માંડી. હવે ત્રીજો યુગ બેઠો છે. રાષ્ટ્રીય તેમજ સામ્યવાદી બળોની સંયુક્ત અસર હેઠળ ચીનનો યુવક અને ચીનની યુવતી નૂતન ચીન સર્જી રહ્યાં છે. મધ્યયુગની પ્રથાઓ આ

નવાં બળો આગળ લોપ થઈ રહી છે અને નૂતન ચીનના નવા રંગે ચીનનું પુરાણું કલેવર રંગાઈ રહ્યું છે.

અનેક પરિબળોની અસર નીચે આવેલું ચીન હવે આધુનિક રાષ્ટ્ર બનેલું છે. એક પુનિત પુરાણી સંસ્કૃતિનો પુનર્જન્મ એક આધુનિક રાષ્ટ્ર તરીકે અનેક વેદનાઓ પછી જ થયો છે. વીસમી સદીના આ ચાર દાયકામાં જ ચીને કેટલા સંઘર્ષો જોયા? મંચુઓના અમલને પડકાર આપી લોકતંત્રનો વાવટો ફરકાવનાર ડૉ. સુનયટસેન તેણે જોયો. સ્વતંત્રતા, સમાનતા અને બંધુતાનો બોધ કરનાર લ્યાંગ શૌ જોયો. જહોન સ્ટુઅર્ટ મીલ અને બીજા યુરોપીય લેખકોની અસર તળે આવેલા યુવાન ચીનના નિર્માતાઓએ પુરાણા ચીનને રાષ્ટ્રવાદી બનાવ્યું, ઉદ્દામ બનાવ્યું. બધી ચીની પ્રથાઓને એક સામટી વખોડી કાઢવા તેઓ તત્પર બન્યા. બૌદ્ધ અરાજકતાનો આ દાયકો હતો. જૂની અને નવી પેઢી વચ્ચેનો આ સંઘર્ષ હતો. નવી પેઢીએ સડેલી રાજાશાહી પ્રથાની સાથે સાથે પ્રશંસનીય ગ્રામવ્યવસ્થાને પણ ધિક્કારી કાઢી! અન્યાયી સત્તા અને ખોટા મોભા સામે પડકાર કરતાંની સામે પુરાણી સંસ્કારિતા અને વડીલો માટે આદર પણ ગુમાવ્યો! સમતોલતા ગુમાવી! નવા વિચારોના ધસમસતા પૂરમાં બુદ્ધિના બંધ આગળ ઘણી અચલ દીવાલો તૂટી પડી. ચીન આધુનિક બન્યું પરંતુ વિહ્વલતા અને અશાંતિમાંથી તે પસાર થઈ રહ્યું હતું. ધીરે ધીરે ચીને દૃઢતા અને સમતોલતા અનુભવવા માંડી છે. ચીનનો યુવક નવા વિચારોનો કયાસ કાઢવા હવે કાંઈક શક્તિશાળી થયો છે. કન્ફ્યુશિયસનો આ આધ્યાત્મિક દેશ મેંઝીની અને મીલના રાષ્ટ્રવાદની અસર તળે આવેલો છે અને વળી ભૌતિકવાદી માર્ક્સનો સામ્યવાદી સંઘર્ષ અનુભવી રહ્યો છે. કન્ફ્યુશિયસના વડીલ ધર્મ, સ્ત્રીઓના પડદાધર્મ, 'પવિત્ર ત્યાગમૂર્તિ'ની પૂજાના માર્ગે નૂતન ચીન પળેલું નથી. પરંતુ આ નવા રાષ્ટ્રવાદ અને સમાજવાદના પંથે આગેકૂચ કરી રહ્યું છે. પરંતુ આ તો થોડું વિષયાન્તર થયું અને આગળ જે કહેવાનું છે તે કહી દીધું, વાચકે તે વિગત જાણવા થોભવું જોઈશે.

## ૪ અર્થવ્યવસ્થા

**ચીનની** અર્થવ્યવસ્થા વિષે ચર્ચા કરતાં પ્રથમ ગ્રામવ્યવસ્થાનો વિચાર કરીએ.

પુરાતન કાળની ગ્રામવ્યવસ્થામાં અદ્ભુત સામ્ય જણાય છે. રશિયાનો 'મિર,' હિંદુસ્તાનની પંચાયત અને ચીનની ગ્રામવ્યવસ્થામાં સમાન તત્ત્વો માલમ પડે છે તે નોંધવા જેવી હકીકત છે. જૂના કાળમાં હજારો માઇલ દૂર દૂર વસતી પ્રજાઓએ લગભગ એક પ્રકારની આર્થિક તેમજ રાજકારણ વિષયક વ્યવસ્થા રચેલી જણાય છે. અહીં 'રાજકારણ' શબ્દ તેના વિશાળ અર્થમાં વાપર્યો છે. ગ્રામપંચાયત ગામડાના સર્વાંગી કારભાર માટે સ્થપાયેલી વ્યવસ્થા છે. અશોકના સમયમાં મગધ દેશમાં પ્રવર્તતા પ્રજાસત્તાક રાજતંત્રમાં ત્યાંનું ગ્રામતંત્ર અને મહાજનતંત્ર કેન્દ્રવર્તી હતું. રાધાકમલ મુકર્જીએ અને બીજા લેખકોએ તેનો પરિચય આપ્યો છે. પરદેશી ઈતિહાસકારોને આ તંત્ર વિસ્મયકારક લાગ્યું છે અને હિંદ જેવી પુરાણી સંસ્કૃતિ ચિરસ્થાયી રહી છે તેનું કારણ આ જીવંત સંસ્થાઓ હતી તેમ જણાયું છે. ચીન વિષે પણ એમજ કહેવાય.

ચીનના વ્યક્તિગત જીવને સમષ્ટિ સાથે કેવી રીતે મેળ કર્યો ? સમૂહહિત જાળવવા કુટુંબ–ઘટકોએ પોતાનું તંત્ર રચ્યું. કુટુંબપ્રેમમાંથી જાતિપ્રેમ અને તે દ્વારા સ્વદેશપ્રેમ પ્રકટ્યો એમ કહીએ તો

ચાલે. ગ્રામજનની દૃષ્ટિ પરિમિત હતી. તેને મન તો તેની આજુબાજુની ભૂમિ 'સ્વદેશ' હતો. પેકીંગ સુધી તેની દૃષ્ટિ પહોંચી નહોતી, પહોંચી પણ ન શકે. આર્થિક રચના પણ એવી જ હતી. ગ્રામજનનાં અર્થકારણ અને રાજકારણ આ ભૂમિકા પર રચાયાં હતાં. ખેતીપ્રધાન દેશનો માનવી કુટુંબમાનસ અને ધરતીપ્રેમ ધરાવતો હતો. ગ્રામવ્યવસ્થા પાછળ આ તત્ત્વ હતું. અત્યારે આપણે ત્યાં લોકલબોર્ડોને જે કામો કરવાની ફરજ છે પરંતુ જે ફરજો તે બજાવતી નથી તે અને તે ઉપરાંત ઘણાં કર્તવ્યો તે ચીનમાં બજાવતી એટલું જ નહિ પણ પોતાના ઉપજાવેલાં સ્વરાજ મારફતે ગામડાની પ્રજા સમસ્તના સર્વ પ્રશ્નો અહીં ઉકેલાતા.

ગામડાના લોકોએ આ તંત્ર સર્વગામી રચ્યું હતું અને તે કેટલાક ફેરફારો સાથે હસ્તી ધરાવે છે. આ યુદ્ધ સમયમાં ચીને પોતાનું લોકતંત્ર કેવું સર્જ્યું છે તેની હકીકત આગળ પર આવશે. એના પાયા અહીં નંખાયા છે. ગ્રામપંચાયત આધુનિક રાજ્યના વિવિધ કર્તવ્યો કરે છે. પંચાયતો કજિયા પતવે છે. કારભારની વહેંચણી કરે છે, (આ વહેંચણી ન્યાયી જ હોય છે એમ તો નથી જ.), ગામડામાં એક જાતનું નૈતિક ધોરણ જાળવે છે, સમાજહિત વિરુદ્ધ કાર્ય કરનારને દંડે છે અને શાંતિ અને વ્યવસ્થા જાળવવામાં મદદ કરે છે. ગામડાંમાં કજિયા તો થાય છે પણ કોર્ટને પગથિયે ચઢવામાં નાનમ મનાય છે. સોએ પંચાણું ટકા તકરારોનો નિકાલ પંચદ્વારા થાય છે. પછાત અને ગરીબ લોકોને મદદ કરવા આ સમૂહવ્યવસ્થા ઉપયોગી થઈ પડે છે, જો કે સમાજના વર્તુલમાં અને તેના ધર્મકાર્યમાં બધા વર્ગો આવી જાય છે અને સમાનતા જળવાય છે એમ ન કહી શકાય. કરનું ઊઘરાણું, ન્યાયની તુલના, અને શાંતિની સ્થાપના આ ત્રિવિધ કાર્ય પંચાયત કરતી હોવાથી મધ્યવર્તી તંત્રના ફેરફારો ગ્રામજનતાને ઓછા જ સ્પર્શ કરી શકે છે.

કોણ રાજ્ય ચલાવે છે અને કયો વંશ ગાદીએ આવ્યો છે તે જાણવાની તેને શી જરૂર ? મધ્યવર્તી સત્તા પણ ગ્રામજનતા માટે ઈશ્વર માફક અગમ્ય અને અગોચર હતી. લશ્કરમાં ભરતી થવાનું તો હતું જ નહિ; આ શાંતિપ્રિય પ્રજાએ આ લોહિયાળ કાર્યથી દૂર રહેવામાં જ ડહાપણ માન્યું હતું. એ તો 'ભાડૂતી' લોકોનું હલકું કામ હતું. આ સઘળી માન્યતાઓમાં અને મૂળ તંત્રમાં કેટલાક વેગબંધ ફેરફાર થતા ગયા છે! આધુનિક બળોએ તેમાં મૂળગત ફેરફારો કર્યા છે તેનો ઉલ્લેખ આગળ પર કરીશું.

ગ્રામ પંચાયતમાં ચૂંટણીનું તત્ત્વ હતું. આ પ્રશ્ન દિનપ્રતિદિન મુશ્કેલ બનેલો છે. પહેલાં તો વડીલો પોતાનો સાચો ધર્મ પિછાની એક સદ્‌ગૃહસ્થ માફક તંત્ર ચલાવતા. ચૂંટણીનું કાર્ય અઘરું પણ નહોતું. પોતાનું વર્તુલ નાનું અને બધા એક બીજાથી પરિચિત એટલે સારા માણસને મૂક સંમતિ મળતી. ચીનમાં સનંદી નોકરી માટે પરીક્ષાનું ધોરણ હતું તે પ્રથા વળી ખાસ મદદકર્તા હતી. ચીનની લિપિ અને ભાષા અટપટી અને વિદ્વાનોની ભારે ખોટ એટલે પડાપડી હતી જ નહિ.પરિણામે ગ્રામતંત્ર ચલાવવા માટે ભોળી પ્રજાને ચૂંટણીના સકંજામાં ફસાવું પડતું નહિ. આ સંજોગોમાં ચીનના લોકોએ સરકાર જેવો શબ્દ સાંભળ્યો નહોતો. ચીનના લોકોને સ્વભાવે 'અરાજકતાવાદી' કહેવા હોય તો કહી શકાય. તેમને થોરોના ભક્તો કહો. રાજ્ય તેમને મન અળખામણો શબ્દ હતો. 'ઓછામાં ઓછી ડખલ કરે અને ધરા ચલાવે તે સારામાં સારું રાજ્ય' એ સૂત્રના તે પૂજકો હતા એમ કહીએ તો ચાલે. ખેતીપ્રધાન સંસ્કૃતિનું આ લક્ષણ બધે દેખાય છે.

પ્રમાણમાં મોટી વસ્તીવાળા વિસ્તારોમાં મહાજન વ્યવસ્થા (આ યુદ્ધમાં થયેલા ફેરફારોને બાદ કરીએ તો) હજુ પણ જણાય છે. પ્રાંત, જિલ્લા તેમજ સ્થાનિક મહાજનો હજી પણ નજરે ચડે

છે. મહાજનો એટલે ઉજળિયાત વસ્તીની પ્રતિનિધિ સંસ્થાઓ એટલું યાદ રાખવું જોઈશે. આ મહાજનો ઠીકઠીક સંપત્તિવાળા છે. આ મહાજનો કેળવણીની સંસ્થાઓ ચલાવે છે, ધર્મશાળાઓની માલિકી ધરાવે છે, અજોડ સામુદાયિક કાર્યો કરે છે. મંચુવંશના જમાનામાં સનંદી નોકરીની પરીક્ષા માટેના ઉમેદવાર છાત્રો આવા મહાજનોના આશ્રય હેઠળ તેમના છાત્રાલાયોમાં સહકુટુંબ રહી અભ્યાસ કરતા. હજી પણ શાન્સી જેવા અનેક પ્રાંતોમાં પ્રાંતિક મહાજનો છે અને વેપારવણજનું સઘળું કાર્ય તેમની મદદથી અને તેમના જ ધારાધોરણથી ચાલે છે. આ સંસ્થાઓની પુનર્ઘટના થઈ છે.

પુરાણા ચીને, પુરાણા હિંદુસ્તાન માફક, વિશિષ્ટ સમાજવ્યવસ્થા રચેલી છે. પરંતુ અર્થવ્યવહારની ભૂમિકા બદલાતાં અને જૂની અર્થ વ્યવસ્થા ખખળી જતાં આ વ્યવસ્થામાં નવાં તત્ત્વો ભળે તો જ તે જીવતી રહે તે સ્વાભાવિક છે. આ નવાં તત્ત્વો દાખલ થતાં નવા સંઘર્ષો અને નવા પ્રશ્નો ઊભા થાય છે તે આપણે સારી પેઠે જાણીએ છીએ.

હિંદુસ્તાન માફક ચીન પણ ગામડાંમાં વસે છે, અને ખેતી એ ચીનના અર્થકારણની મૂળ ભૂમિકા છે. હિંદુસ્તાનમાં ૭૫ ટકા ખેડૂતો છે તો ચીનમાં ૮૫ ટકા છે. ખેતરો પણ ખોબા જેવાં. અડધા એકર જેટલાં ખેતરો ચીનના દરિયાકાંઠા ઉપરના વિભાગોમાં છે અને ઉત્તર ચીન જ્યાં જમીન ફળદ્રુપ નથી ત્યાં પાંચ એકરનાં ખેતરો માલુમ પડે છે. આટલી બધી વસતિ ખેડૂત એટલે એમને માંડ ટુકડો જ આવે ને? મુંબઈ અને મદ્રાસ જેવા રૈયતવારી પ્રાંતોમાં જેમ વીઘા બે વીઘાના ખાતેદાર હોય છે એવું અહીં જણાય છે. એક ભેદ અવશ્ય છે. આ ખેડૂતોને લૂંટી લેનાર વૉર લૉડર્ઝ જેમને કહેવાય છે, ઠાકોરો જ કહોને, તે બધે પથરાયેલા છે. આ ઉપદ્રવથી ખેડૂતના હાલહવાલ થયા છે.

વળી પાછા જમીનદારો. આ જમીનદારો અધભાગ લે છે. ખેતરોનાં દર્શન પણ કરવાની તેઓ તસ્દી લેતા નથી. આ બેઠાડુઓ સામે પોકાર ઊઠેલો છે. વળી એક વધુ પ્રશ્ન સાથે ખેતી કરતા ખેડૂતોનો છે, હિંદુસ્તાનની માફક ખેડૂતના પ્રશ્નો પ્રજાસેવકને મૂંઝવે એવા અટપટા છે.

ડૉ. સુનયાટસેને કહ્યું હતું, "જે ખેડે તેની જમીન." ચ્યાંગ કૈશેકે એક જાહેરાત દ્વારા જમીનના મોટા લાટો પર અંકુશ મૂકી દરેક ખેડુ-કુટુંબને પોતાની માલિકીની જમીન મળે તે માટે પ્રયાસ આદરેલો. ક્યાંગ્સી જ્યાં સામ્યવાદીઓનું જોર છે ત્યાં આ પ્રયાસ સફળ થયેલો. સામ્યવાદીઓની જમીન વિષેની નીતિ વિષે આગળ કાંઇક કહીશું. અહીં એટલું જ જણાવીએ કે તેમણે પણ જમીનના મોટા લાટો તોડી ભાગ પાડવાની નીતિ અખત્યાર કરેલી અને ગણોત પદ્ધતિ નાબૂદ કરવા પ્રયાસ કરેલા. આપણી માફક ચીનના ખેડૂતનાં દુ:ખો પાર વગરનાં છે. ખેતીનું ઉત્પન્ન ઓછું; વળી વ્યાજનો દર ઊંચો. આ ઉપરાંત જ્યારે સરકારે પુનરર્ચના કરવા માંડી ત્યારે કરભાર બેવડો ત્રેવડો થઇ ગયો. ખેડૂતની કાંધ પર સરકાર, લશ્કર અને જમીનદાર ચડી બેઠેલા છે. એની અલૌકિક ધીરજ અને ઈશ્વર પરની શ્રદ્ધાને લીધે જ શાંતિ જળવાઈ રહી છે એમ કહીએ તો ચાલે. ક્રાંતિ માટે મશાલો તો પુષ્કળ છે, પણ ખેડુતોએ કન્ફ્યુશિયસના મંત્રો ગળથૂથીમાં પીધા છે.

સામ્યવાદીઓએ રશિયા જેવા અખતરા કર્યા છે. એમ પણ કહેવાય છે કે ઘણી જમીન જે ખેડવા યોગ્ય છે તે પડતર રહેલી છે. આ માટે પુરાવા મેળવવા જોઈએ અને એનું કારણ પણ શોધવું જોઈએ. કીડીઓ ઊભરાય એવી વસતિમાં જમીન પડતર જણાય તો તેનું કારણ તો હશે જ. મુડદાંને દાટવાનો રિવાજ હોવાથી થોડી જમીન પડતર રહે તે આવશ્યક છે. મંદિરોની જમીનો, અપશુકનિયા જમીનો એવું

એવું અહીં ઘણું જણાય છે. પરદેશીઓ આ પડતર જમીન વિષે ઘણી ટીકાઓ કરે છે પણ તેમની દષ્ટિ ઘણીવાર ઉપરછલ્લી હોય છે. રાષ્ટ્રીય ચીને એક તપાસ પંચ નીમી આ પ્રશ્નની ઊંડી છણાવટ કરવા જેવી છે. અહીં ગ્રામચીનના પ્રશ્નો તરફ ઉપર તો ઊડતી નજર જ નાખી છે. હવે ઔદ્યોગિક ચીન વિષે વિચાર કરી લઈએ.

એશિયાના અન્ય દેશોની માફક પશ્ચિમના દેશોની અપેક્ષાએ ચીન પણ ઉદ્યોગ ધંધામાં પછાત છે. હિંદ માફક, માલની નિકાશ અને પાકા માલની આયાત એ ચીનના અર્થકારણનું મૂળતત્ત્વ છે. જાપાને તેના સમુદ્રભરના બંદરો કબજે કરી લીધાં. હોંગકોંગ અને રંગુન મારફતે બહારની દુનિયા જોડે ચીનનો સંબંધ રહેતો તે પણ ૬ ઠ્ઠી ડિસેંબર ૧૯૪૨ના રોજ જાપાન બીજા મહાયુદ્ધમાં ઊતર્યું તે પછી ગયો. હમણાં તો ઉત્તર પશ્ચિમમાં રૂસદ્વારા અને દક્ષિણ પશ્ચિમે આસામ મારફતે કાંઈક જીવનદોરી ચાલુ છે. નિકાશમાં કાચું રેશમ, ચાહ, ઊન, વનસ્પતિતેલ, ફળ અને સુવરના વાળ મુખ્ય છે. જંગલની પેદાશ પણ મોટી છે. યુદ્ધ કાલીન ચીન સ્વાશ્રયી થવાનો મહાભારત પ્રયાસ આદરી રહ્યું છે. યુદ્ધ પૂર્વે ઔદ્યોગિક ચીનની શી સ્થિતિ હતી તે વિગતવાર જોઈશું.

ઔદ્યોગિક ચીનમાં પરદેશી થાપણ કેટલી છે તેના આંકડા મેળવવા બહુ મુશ્કેલ છે. જાપાને પરદેશમાં થાપણ રોકેલી હતી તેના ૮૦ ટકા ચીનમાં નાખ્યા હતા. એક અંદાજ મુજબ આ થાપણ બાર કરોડ પાઉંડ જેટલી હતી. શંઘાઈમાં મીલો હતી તેનો ચોથો ભાગ જાપાનીઓની માલિકીનો હતો. જાપાનની નિકાશનો દશમો ભાગ માત્ર ચીન ખાતે હતો અથવા આ જ બાબત જુદા આંકડામાં કહીએ તો ૧૬ ટકા જેટલી ચીનની આયાત જાપાનમાંથી થતી હતી. બહિષ્કારની હિલચાલ ઊભી થતાં અને ચીન-જાપાન યુદ્ધના આરંભથી આ વેપાર તૂટી ગયો. પણ ચીન સર થયું એટલે વળી પરિસ્થિતિ પલટાઈ ગઈ.

હવે બ્રિટિશ હિતો તપાસીએ. એક અંદાજ પરથી જણાય છે કે હિંદુસ્તાનમાં બ્રિટિશ લોકોએ થાપણ રોકી હતી તેના કરતાં વધારે ચીનમાં નાખી હતી! અમેરિકન અને ફ્રેંચ થાપણ મોટી છે અને તે પાંચ કરોડ પાઉંડ જેટલી થવા જતી હતી. આ મૂડી બેંકો, રેલ્વે તમાકુના વેપાર અને વહાણવટામાં રોકાયેલી હતી. જાપાનીઓની મૂડી ખાણો, મીલો અને વહાણવટામાં પડી હતી. જાપાન અને બ્રિટિશરોએ મળી ૫૭ ટકા બંદર પરનું વહાણવટું સર કરેલું! આ બધા આંકડા ૧૯૨૮ની સાલના છે. આમ ચીનમાં પરદેશીઓએ અઢળક ધન નાંખ્યું હતું. એ યાદ રાખવું જોઈએ કે અફીણની આવકમાંથી મેળવેલું ધન ઉદ્યોગના પાયામાં પરદેશીઓએ ઘણું નાખેલું.

ચીનને વેપારવણજ અને ઉદ્યોગનો 'લાભ' આપવા અને આધુનિક બનાવવા માટે અનેક તરકીબો રચાઇ હતી. આ સંજોગોમાં ઘરડું ચીન આધુનિક બનવાની ના પાડે અને જુવાન થવા ન ઇચ્છે તે સ્વાભાવિક હોય પણ તેને આધુનિક બનાવવાના નવા રસ્તા યોજવામાં આવ્યા. ૧૮૦૨ માં કેન્ટન બંદરમાં પ્રવેશ કર્યા પછી ધીરેધીરે પરદેશીઓએ નવાં પ્રવેશસ્થાનો શોધી કાઢયાં, અને તે તે મથકો કબજે કર્યા. અફીણયુધ્ધો પછી એમોય, ફુશો, નિંગ્પો અને છેવટે ચીનના શરીર પરનું ગુમડું—ઐતિહાસિક શાંગ્હાઈ કબજે થયું. હોંગકોંગનો ટાપુ છેવટે ઉમેરાયો. યાંગ્ત્સે જેવી મોટી નદીઓ મારફતે ચીનના અંતર (હા, હૃદય)માં પ્રવેશ થયો. હેંકો આવું ચીનના અંતરમાં આવેલું મથક છે. ખૂબી તો એ છે કે શાંગ્હાઇ અને તીસ્ટીન જેવા કેન્દ્રોમાં તો ચીનની નહિ પણ આ પરદેશીઓની આણ પ્રવર્તતી હતી. આ તો 'આંતરરાષ્ટ્રીય' મથકો હતાં. મૂડીવાદ આંતરરાષ્ટ્રીયરૂપ છે તેનું આ દર્શન. ચીનના સ્વાતંત્ર્યનો ઉપહાસ અહીં થતો. ગોરા પોલીસો અને ગોરા અમલદારોનાં આ થાણાંઓમાં ચીન દીનદુઃખી ત્યાગમૂર્તિ જેવું ઊભેલું જોવા મળતું!

પરદેશીઓએ રોકેલી થાપણનો અવેજ પણ તેમણે ઠીકઠીક મેળવેલો. ચીને પોતાની જકાતની આવક ગીરો મૂકી હતી! ૧૮૪૨ની સાલમાં પરદેશીઓએ આ આવક પર અંકુશ મેળવ્યો. આ જકાત તત્ત્વમાં જોઇએ તો ચીનની ગણાય. પણ એને ઉઘરાવવા માટે પરદેશીઓનું એક ખાસું તંત્ર ઊભું કરવામાં આવેલું. ચીને લોનો લીધા કરી અને આ જકાતની આવક ગીરો મૂકયા કરી! ચીનની આમદાનીનો ૧૦ ટકા ભાગ આ જકાતની આવકનો છે. તેમાં ત્રીજો ભાગ ગીરો મૂકેલો. આમ ચીનની મોટી આવક લૂંટાઈ જતી. એને લૂંટ તો કેમ જ કહેવાય? એ તો કાયદેસરનું દેવું કહેવાયને? હિંદુસ્તાનના સંપતિશાસ્રમાં જેને અણુદીઠ આર્થિક સ્રાવ કહે છે તેવી અટપટી આ ઘટના છે. ચીનની આ ઐચ્છિક તાબેદારી છે-ગુલામી છે. આ નવા જમાનામાં કોઇ રાજ્ય પર હુમલો કરી તેની જમીન પચાવી પાડવી તેના કરતાં આર્થિક હકૂમત બેસાડી દેવી વધુ સફાઈદાર અને સંસ્કારી પગલું ગણાય છે. શાહીવાદનું આ નવું સ્વરૂપ છે. મૂડીવાદ અને શરાફતની અર્થવ્યવસ્થાનું આ છદ્મસ્થ રાજકીય સ્વરૂપ છે. આનો જો બરાબર દાખલો જોવો હોય તો પૂર્વના શંગ્હાઈ તરફ જરા નજર કરો. અહીંના વૉટર વર્કર્સ, ગૅસ, ટ્રેન અને ટ્રામ વહેવારનાં સાધનો બ્રિટિશ લોકોની માલિકીનાં તમને નજરે પડશે. વીજળી, ટેલીફોન ઇત્યાદિ અમેરિકન માલિકીનાં જણાશે. બ્રિટિશ, અમેરિકન ઇટાલિયન અને જાપાનનાં પોલિસ અને લશ્કર અહીં તમને નજરે આવશે. ન્યાયખાતું બધાનું પોતપોતાનું. આવી જ સ્થિતિ બીજાં ઘણાં ઔદ્યોગિક અને આધુનિક શહેરોની હતી. ચીનની એક વખતની પ્રખ્યાત રાજધાની પેકીંગનો સારામાં સારો ભાગ જોશો તો ત્યાં પરદેશીઓનું તંત્ર જ જણાશે. શહેરના આધુનિક ભાગમાં ચીનાઓને પેસવાની પણ મનાઈ! શંગ્હાઈના એક બગીચામાં જ પેલું જગબત્રીશીએ ચઢેલું પાટિયું હતું "કૂતરા અગર ચીનાને અહીં પેસવાની મનાઈ છે" આવી વ્યવસ્થાને આધુનિક સંસ્કારી સમજો

જમીન પરના વધારાના હકનું સુંદર અભિધાન આપ્યું છે ! દેશીઓને કોઈ હક નહિ, પરદેશીઓની શિરજોરી અને પરદેશીઓને ચરી ખાવાનો કાયદેસર પરવાનો ! ચીનનો એક ધણી નહિ પણ અનેક ધણી ! આપણો તો એક ધણી બ્રિટિશર જ છે. (અમેરિકન લોકોએ હિંદુસ્તાનમાં લશ્કરી મથકોમાં અને પોતાની અમેરિકન પ્રજા પર રાજ્ય કરવા એક નવી જ હકૂમત ઊભી કરી છે એ વળી નવાઈ પમાડે તેવી હકીકત હમણાં બની છે) પણ ચીનમાં તો આંતરરાષ્ટ્રીય હકૂમતના આવા દ્વીપો અનેક છે, અગર હતા એમ કહીએ તો વધુ સાચું ગણાય. કારણકે હમણાં એવી જાહેરાત થઈ છે કે સંયુક્ત રાષ્ટ્રોએ હાલ તરત ઐચ્છિક રીતે આ હકૂમત છોડી દીધી છે. મહાયુદ્ધમાં સંયુક્ત રાજ્યોની હરોળમાં ચીન ઊભું રહ્યું તેના બદલા તરીકે કહો કે ચીની પ્રજાને ન્યાય કરવા કહો ગમે તે કહો પણ હમણાં આવી જાહેરાત થઈ છે તો ખરી; જો કે આ બધી 'આંતરરાષ્ટ્રીય વસાહતો' જાપાનીઓને કબજે ગયેલી છે. આ બળેલું ઘર ચીનને અર્પણ થયું છે !

યુદ્ધપૂર્વે ઔદ્યોગિક ચીનમાં ધાતુ ઉદ્યોગનાં કારખાનાં, મશીન બનાવવાનાં કારખાનાં, વીજળીનાં કારખાનાં સીમેંટ બનાવવાનાં કારખાનાં, મોટર પેટ્રોલ બનાવનારાં કારખાનાં વગેરે વગેરેનો સમાવેશ થતો હતો. એકલા શાંગ્હાઈમાં ૫૫૨૫ નોંધાયેલી ફેકટરીઓ હતી. બીજાં નાનાં કારખાનાં ૧૬,૮૫૧ હતાં. જાપાનીઓને હસ્તક ૩૨ મીલો હતી. ૩૧ મીલો ચીનાઓની માલિકીની હતી. શાંગ્હાઈમાં કુલ્લે છ લાખ કામદારો રોકાયેલા હતા. આપણે ત્યાં મીલો સ્થપાઈ ત્યારે શરૂ શરૂમાં સૂતર કંતાતું અને સૂતરની મોટી નિકાશ ચીન થતી જે પછીથી બંધ થઈ તે જાણીતું છે. શાંગ્હાઈમાં પરદેશી થાપણ રોકાતાં મોટો ઔદ્યોગિક વિકાસ થયો. ચીનની અડધી કામદાર વસ્તી અહીં જ સમાતી. ચીનના કાપડના ઉદ્યોગના આરંભકાળમાં માંચેસ્ટર અને હિંદના ઔદ્યોગિક મથકો માફક અટપટી અને ત્રાસ ઉપજાવે એવી સ્થિતિ

ઊભી થઈ. માંચેસ્ટરમાં ઉદ્યોગે શોષણનીતિ ચલાવી સ્ત્રી, બાળક અને કામદાર પર જે જુલમો વરસાવ્યા અને જેની અરેરાટી ઐતિહાસિક બની ગઇ તેવી જ સ્થિતિ અહીં પ્રવર્તી. કોન્ટ્રેક્ટની પદ્ધતિ જેનાથી મજૂર પ્રશ્નનો અભ્યાસી પરિચિત છે તેવી શોષણપ્રથા પણ અહીં ઊભી થઈ. પાંચ છ વર્ષનાં કુમળાં બાળકોને આ કોન્ટ્રાકટરો અને તેના એજંટો ઔદ્યોગિક મથકોમાં ઘસડી લાવે છે અને ડૅાફર બૅાય તરીકે દાખલ કરી દે છે. અંતે તેમનાં હાડચામ ગુમાઇ જાય છે એવી કરુણ ઘટના ઔદ્યોગિક ચીને જોઈ. કામના પંદર પંદર કલાક અને મજૂરોના હલકા દરમાયા પણ સામાન્ય હતા. ખાણોના કામદારો, જમીન નીચે કામ કરનારા આ હત્યારા માનવીઓ, આવી જ યાતનાઓ ભોગવતા. જાપાનની માલિકી હો, બ્રિટિશરોની હોય કે ખુદ ચીનાઓની હોય શોષણક્રિયાનું રૂપ એક જ પ્રકારનું હોય છે. મૂડીવાદી શોષણક્રિયા સ્વદેશ વિદેશના ભેદ રાખતી નથી. મૂડીવાદ આંતરરાષ્ટ્રીય છે અને તેની શોષણક્રિયાનો ઢંગ પણ આંતરરાષ્ટ્રીયરૂપ ધરાવે છે.

ચીનની કામદાર હિલચાલ વિષે અહીં ઉલ્લેખ ભાગ્યે જ જરૂરી છે. બીજા દેશોની માફક અહીં મજૂરસંઘો મજબૂત થયા તેમાં નવાઈ જેવું કશું નથી. આ સંઘો સામ્યવાદીઓના છત્ર નીચે હોવાથી ૧૯૨૭ની સાલમાં મૂડીદારોએ તોડી નાખ્યા છતાં દમનનીતિ તેમને દબાવી શકી નથી. ૧૯૩૪–૩૮ની મોટી કામદાર હડતાળના પડઘા હિંદ સુધી પડયા હતા. સામ્યવાદી ગુપ્ત સંઘો પણ સ્થપાયા. ચીનની રાષ્ટ્રીય સરકારે મજૂરોને સંગઠિત કર્યા અને તેમની સ્થિતિ 'સુધારવાના' પ્રયાસો પણ કરેલા. વળી જેને કંપની યુનિયનો કહે છે તેવા મજૂર દ્રોહી સંઘો ચીનના માલિક વર્ગે કાઢયા હતા તે પણ નોંધવા જેવું છે. આના આઘાત પ્રત્યાઘાતો જાણવા જેવા છે અને તેનો ઉલ્લેખ હવે પછી આવશે.



## વરંગ : ભાગ બીજો

### ૧ ‘સ્વર્ગીય સામ્રાજ્ય’

જેમ જાપાન ‘ઊગતા સૂર્યની ભૂમિ’ તરીકે પ્રસિદ્ધ થયેલું છે તેમ ચીન ‘સ્વર્ગીય સામ્રાજ્ય’ તરીકે પ્રાચીન કાળમાં ઓળખાતું હતું. સ્વાભિમાનને પોષવા પોતે જ સંસ્કૃતિની પ્રભવભૂમિ છે અને દુનિયાને કાંઈક સંદેશો તેણે પોતે જ આપવાનો છે એમ દરેક દેશ માનવા મનાવવા ઈચ્છે છે અને આવી પોશી રાષ્ટ્રીયતામાં પોતે કૃતકૃત્યતા સમજે છે. ચીન પોતાને ‘મધ્યમદેશ’ માનતો હતો, જેમ પ્રાચીનકાળમાં ગ્રીસ અને રોમ જગતનું મધ્યબિંદુ પોતાને સમજતા અને જગતનું સ્વામિત્વ ભોગવતા હોવાનો દાવો કરતા. અને આજે પણ શું ગોરી પ્રજાઓ એમ નથી કહેતી કે જગતનો ભાર તેમની કાંધ ઉપર છે અને પછાત દુનિયાને સુધારવાની મોટી ફરજ તેમના માથે આવેલી છે? જર્મની એમ નહોતું માનતું કે પોતાની અસ્મિતા જગતને ઉપકારક નીવડશે? સમસ્ત એશિયાને આર્યતા શીખવવા જાપાન રણમેદાને પડ્યું છે!

ચીનનો ઈતિહાસ આપણે કાંઈ આવી સંકુચિત રાષ્ટ્રીયતાની દૃષ્ટિએ નહિ જોઈએ. ચીન ભલે સ્વર્ગીય સામ્રાજ્ય તરીકે ઓળખાતું અગર પોતાને જગતની 'મધ્યભૂમિ' માનતું. આવું મિથ્યાભિમાન પોષવા તેણે જે લાંબી કારકીર્દિ ભોગવી તેનું વર્ણન કરવાની આપણને જરૂર નથી, જગતની સંસ્કૃતિમાં ચીને જે અમોલો ફાળો આપ્યો છે તે તરફ લક્ષ આપીને જ આ આછી રેખા અહીં દોરવા યત્ન કરીશું.

હિંદુસ્તાનની માફક ચીન પર અનેક પરદેશી હલ્લાઓ થયા છે અને હિંદુસ્તાનની માફક ચીને પણ આ પરદેશી આક્રમણોને પોતાના વિશાળ વક્ષઃસ્થલ પર ઝીલી પોતાના મહોદરમાં પચાવી લીધાં છે. વળી આ સર્વ આક્રમણોને અંતે પોતે વધુ બળવાન પ્રજા તરીકે બહાર આવેલું છે અને પ્રજા તરીકે પોતાનું જીવન ખંડન રહિત રાખ્યું છે. હિંદુસ્તાનની માફક ચીનની પ્રજાના લોહીમાં અનેક પરદેશી તત્ત્વો મળ્યાં છે. પરંતુ આજે ચીનની પુરાણી પ્રજા ઘડપણ અનુભવતી નથી અગર ખખડી ગયેલી નથી. ગ્રિફીય ટેલરના× મત મુજબ, ચીન મનુષ્યજાતિની ઉત્ક્રાંતિમાં જુવાનમાં જુવાન જણાય છે. હેવલોક એલિસે એશિયાની બધી પ્રજાઓને બાળક કહેલી છે. આ પાશ્ચાત્ય વિચારકો પોતાને ફાવતી માન્યતાઓ અને આવા બધા સિદ્ધાંતો ભલે પ્રતિપાદન કરે પરંતુ એ તો સાચું જ છે કે એશિયાની પ્રજાએ નવા સંસ્કારો ઝીલવામાં અને નવું જીવન પ્રાપ્ત કરવામાં કોઇ ઓર બળ અને adaptability બતાવેલાં છે. હજારો વર્ષની આ જૂની સંસ્કૃતિએ જૂનાં આક્રમણો અને આધુનિક પ્રહારો ઝીલ્યા છે છતાં પોતે તૂટી ગઈ નથી અગર હતાશા અનુભવી નથી, ઉલટી નવપલ્લવિત થઇ છે.

---

× Environment & Race—Oxford University Press 1929

ઈસ્વી સન પૂર્વે ૨૨૧ થી માંડીને એટલે કે ચિનવંશના આરંભથી ચીનના ઈતિહાસના આઠસો આઠસો વર્ષના કાળ સહેજે પાડી શકાય. ચીનના ઇતિહાસકાળનું એક ચક્ર આઠ સદીમાં પૂરું થાય છે અને બીજું ચક્ર લગભગ આઠ જ સદીનું જણાય છે. આ બન્ને ચક્રના બનાવો જાણે એક જ રીતે ચાલતા જણાય છે, જૂની પણ વિશિષ્ટ રીતે. આ કાંઈક વિસ્મયકારક ઘટના છે પરંતુ હકીકતે તે સત્ય છે. આવી માન્યતા એક નિષ્ણાતે રજૂ કરેલી છે. દરેક ઈતિહાસ ચક્રનો આરંભ એક પ્રભાવશાળી સમ્રાટ અને તેના બળવાન વંશથી શરૂ થાય છે; આ વંશની શક્તિઓ ધીરે ધીરે ક્ષીણ થતી જાય છે; તે પોતે આંતરવિગ્રહ અનુભવે છે. રાજધાનીનું સ્થાનાન્તર થાય છે અને પછી પરદેશી હલ્લાને પોતે વશ થઇ જાય છે. વળી નવું ચક્ર નવા સમ્રાટ અને નવા વંશજોથી શરૂ થાય છે અને તેમના ઉદય અને અસ્તની કથા પણ ઉપર વર્ણવી તેવી જ જણાય છે. આ દરેક ઈતિહાસચક્રમાં એક ઘટના ખાસ ધ્યાન ખેંચે છે. આ આઠસો આઠસો વર્ષના ગાળામાં તે તે કાળના રાજ્યે એક મોટું ઇજનેરી સાહસ ખેડેલું નજરે પડે છે, અને તેને લીધે પ્રજાસમસ્તમાં એક ભારે પલટો આવે છે, અને પ્રજા સમૃદ્ધ થાય છે.

પહેલા ઈતિહાસ ચક્રમાં ચીનની મહાન દીવાલ બંધાઇ; બીજામાં એવી જ એક વિખ્યાત નહેર નંખાઈ; વળી ત્રીજા ચક્રમાં ચીનની દીવાલનું ફરીથી બાંધકામ થયું. આ કાંઇ માત્ર ઇજિનેરી સાહસો જ નહોતાં પણ જીવનક્રાંતિના સૂચક ચિહ્નો હતાં, અને હમણાં આ વિશ્વયુદ્ધમાં પણ સ્થૂલ નહિ પરંતુ શારીરિક દીવાલ રચી જાપાનના આક્રમણ સામે અણનમ ઉભા રહી ચીન ભારે જીવનક્રાંતિ અનુભવતું નથી શું ?

હવે જરા ચીનના અતિ પ્રાચીન કાળ તરફ નજર કરીએ.

એ જાણીતું છે કે, માનવ સમુદાયે પ્રાચીન સમયમાં મહાન નદીઓને કાંઠે વસવાટ કરેલો. પ્રાચીન સંસ્કૃતિનું ઉગમ જગતની કેટલીક મોટી નદીઓને કાંઠે થયું છે. મિસરની નાઈલ, મેસોપોટેમિયાની યુફ્રેટિસ, અને હિંદની ગંગાની માફક હોઆંગ હો નદીને કાંઠે ચીનની સંસ્કૃતિનું પરોઢ થયું. મધ્ય એશિયામાંથી માનવસમુદાયનાં ટોળેટોળાં જેમ હિંદુસ્તાનમાં આવીને સિંધુ અને ગંગા નદી પર ઊતર્યાં તેમ ચીનમાં હોઆંગ હો નદી પર એટલે કે પીત નદી પર ઊતર્યાં અને ફેલાતાં ગયાં તે છેક યાંગ્ઝે નદી સુધી પથરાઈ ગયાં. હિંદુસ્તાનના આર્યોની માફક ચીનમાં જે જાતિ ઊતરી આવી તે પણ સંસ્કારી જાતિ હતી. એમનામાં પિતૃગોત્ર પ્રથા પ્રચાલત હતી તેમ જણાય છે. દ્રાવિડ દેશ અને બ્રહ્મદેશ જેવા માતૃગોત્ર પ્રથાના અવશેષો ચીનમાં જણાય છે; છતાં ચીનની સમાજવ્યવસ્થા આ કારણે પિતૃવંશી છે. સેંકડો વર્ષ સુધી આ પિતૃવંશી સુધરેલી પ્રજાના સંસ્કારો ચીન દેશ પર પડયા અને ચીનના કલા કૌશલ્ય વિકસાવ્યાં. સામાન્ય રીતે પિતૃવંશી સમાજવ્યવસ્થા જ્યાં પ્રચલિત હોય ત્યાં મધ્યવર્તી સરકાર સ્થપાય છે અને તેનો વિકાસ થાય છે, તેવું જ ચીનમાં થયું છે.

મધ્ય એશિયાની પ્રજાના ઉચ્ચ સંસ્કારોને લીધે દેશ સમૃદ્ધ થયો, ખેતીનો વિકાસ થયો, ઉદ્યોગો પણ ખીલ્યા, અને શાંતિ અને વ્યવસ્થા ભોગવતા સમાજનાં બધાં અંગો વિકસિત થયાં. શરૂઆતમાં રાજવ્યવસ્થામાં ચૂંટણીની પદ્ધતિ પ્રચલિત હતી છતાં કાળક્રમે વંશ-પરંપરાગત થઈ, જેમ બીજે પણ બનતું આવેલું છે. આ બધાં તત્વો પ્રાચીન સમાજમાં સામાન્ય જણાય છે. પ્રાચીન ચીનમાં વળી એક લક્ષણ આપણું ધ્યાન ખેંચે છે અને તેની અહીં નોંધ કરવી જોઈએ.

ચીનની લિપિ આવી એક વિસ્મયજનક અને હેરત ઉપજાવે

એવી એક પ્રાચીન શોધ છે. આ લિપિમાં આપણા જેવી મૂળાક્ષર પદ્ધતિ નથી. ચીન જેવી કલામય લિપિનો જોટો જગતમાં જડે એમ નથી. ચિત્રોદ્વારા કે સંજ્ઞાઓ દ્વારા લખવાની પદ્ધતિની શોધ આ અતિ પ્રાચીન કાળમાં થયેલી છે. આખા ચીનમાં આ એક જ લિપિ છે તેથી તેની એક મોટી અસર ચીનના જીવન પર થયેલી છે. એક તો એ કે ચીનમાં તમે એક ખૂણેથી બીજે ખૂણે જાઓ તો તમને વાંચવાની એક જ લિપિ મળશે અને તેને લીધે ચીનનો વતની એક જાતનું ઐક્ય દેશસમસ્તમાં અનુભવે છે. ચીનને એક જ ગાંઠે બાંધનાર એક મોટું તત્ત્વ હોય તો તે સર્વસામાન્ય લિપિ છે.

આ પ્રાચીન જમાનામાં બનેલો એક બનાવ અહીં નોંધવાની જરૂર જણાય છે. કારણ કે ચીનના આખા ઇતિહાસ પર તેની અસર અંકિત થયેલી છે.

શાંગવંશના પતન વેળા એક જાણીતો બનાવ બન્યો. શાંગરાજાનો એક અધિકારીજ પાંચ હજાર સાથીઓ જોડે લઇ ચીન છોડી ગયો. એમણે આવી રીતે હિજરત કરીને પૂર્વ તરફ પ્રયાણ કર્યું અને કોરિયા જઈ વસ્યા. આ ઘટના મહત્ત્વની છે. આ નવા વસાહતીઓએ આ ભૂમિને 'ચોસન' નામ આપ્યું. 'ચોસન' એટલે 'પ્રભાતની શાંતિનો મુલક.' આ કોરિયા આવી રીતે ચીની વસાહત બન્યું અને તેના પર ખરી રીતે ચીનનો હક છે. આ હકની માગણી ચીને ઇતિહાસમાં અનેક વેળા કરેલી છે, અને વળી આ યુદ્ધમાં પણ ફરીવાર કરી છે. આ ચીની વસાહત ચોસન 'પ્રભાતની શાંતિનો મુલક' મટી ભયંકર અશાંતિનો મુલક બની ગયો તેની કરુણ કથા (કોરિયાની કરુણ કથા) આપણે ક્યાં નથી વાંચી? ચીને શોધેલા અને વસાવેલા આ મુલકમાં ચીનનાં કળા કૌશલ્ય દાખલ થયાં. આ કળા

કૌશલ્યમાં ચીને રેશમ બનાવવાની કળા શીખવી તે આપણું લક્ષ ખેંચે છે.

વસ્તુતઃ ચાઉ વંશના અમલ દરમિયાન ચીનનું રાજ્ય બરાબર સુસંગઠિત થયું. ચાઉ વંશના અમલ દરમિયાન ચીનના મહાન ફિલસૂફો કૉન્ફ્યુશિયસ અને લૌત્સે જન્મ્યા, જેમની યુગપ્રવર્તક અસર વિષે અન્યત્ર ઉલ્લેખ કરેલો છે. કૉન્ફ્યુશિયસ અને લૌત્સે જેવા મહાન ફિલસૂફોના લખાણો ઉપરથી આ પ્રાચીન જમાનામાં પણ ચીન કેટલું સંસ્કારી હતું તે સમજાય છે. ચીની માનસ કૉન્ફ્યુશિયસના વિચારોથી રંગાયેલું છે. ચીનનું રાજકીય તંત્ર, સમાજતંત્ર, કૉન્ફ્યુશિયસના આદેશોથી ઘડાયેલું છે. ચીનના સમસ્ત પ્રજાજીવન પર તેમની થયેલી અસર ઈતિહાસપટ પર આલેખાયેલી છે. પ્રાચીન ચીન તેમના નામોથી પવિત્ર બનેલું છે અને જગતની સંસ્કારકથામાં ઝળકતું સ્થાન ભોગવી રહ્યું છે.

હવે આપણે ચીનના ઐતિહાસિક સમયમાં પ્રવેશ કરીએ છીએ. હિંદના ઇતિહાસનો અભ્યાસી જાણે છે કે આપણો ઐતિહાસિક સમય આના કરતાં વહેલો શરૂ થાય છે. ચીનના ઈતિહાસકાળનું પહેલું ચક્ર ઈ. પૂર્વે ૨૨૧ થી ઈ સ. ૫૮૮ સુધીનું ગણાય છે.

ચિન વંશની સ્થાપનાથી તાર્તર લોકોના આક્રમણ સુધીનો આ કાળ છે. ચીન નામ ચિન વંશ પરથી પડેલું છે. તે આપણે આગળ કહી ગયા. આજ સમયે પાટલીપુત્રની ગાદીએ અશોકવર્ધન હતો. આગળ ચીનના ઈતિહાસનાં ત્રણ ચક્રની વાત આપણે કહી ગયા છીએ. આ ચક્રોના સમય પૂર્વેનો આ કાળ છે અને તેમાં પણ જાણે તેવો જ ઐતિહાસિક નિયમ લાગુ પડતો હોય તેમ જણાય છે. ચાઉ વંશના સમય દરમિયાન ચીનમાં કાયદો અને વ્યવસ્થા પ્રસ્થાપિત થયાં; અને તેની ઉત્તરાવસ્થામાં બધે અંધાધૂંધી અને અરાજકતા

ફેલાઈ ગયાં. હિંદુસ્તાનના ઈતિહાસમાં પણ મધ્યસ્થ તંત્રના એકીકરણ પછી આવા અંધાધૂંધી અને અરાજકતાના ગાળા આવે છે અને લગભગ આવા જ વખતે અણીની ઘડીએ વળી એકાદો સમ્રાટ ગાદીએ આવે છે જે દેશને વળી એકત્રિત કરે છે અને અંધાધૂંધી અને અરાજકતામાંથી કાયદો અને વ્યવસ્થા લાવે છે. ચાઉ વંશની ઉત્તરાવસ્થામાં પ્રદેશ પ્રદેશ વચ્ચેના રાજાઓ વચ્ચે વિગ્રહ થવાને પરિણામે રાજતંત્રમાં અતિશય શિથિલતા આવે છે અને અંતે ચિન વંશનો એક બળવાન યોધ્ધો ચાઉવંશના છેલ્લા સમ્રાટને પદભ્રષ્ટ કરે છે અને પોતાના વંશની સ્થાપના કરે છે.

ચિન વંશની કારકીર્દિમાં આપણે અહીં ઊતરતા નથી પણ એટલું તો નોંધી જ લેવું જોઈએ કે ચિન વંશના સમર્થ સમ્રાટ શીહ હ્વાંગ ટીએ ચીન સમસ્તને એક છત્ર નીચે આણ્યું, એકદંડી રાજ્ય સ્થાપ્યું અને અસ્તવ્યસ્ત ચીનનું એકીકરણ કર્યું, ચીનમાં રાષ્ટ્રીય ઐક્ય સ્થપાયું. આ સંજોગોમાં ચિન વંશ પરથી ચીનનું નામ પડયું તે એકથી વધારે દૃષ્ટિએ સાર્થક છે. ચીન એક અને અવિભાજ્ય છે અને ચીનના રાષ્ટ્રીય ઐક્યની મૂળ પ્રેરણા ઇતિહાસના આ આરંભકાળમાં મળે છે. હિંદુસ્તાનને પણ રાષ્ટ્રીય ઐક્યની અને મધ્યસ્થ રાજતંત્રની પ્રેરણા અશોકવર્ધનના સમયમાં ક્યાં નથી મળી? અને ચીનનું નામકરણ થયું તે સમયથી મળેલો આ બોધપાઠ ચીન જ્યારે ભૂલે છે ત્યારે તેની શી અવદશા થાય છે તે ચીનના ઇતિહાસમાં વારે વારે જડે છે. વળી ચીન જ્યારે આ મૂળ પ્રેરણાને વળગી રહે છે ત્યારે પોતે કેવું બળવાન, સમૃદ્ધ અને શત્રુ સાથે અણનમ ઊભા રહેવાને શક્તિશાળી થાય છે તે પણ ચીનના ઈતિહાસમાં વારે વારે જડે છે. ચ્યાંગ કાઇ શેકના સમયનું આધુનિક ચીન આ બન્ને બાબતોનો, અવદશાનો તેમજ ઉન્નતિનો સબળ દાખલો પૂરો પાડે છે.

ચિન વંશના આ જ સમ્રાટ શીહ હવાંગ ટીએ ચીનને ફરતી મહાન દીવાલ બાંધવાનો ભવ્ય સંકલ્પ કર્યો. મેજીનો લાઇન કે સીગફ્રીડ લાઇનિ બાંધવા જેવી આ કલ્પના હતી. પરંતુ જેમ મેજીનો લાઇન ફ્રાન્સનું રક્ષણ નથી કરી શકી તેમ પરદેશી પ્રબળ આક્રમણ સામે આ દીવાલ ચીનનું રક્ષણ કરી શકી નહિ, જો કે લૂંટફાટ માટેના બહારના દરોડા અટક્યા ખરા. આવી જંગી દીવાલ બાંધીને ચીન કાંઇ સામ્રાજ્ય સ્થાપવાનાં સ્વપ્નાં સેવતું નહિ કારણકે ચીન સ્વભાવે શાંતિ પ્રિય રાષ્ટ્ર છે. એને તો માત્ર પરદેશી આક્રમણ સામે રક્ષણ જ કરવું હતું. સ્વદેશના રક્ષણ માટે આવી જંગી દીવાલ બાંધવાનું સાહસ આ પુરાણા જમાનામાં અદ્‌ભુત જ ગણાય.

શીહ હવાંગ ટીના અમલ દરમિયાન એક બીજો બનાવ બન્યો જે અત્યારના સામ્રાજ્યવાદીઓના જંગલી કૃત્યોની હરોળમાં બેસે એવો છે. જગતના ઇતિહાસના પાના પર એવા કેટલાક સમ્રાટો ચડી ગયા છે જેમની મહત્વાકાંક્ષા ઇતિહાસમાં અમરત્વ પ્રાપ્ત કરવાની હતી. પરંતુ ખૂબી એ છે કે આ સમ્રાટોએ જે વંશો સ્થાપ્યા તે ક્ષણજીવી નીવડચા અને આ જ સમ્રાટોના રાજવંશનું નામ વહેલામાં વહેલું ભૂંસાઇ ગયું. શીહ હવાંગ ટી આવો એક સમ્રાટ હતો. અત્યારની પરિભાષા વાપરીને કહીએ તો એણે એક ઓર્ડીનન્સ કાઢી જણાવ્યું કે, ' જે લોકો વર્તમાન યુગને હલકો પાડવા માટે ભૂતકાળની સહાયતા લેશે તેમની તથા તેમના સ્વજનોની કતલ કરવામાં આવશે. ' આ ઓર્ડીનન્સનો શીહ હવાંગ ટીએ કડક અમલ કર્યો. ભૂતકાળનું બ્યાન આપતા ઐતિહાસિક ગ્રંથો તેણે સળગાવી મૂકચા. અગર નષ્ટ કર્યા, આમાં કોન્ફ્યુશિયસના પુસ્તકોનો પણ સમાવેશ થાય છે. શીહ હવાંગ ટી ચીની ભાષાનો શબ્દ છે અને તેનો અર્થ કરીએ તો 'આદિ મહારાજા' એવો થાય. ખરેખર શીહ હવાંગ ટીને ઇતિહાસમાં આદિ પુરુષ તરીકે ઓળખાવાની મહત્ત્વકાંક્ષા હતી. જો ભૂતકાળનો ઈતિહાસ જ નિર્દય

રીતે ભૂંસી નાખવામાં આવે તો જ પોતે આદિ પુરુષ તરીકે પંકાય ને! શત્રુ પ્રજાની સંસ્કૃતિનો નાશ કરવા માટે ગ્રંથાલયો સળગાવી મૂકવાનાં હિચકારાં કૃત્યો ઇતિહાસને પાને નોંધાયાં છે, અને છતાંયે સંસ્કૃતિનો નાશ તો થયો જ નથી. આ સમ્રાટે કોન્ફ્યુશિયસના અભ્યાસકોને જીવતા દાટી દીધા પણ કોન્ફ્યુશિયસ મતના પુસ્તકોનું તેના ભક્તોએ સંસ્કરણ કર્યું. તેમ ન થયું હોત તો પણ કોન્ફ્યુશિયસ અમર છે અને તેની વિચારશ્રેણી પણ અમર છે. ચીનના હૃદયમાં કોન્ફ્યુશિયસનો આત્મા પેસી ગયો હતો ત્યાંથી તેને કોણ ભૂંસી શકે એમ હતું.

શીહ હવાંગ ટીનો ચિન વંશ અલ્પજીવી નીવડ્યો અને પછી હન વંશ સ્થપાયો. હિંદુસ્તાનના વિદ્યાર્થીઓ માટે ચીનનો આ કાળ અત્યંત મહત્ત્વનો છે. આ કાળમાં હિંદ અને ચીન એક બીજાના સંપર્કમાં આવ્યા. આ જ કાળમાં હિંદે ચીનનું ગુરુપદ પ્રાપ્ત કર્યું. આ જ કાળમાં ચીન અને હિંદ સહોદર બન્યાં. હન વંશના અમલ વેળા બૌદ્ધધર્મનું પ્રસ્થાન ચીન પ્રતિ થયું. આ ઘટના ચીનના ઇતિહાસમાં એક સીમાચિન્હ જેવી હતી. એનાથી ચીનના ઇતિહાસમાં યુગપ્રવર્તક ફેરફારો થયા. ચીનમાં બૌદ્ધધર્મ દાખલ થયો તે વિષે હેરત પમાડે તેવી કથા અન્યત્ર આપેલી છે. એક નાનીશી ઘટના એક દેશના ઇતિહાસમાં આખું પ્રજાજીવન પલટી નાખી શકે છે તેનું આ સુંદર દૃષ્ટાંત છે. એક નાનીશી ઘટનાએ બે પડોશી પ્રજાને કાયમ માટે આદર અને સ્નેહની ગાંઠે બાંધી. ચીન આપણું બાંધવરાષ્ટ્ર બન્યું.

આપણે જાણીએ છીએ કે બૌદ્ધધર્મનું જન્મસ્થાન હિંદ છે પરંતુ હિંદુધર્મે તેનાં તત્ત્વો પોતામાં સમાવી લેવાથી હવે 'હિંદમાં બૌદ્ધધર્મ થોડી બૌદ્ધ સોસાયટીઓ દ્વારા જ હસ્તી ધરાવે છે જ્યારે ચીનનાં આબાલવૃદ્ધ બોધિસત્ત્વની પૂજા કરે છે અને બુદ્ધ ભગવાને જ્યાં વિહાર કર્યો તેની યાત્રા કરવા હિંદ આવે છે.

આ સાથે સાથે એ યાદ રાખવું જોઈએ કે કોઈપણ ધર્મ તેના મૂળ સ્વરૂપે બીજી ભૂમિમાં ફૂલતો ફાલતો નથી પરંતુ તેનું કાંઈકતો આ નવા વાતાવરણમાં રૂપાંતર થાય છે જ. નવા દેશનાં નવાં બળોની અસર મૂળધર્મ પર થાય છે જ. વળી બૌદ્ધધર્મનું આગમન ચીનમાં થયું ત્યારે કાંઈ ચીન સંસ્કૃતિની હલકી કોટિએ નહોતું. કૉન્ફ્યુશિયસના દેશમાં તેનું આગમન થયું હતું. એક દેશ જે કલા અને સંસ્કારિતામાં ચડિયાતી નહિ તો સમાન કોટિએ હતો ત્યાં બૌદ્ધધર્મે પ્રવેશ કર્યો. પરિણામે મૂળધર્મનું રૂપાંતર થયું. ચીનમાં મહાયાન બૌદ્ધધર્મ પ્રચલિત થયો છે.

હન વંશ દરમિયાન ચીનને છાપકામકળા આવડી. લાકડાંને કોતરી કાઢી બીબાં બનાવી છાપવાનું આ સમયે શોધાયું. ચીને આ કળામાં ઊંચી પ્રવીણતા મેળવી અને તેને લીધે તેની ખ્યાતિ પણ ખૂબ થઈ. બીજા દેશો આ કળા ચીન પાસેથી શીખ્યા. અલબત આ કળા હવે તો બહુ ખીલી છે અને તેમાં મશીન–ઉદ્યોગ પણ આવ્યો છે. આ કળા ખીલીને કોતરેલા પિત્તળના રોલર સુધી પહોંચી છે. હમણાનું કાપડ પરનું કલામય છાપકામ આવા રોલર પર થાય છે તે જાણીતું છે. ચીનમાં પહેલી વસતિ ગણતરી આજ કાળે થઈ. વસતિ ગણતરી કુટુંબ દીઠ થતી, અત્યારની માફક માથા દીઠ નહિ. જગતની કોઈપણ પ્રજાએ આ જમાનામાં વસતિ ગણતરીનો સ્વપ્ને પણ ખ્યાલ નહિ કર્યો હોય.

સનંદી નોકરી માટે પરીક્ષાની પ્રથા પણ હનવંશે જ આરંભી. ચીનના ઇતિહાસમાં આ એક વિશિષ્ટ તત્વ છે, અને એનો જોટો કોઈપણ દેશના પ્રાચીન ઇતિહાસમાં જડતો નથી. ગરીબમાં ગરીબ માણસને ઊંચામાં ઊંચો અધિકાર પ્રાપ્ત કરવાની તક આ પ્રથાને લીધે મળી. યોદ્ધાની નહિ પણ વિદ્વાનની પૂજા એ ચીની પ્રજાનું

વિશિષ્ટ લક્ષણ છે. કોન્ફ્યુશિયસના શિષ્ટ ગ્રંથોનું જ્ઞાન એ જ વિદ્વત્તાનું પ્રમાણ અને તે જ આ સનંદી નોકરી માટેની પરીક્ષાનું ધોરણ ગણાતું તે અલબત આ પ્રથાની ખામી હતી. ખરું પૂછાવો તો દરેક વિષયનું ઊંડું જ્ઞાન હોવું એ જ ધોરણ યોગ્ય ગણાય. પણ પ્રાચીન ચીને તો કોન્ફ્યુશિયસના શિષ્ટ ગ્રંથોના જ્ઞાનમાં બધું જ્ઞાન સમાઇ ગયેલું માન્યું. આ પરીક્ષાની પ્રથાને લીધે એવું જરૂર બન્યું કે સત્તા અને પ્રતિષ્ઠાના સ્થાને લોકો માત્ર લાગવગથી અગર જન્મના કારણે ઘૂસી જતા મટયા. અમલદાર થવા માટે આ પરીક્ષામાં ઉત્તીર્ણ થવું આવશ્યક હતું અને તેથી ચીનમાં કારોબારી વ્યવસ્થામાં એક જાતનું ધોરણ જરૂર સ્થપાયું. આ કારણે લાંચ રૂશ્વત અને લાગવગનાં દૂષણો પર આપોઆપ કાપ મૂકાયો. આ પરીક્ષાની પ્રથા સેંકડો વર્ષ સુધી ચાલતી રહી. થોડા વખતથી આ પરીક્ષા પદ્ધતિ નાબૂદ કરવામાં આવી છે.

પ્રાચીન સમયમાં જ્યારે સામંત પ્રથા અને સરદારોની સત્તાનું આધિપત્ય હતું તે વેળા આવી વૈજ્ઞાનિક પદ્ધતિ દાખલ કરવાનું માન ચીન જેવી વ્યવહારુ અને સમજુ પ્રજાને જાય છે. આ પ્રથાની અસર ચીની જીવનનાં બીજાં અંગો પર પણ થયેલી છે.

આપણે જોયું કે હન વંશે ચીનના સંસ્કારો ઘડવામાં ઘણો ફાળો આપ્યો છે. હનવંશનો પ્રભાવ એ રીતે ચીનના ઇતિહાસ પર ઠીક ઠીક પડયો છે. આટલું જ નથી. તે વેળા જે દેશો વિષે માહિતી હતી તે દેશો પર પણ ચીને ઘણો પ્રભાવ પાડયો. તે જમાનામાં રોમ એક મહાન રાષ્ટ્ર હતું અને 'દુનિયાની સ્વામિની' કહેવાતું. પરંતુ હનવંશના વખતમાં ચીનનું સામ્રાજ્ય રોમ કરતાં પણ મોટું અને બળવાન થયું. આ વંશના છઠ્ઠા સમ્રાટ વુત્તીએ ચીનના ઉત્તર પ્રદેશ પર થતા તાતાર લોકોનાં આક્રમણ અટકાવ્યાં એટલું જ નહિ

પણ રાજ્યનો ફેલાવો કરી મધ્ય એશિયાની બધી જાતિઓ ઉપર આણ વર્તાવી. આ બધી વિગતોમાં ઊતરવાની જરૂર નથી. કારણ કે આપણે ચીનની સંસ્કૃતિનો ઈતિહાસ જ જાણવા માગીએ છીએ.

કાળચક્ર ફરી રહ્યું હતું અને તેનો એક આંટો પૂરો થવા આવ્યો હતો. પ્રજા દિન પ્રતિદિન નિર્વીર્ય બનતી ચાલી, આંતર્વિગ્રહો થયા અને તાતાર જેવી બળવાન જાતિના આક્રમણો તો ચાલુ જ હતાં. છેવટે હન સામ્રાજ્ય તૂટીને તેના ત્રણ ટુકડા થયા. આ ત્રણ વિભાગનું બનેલું રાજ્ય કેટલીક સદીઓ સુધી હસ્તી ધરાવતું હતું. પરંતુ હિંદુસ્તાન માફક ચીને પણ યુગે યુગે એકીકરણ કરવા માટે ઉગ્ર પ્રયાસ કરેલા છે. તંગ વંશે ચીનને વળી પાછું બળવાન બનાવ્યું અને ચક્રવર્તી રાજ્ય સ્થાપ્યું. જે ત્રણ વિભાગ હતા તે મટી ગયા અને ચીન એક થયું. આ સાતમી સદીમાં બન્યું. આ મુજબ ચીનના ઈતિહાસનું બીજું ચક્ર હવે શરૂ થાય છે.

હિંદુસ્તાનના પ્રાચીન ઈતિહાસમાં ગુપ્તવંશનો કાળ સોનેરી યુગ તરીકે મનાય છે. ગુપ્તવંશના સમયમાં એક મોટું સામ્રાજ્ય સ્થપાયું અને ફેલાયું તેને લીધે આ યુગ સોનેરી મનાય છે એમ નથી. પણ વિક્રમાદિત્ય અને કાલિદાસ જન્મ્યા અને કલા અને સાહિત્યનો આ યુગમાં ઓર વિકાસ થયો, તેને લીધે જ આ યુગની ખ્યાતિ થયેલી છે. આ જ મુજબ અને લગભગ આ જ કાળે ચીનમાં તંગવંશનું રાજ્ય ચાલતું હતું. તંગવંશના અમલ દરમિયાન એક મોટું સામ્રાજ્ય સ્થપાયું અને ફેલાયું. પરંતુ આ સામ્રાજ્યવાદના કારણે નહિ પણ તે સમયના કલા અને સાહિત્યના કારણે. આ કાળ ચીનના ઈતિહાસમાં સોનેરી યુગ તરીકે જાણીતો થયો છે. વાચક એટલું યાદ રાખે કે આ વેળા હિંદમાં બૌદ્ધ ધર્મ લુપ્તપ્રાય થયો હતો અને હિંદુ રાજાઓની

ઉદારતાને લીધે જ કાંઈક જીવતો રહ્યો હતો. આ વખતે ચીનમાં બૌદ્ધ ધર્મની કીર્તિ જામતી હતી. આ સંજોગોમાં હિંદુસ્તાનમાંથી સેંકડો બૌદ્ધ ભિખ્ખુઓ ચીન આવ્યા. બોધિધર્મ નામે તેમના આચાર્યનું આગમન કેન્ટનમાં થયું. આ કેન્ટન શહેરમાં જ સદીઓ પછી પાશ્ચાત્ય લોકોએ અને અંગ્રેજોએ પોતાની લશ્કરી શકિતથી પ્રવેશ કર્યો છે. હિંદુસ્તાને પોતાની ધર્મશક્તિથી આ જ કેન્ટનમાં પ્રવેશ કર્યો. પરિણામે આજે ચીનની સંસ્કૃતિમાં દૂધ અને સાકર માફક હિંદુસ્તાનની સંસ્કૃતિ એકમેક થઇ ગઇ છે, જ્યારે આ પાશ્ચાત્ય લોકોના પાશવી આક્રમણ સામે ચીની પ્રજા હંમેશ ઝઝૂમી છે.

કેન્ટનમાં બૌદ્ધધર્મની પ્રાણ પ્રતિષ્ઠા થઈ ત્યારબાદ હજારો હિંદી ભિખ્ખુઓ અને કુટુંબોએ ચીનમાં વસાહત જમાવી. હિંદુ ધર્મે જેમને બહિષ્કૃત કર્યા હતા અને હિંદ બહાર જેમને આવવું પડ્યું હતું તેમનો સત્કાર ચીનની ભૂમિએ કર્યો. ધર્મની અસર એટલી ફેલાઈ કે આજે તમને ચીન સમસ્તમાં ગામડે કે શહેરી વિસ્તારોમાં બૌદ્ધધામો નજરે પડશે.

તાર્તર આક્રમણ વેળા ચીને પોતાની સંસ્કાર પરંપરા તૂટવા ન દીધી, કલાની જ્યોત જળતી રાખી અને ચીનનો જ્ઞાનદીપ પણ ઝગહળી રહ્યો. બૌદ્ધ આક્રમણ જુદા પ્રકારનું હતું. હિંદુસ્તાનથી આવેલા બૌદ્ધભિખ્ખુઓ પોતાની સાથે ધર્મતત્ત્વ લાવ્યા એટલું જ નહિ પણ કલા લાવ્યા, કૌશલ્ય લાવ્યા, સ્થાપત્ય લાવ્યા, એમ કહોને કે સર્વાંગી જીવનનો નૂતન આદર્શ લાવ્યા. હિંદુસ્તાનમાંથી માત્ર બૌદ્ધભિખ્ખુઓ નહોતા આવ્યા. હિંદુસ્તાનથી કારીગરો અને સ્થપતિઓ પણ આવ્યા. ચીનની પોતાની પ્રાચીનકલા ને જ્ઞાન અને હિંદના આ સંસ્કારોનો આ રીતે સુંદર યોગ થયો.

ચીનના વિચાર પ્રવાહો અને હિંદના વિચાર પ્રવાહોના સંઘ-

ર્ષને લીધે—એને જો સંઘર્ષ કહીએ તો—ચીની સંસ્કારોએ નવું સ્વરૂપ ધારણ કર્યું. કન્ફ્યુશિયસનો મધ્યમમાર્ગ, લૌ–ત્સેનો કુદરત માર્ગ અને બુદ્ધનો અષ્ટાંગમાર્ગનો ત્રિવેણી સંગમ થયો અને તેમાંથી એક ચીની મહાપ્રવાહનો ઉગમ થયો. ચીનના આચારવિચાર, વ્યવહાર ધર્મનું એક જાતનું નૂતન સ્વરૂપ ઘડાયું. આના કેટલાક હાસ્યાસ્પદ છતાં રસિક દાખલા આજે ચીની જીવનમાં નજરે પડે છે જેમકે: કન્ફ્યુશિયસના પૂજારીઓ બૌદ્ધ ધર્મનો જીવ હિંસાના ત્યાગનો ઉપદેશ પામતાં એક ટંકે માંસાહારી અને બીજા ટંકે શાકાહારી બની જઈ મધ્યમ માર્ગી બની રહ્યા છે!

હિંદુસ્તાનના ઇતિહાસના અભ્યાસકોએ પ્રસિદ્ધ ચીની મુસાફરો ફાહીયેન અને હ્યુએન સંગ વિષે ઠીક ઠીક સાંભળ્યું છે. આ બન્ને મુસાફરો ઢંગ વંશના સમયમાં હિંદ આવેલા. ફાહિયેન બૌદ્ધધર્મના પવિત્ર ગ્રંથોની ખોજ કરવા હિંદ આવ્યો હતો. એણે મગધ દેશનાં ખૂબ બ્યાનો કરેલાં છે અને તે જાણીતાં થયેલાં છે. હ્યુએન સંગ છવ્વીસ વર્ષની યુવાન વયે હિંદ આવ્યો હતો. એને માટે એવી કથા છે કે ચીની સમ્રાટે તેને દેશ છોડી જવા આજ્ઞા આપી નહોતી છતાં એણે તો ભિખ્ખુના કેસરિયાં વસ્ત્ર ધારણ કર્યાં અને ચાલી નીકળ્યો. આ સુકોમળ યુવકનું પરિભ્રમણ કાંઇ જેવું તેવું નહોતું. એમ કહેવાય છે કે ગોબીનું રણ ઓળંગતાં તેણે જાતજાતનાં કષ્ટો વેઠયાં હતાં. આ વિટંબણાઓ વટાવી તેણે સફળ યાત્રા કરી. એની તેજસ્વિતા જળકમળ જેવી હતી અને સૌમ્યતા અદ્‌ભુત રેખાઓ પાથરતી હતી. અત્યારના જમાનામાં આપણે હિમાલયના કે કંચનગંગા શિખરે ચડનાર અગર એવરેસ્ટ પહોંચવા પ્રયત્ન કરનારની સાહસકથાઓ વાંચી હેરત પામીએ છીએ. હ્યુ એન સંગની આ સાહસકથા કાંઇ ઓછી રોમાંચક નથી, અને જેમ કંચનગંગા અગર એવરેસ્ટના આ સાહસિકો મૃત્યુ સાથે સમરાંગણ કરી રહ્યા છે તેમ હ્યુ એન સંગે

પણ મૃત્યુ સાથે બાથ ભીડી હતી અને તેમાંથી માંડ બચી શક્યો હતો. વધુમાં એક વસ્તુ નોંધવા જેવી છે. હ્યુએનસંગની યાત્રા ધર્માર્થે હતી, સત્યની શોધ માટે હતી. એ કાંઇ કોઈ પાર્થિવ હેતુસર નહોતી. એટલે અંશે હ્યુએનસંગની આ સાહસકથા વધુ ઉદાત્ત છે. હ્યુએન સંગ પહેલાં સુગ-યુન નામે એક મુસાફર આવેલો પણ તેનું નામ એટલું જાણીતું થયેલું નથી.

જ્યારે હ્યુએનસંગ સ્વદેશ પાછો ફર્યો ત્યારે જે રાજાએ તેને હિંદ જવાની પરવાનગી નહોતી આપી તે જ ટંગ વંશના સમ્રાટે તેનું હાર્દિક સ્વાગત કર્યું. આ ટંગ વંશના સમ્રાટની વિજ્ઞપ્તિને લીધે જ તેણે પોતાનો પ્રસિદ્ધ પ્રવાસ ગ્રંથ લખ્યો છે. ટંગ વંશની આ વેળા રાજધાની સિ-અન-ફુ હતી. સિ-અન-ફુ આપણી અવંતી-નગરી માફક કલા અને વિદ્યાનું કેન્દ્ર હતું અને ચીન જગતભરની સંસ્કૃતિમાં અગ્રણી હોવાથી સિ-અન-ફુની કીર્તિ સમસ્ત એશિયા ખંડમાં ફેલાયેલી હતી.

હિંદ અને ચીનની સંસ્કૃતિનો, સહિષ્ણુતાનો મહિમા જગતભરમાં ગવાયો છે. ટંગ વંશના સમ્રાટો ખૂબ સહિષ્ણુ હતા. એમના જ વખતમાં ચીનમાં ખ્રિસ્તી ધર્મની એક શાખા-પંથ-સ્થપાઇ. આ પંથને કેટલાક આંતરિક ઝઘડાઓને લીધે જે વેળા યુરોપમાંથી રૂખસદ મળી તે જ વેળા ચીનની સહિષ્ણુ પ્રજાએ સ્થાન આપ્યું એટલું જ નહિ પણ સત્કાર કર્યો. આ લોકોએ ચીનમાં પોતાનું એક દેવળ બાંધ્યું તે આ સહિષ્ણુતાનો પુરાવો છે. ઇસ્લામને પણ ટંગ સમ્રાટે એટલી જ ઉદારતાથી પ્રવેશવા દીધો. કેન્ટનમાં અત્યારે એક મસ્જીદ મોજૂદ છે તે આ સમયના આરબોએ બાંધેલી છે.

વસ્તુતઃ ટંગ સમ્રાટોના જમાનામાં દુનિયાના અનેક દેશોના સંપર્કમાં ચીન આવ્યું; પરદેશોના અનેક એલચીઓ આવ્યા; વેપારી

સંબંધો પણ બંધાયા. જાપાનથી તેમજ કોરિયા જે તે વેળા સ્વતંત્ર મુલક હતો ત્યાંથી પણ અનેક સંશોધકો ચીનની કળા, ફિલસૂફી અને સંસ્કૃતિનો અભ્યાસ કરવા આવી લાગ્યા.

ટંગ સમ્રાટોનો જમાનો બીજા અનેક કારણોને લીધે ચિર-સ્મરણીય રહેશે. પશ્ચિમના લોકો કાગળ બનાવવાની કળા તેમજ દારૂગોળો બનાવવાની વિદ્યા ચીની લોકો પાસેથી શીખ્યા છે. ને માટીનાં વાસણો અને તેના પરનું ચિત્રકામ ઘણી જ ઊંચી કક્ષાની કારીગરી સૂચવે છે, તે એટલે સુધી કે ચીની વાસણ એ ઘરગથુ જ શબ્દ થઇ પડયો છે. કેટલાક પશ્ચિમના લેખકો માને છે કે આ કારીગરી કોન્ફ્યુશિયસના સમયની છે પરંતુ ખરું પૂછાવો તો આ કળા દશમી સદીમાં એટલે કે ટંગ વંશના જમાનામાં તે સોળે કળાએ ખીલી.

ચીનના આ સોનેરી યુગમાં ચીને કેન્દ્રવર્તી રાજકીય વ્યવસ્થા જોઇ, અને એકીકરણ અનુભવ્યું એટલુંજ નહિ પણ સાથે સાથે સામ્રાજ્ય જમાવ્યું. પ્રશાંત મહાસાગર ઓળંગી દક્ષિણે અનામ અને કંબોડિયા પર રાજ્ય લગામ ચલાવી. પશ્ચિમે ઇરાન અને કાસ્પિઅન સુધી ટંગ સમ્રાટે આણ વર્તાવી. વળી કોરિયાનો એક ભાગ પણ તેમણે સર કર્યો.

સામ્રાજ્યવાદના સામાન્ય નિયમો, અચળ નિયમોથી ચીન કાંઇ ઓછું મુક્ત રહે? સામ્રાજ્યના ઉદય, વિકાસ અને પતનનું ચક્ર એક જ પ્રકારની ગતિએ ટંગવંશના જમાનામાં ચાલી રહ્યું હતું સમૃદ્ધિ પછી શિથિલતા આવી. વૈભવમાંથી વિલાસિતા જન્મી. ત્રણસો વર-સની પ્રતાપી કારકિર્દી અને કીર્તિ પછી ટંગ સમ્રાટોનું પતન થયું અને ટંગ વંશ ખતમ થઇ ગયો.

ચીન પર થયેલા પરદેશી આક્રમણો તત્ત્વદષ્ટિએ અહીં હવે

તપાસી લઈએ. આક્રમણો, પ્રતિ આક્રમણો, જીત અને પરાજયની અનેક વિગતોમાં ઊતરવાની કાંઈ જરૂર નથી.

તાતાર લોકોના હલ્લા અનેકવાર થયા અને ચીને તે હલ્લા પાછા તો વાળ્યા, પરંતુ જેમ પડોશી પરિભ્રમણ કરતી જંગલી ટોળીઓએ હિંદુસ્તાન પર એક પછી એક હલ્લા કર્યા અને છેવટે હિંદુસ્તાનમાં રાજ્યો સ્થાપ્યાં એવું જ કાંઇક ચીનમાં બન્યું છે. આપણે જાણીએ છીએ કે યુરોપ ઉપર પણ મધ્ય એશિયામાંથી અને મંગોલિયામાંથી ઊતરી આવેલી જાતિઓએ હલ્લા કરેલા અને ત્યાં પણ સત્તા જમાવેલી. હૂણ લોકોને, તાતારને અને એવી બીજી પરિભ્રમણ કરનારી અનેક ટોળીઓને ચીનના ટંગ વંશના સમ્રાટોએ હરાવી કાઢી. વળી એમણે તુર્કોને પણ મારી કાઢ્યા. હૂણ લોકો હિંદુસ્તાનમાં આવ્યા તેવી જ રીતે યુરોપ પર ફરી વળ્યા. તુર્ક લોકો ઇસ્તંબુલ અને વિએના સુધી પહોંચી ગયા. આ જંગલી ટોળીઓ ભારે શક્તિશાળી હતી. કુદરતને ખોળે જીવન ગાળતી અને પરિભ્રમણ કરતી આ જાતિઓ વીર્યવાન હતી અને તે વેળા જે સુસંસ્કૃત પ્રજાઓ સ્થિર જીવન ગાળતી તે તેમની સામે ટકી ન શકે તે દેખીતું છે. ચીને આ હલ્લાઓ ઝીલ્યા તો ખરા પણ કાળે કરી તેની શક્તિ ક્ષીણ થતાં તેમની સામે ચીન ટકી શક્યું નહિ. આ પરિભ્રમણ કરનારી ટોળીઓ આખરે વિજયી થઈ. ચીનની પ્રજા 'સુધરેલી' હતી અને વૈભવમાં મશગૂલ હતી. આવી ' સુધરેલી ' પ્રજા જંગલી શક્તિશાળી જાતિઓ સામે કેમ ટકી શકે? વળી ચીનમાં આંતરિક નબળાઈઓએ પ્રવેશ કર્યો હતો. આમજનતાના ભોગે આ વૈભવ અને ઝાકઝમાળ હતાં. વિદ્યાકળાનો સૂરજ તપતો હતો પણ તેનાં અજવાળાં ગરીબ જનતાની ઝૂંપડીમાં નહોતાં પેસી શકતાં. આ જનતા માટે જમીનધારા ભારે બોજારૂપ હતા. ખેડૂતની સ્થિતિ દયાજનક થતી જતી હતી. રાજકર્તા અને ' બુર્ઝવા ' વર્ગ સમૃદ્ધ થયો હતો

તે ખેડુત પ્રજાના ભોગે. રાજવંશ અને તેમના નભમંડળની આજુ-બાજુ ફરનારો વર્ગ, એમના સેવકગણ પણ, સુખી અને સંસ્કારી હતા. એમની દુનિયામાં તેજના અંબાર ઝળહળતા હતા. પરંતુ આમ જનતાનાં રહેઠાણોમાં અંધકાર છવાતો જતો હતો. ચીનની આ આંતરિક નબળાઇને લીધે, પ્રજામાં ફેલાતા જતા અસંતોષને કારણે, પરદેશી આક્રમણ આગળ રાજસત્તા ટકી શકી નહિ તેમાં કાંઈ પણ નવાઈ નથી.

આંતરિક અસંતોષ અને બાહ્ય આક્રમણ સામે ટકી રહેવા સુંગ વંશના અમલ દરમિયાન રાજસત્તાએ એક નવી યુક્તિ કરી, અને તેમાં જ તે ફસાઈ ગઇ. ઉત્તર પશ્ચિમની એક બીજી જાતિ કિન એટલે કે 'કુલીન તારાર જાતિ'ને અનાર્યોને હાંકી કાઢવા માટે અને સહાય મેળવવા તેમણે આમંત્રી. આ લોકો મદદે તો આવ્યા. એમણે પેલા અનાર્યોને ધકકેલી કાઢયા પણ ઉત્તર ચીનના પોતે જ ધણી થઇ બેઠા અને પેકીંગને પોતાની રાજધાની બનાવી. સુંગ વંશના સમ્રાટો હઠી ગયા અને હારતાં હારતાં છેક દક્ષિણે જઈ રહ્યા. આ પ્રમાણે ઉત્તર ચીનમાં કિન સામ્રાજ્ય અને દક્ષિણ ચીનમાં સુંગ સામ્રાજ્ય એવી બે હકૂમતો હસ્તીમાં આવી.

સુંગ લોકોએ દોઢસો વર્ષ રાજ્ય કર્યું હશે તેવામાં મંગોલ જાતિએ ચીન પર ચઢાઇ કરી. મંગોલ જાતિની ચઢાઇ વેળા ચીનનો પરાજય થયો, પરંતુ આ માત્ર લશ્કરી હાર હતી. ચીનનો સાંસ્કૃતિક વિજય થયો. મંગોલ જાતિ ચીની બની ગઇ. આ રીતે જ ચીની પ્રજામાં મંગોલ લોહી વહે છે અને મંગોલ અને ચીની પ્રજા એકમેક થઈ ગઈ છે. આવો જ ક્રમ મંચુ જાતિ વિષે થએલો છે. મંચુ જાતિ વિષે હવે પછી કાંઈક કહીશું પરંતુ આ લોહીનું મિશ્રણ નોંધવા જેવું છે. મંચુઓ પણ ચીની પ્રજામાં ભળી ગયા. આ રીતે

ક્રમશઃ લોહીનું મિશ્રણ થયું તેને લીધે ચીની પ્રજા ક્ષીણ નથી થઈ પણ શક્તિશાળી થઈ છે. વાચકના ધ્યાનમાં આવ્યું હશે કે હિંદુસ્તાનની સંસ્કૃતિએ પણ પરદેશી આક્રમણો સામે આ જ મુજબ વિજય મેળવેલો છે. ચીન અને હિંદની લશ્કરી હાર અને સંસ્કૃતિની જીતની કથા એક જ પ્રકારની છે. જુદી જુદી જાતિના લોહીના મિશ્રણને લીધે નવી સબળ જાતિનો જન્મ થાય છે એ પ્રજનન શાસ્ત્રનુ જાણીતું પ્રમાણ છે. અલબત્ત ચીન અને હિંદની આ બાબતમાં કાંઈક જુદા પ્રકારની ખાસિયાતો છે પણ તેની વિગતોમાં અહીં ઊતરવાની જરૂર નથી.



## ૨ સામ્રાજ્યનો વિકાસ અને પતન

'સ્વર્ગીય સામ્રાજ્ય'ના વિકાસ અને પતનની કથામાં બહુ ઊંડે ઊતરવાની જરાય જરૂર નથી. સુંગ વંશનો આ યુગ ઐતિહાસિક છે.

ટંગ વંશ પછી સુંગ વંશનો અમલ થયો. સુંગ વંશ ચીનના ઇતિહાસમાં જાણીતો છે. તેના પ્રસિદ્ધ સમ્રાટોએ કીર્તિ મેળવેલી છે અને સુંગ વંશનું નામ આદરપાત્ર ગણાય છે. સુંગના વંશજો માટે ચીનમાં હંમેશ આદર રહ્યો છે. માદામ ચ્યાંગ-કૈ-શેક સુંગ વંશનાં જ છે, અને આ પ્રસિદ્ધ વંશથી ઊતરી આવેલાં હોઇ તેમને માટે ચીનની પ્રજા ખાસ આદર સેવે છે.

સુંગ અમલ દરમિયાન પણ રાજ્યમાં અશાંતિ ચાલુ રહી. સુંગ અમલ દરમિયાન જે કેટલાક જાણવાજોગ બનાવો બન્યા તેમાં વંગ-અન-શિહનો આધુનિક સુધારો ધ્યાન ખેંચે એવો છે. વંગ-અન-શિહ પોતે સુંગ વંશના એક સમ્રાટનો વડો પ્રધાન હતો. જે જમાનામાં કન્ફ્યુશિયસના શિષ્ટ ગ્રંથોની વિરુદ્ધ જવાની કોઇની પણ મગદૂર નહોતી તે વેળા વંગ-અન-શિહે કન્ફ્યુશિયસના આદેશોને પોતાની રીતે જ ઘટાવ્યા અને નવા સુધારા દાખલ કર્યા. ધનિકો ઉપર આવક

વેરો નાખ્યો. આવો આધુનિક સુધારો દાખલ કરવાની હિંમત વંગે કરી એટલું જ નહિ પણ ગરીબો ઉપરનો કર પણ હળવો કર્યો. તે જમાનામાં જમીન મહેસુલ રોકડેથી ભરવાનો રિવાજ હતો. જમીન મહેસુલના ભરણામાં રોકડા રૂપિયા લેવાને બદલે જરૂર હોય તેવાં સંજોગોમાં અનાજ લેવાની વંગે છૂટ આપી. ભાવોમાં સ્થિરતા આવે અને ખેડૂત પ્રજાને ફાયદો થાય તે હેતુથી ભરણા વખતે પાક ખરીદી લેવાની યોજના કરી. આ રીતે ખેડૂતને રાહત પણ મળી. વંગે વેઠની પ્રથા નાબૂદ કરી દીધી. પાઓ ચિઆ નામની સ્થાનિક લશ્કરની પ્રથા દાખલ કરી. ગામડાની ચોકી કરવાનું કામ પાઓ ચિઆનું હતું. પાઓ ચિઆ, સ્થાનિક લશ્કરની પ્રથા ૮૦૦ વરસ સુધી ચાલી. શેન્સી પ્રાંતમાં કમ્યુનિસ્ટોએ ઊભા કરેલા લાલ લશ્કર વિશે હવે પછી આ પુસ્તકમાં ઉલ્લેખ આવશે. આ લાલ લશ્કરનું બીજ વંગે નાંખ્યું એમ કહીએ તો ચાલે. પ્રાચીન યુગમાં આવા અર્વાચીન જણાતા સુધારા દાખલ કરવાનું માન વંગને ઘટે છે. આ સુધારા તે વેળા ક્રાંતિકારી જણાયા, વધારે આગળ પડતા લેખાયા અને નિષ્ફળ ગયા.

સુંગ અમલ ઉત્તર ચીનમાં ઈ. સ. ૧૧૨૭ સુધી અને દક્ષિણ ચીનમાં છેક ઈ. સ. ૧૨૬૦ સુધી રહ્યો. ટંગ સમયમાં સંસ્કાર અને કળાનો જેમ વિકાસ થયો હતો તેમજ સુંગ અમલમાં ખાસ કરીને દક્ષિણ ચીનમાં વધુ વિકાસ થયો. પરંતુ તે વિષે અહીં ખાસ ઉલ્લેખ કરતા નથી કારણ કે મિંગ વંશ જે હવે પછી રાજગાદીએ આવે છે તેના ઇતિહાસપર વિહંગ દૃષ્ટિ નાખતાં આ વિષે કાંઇક કહેવાનું રહેશે.

હવે આપણે કાંઇક આધુનિક કાળ સુધી આવી પહોંચ્યા છીએ. વાચકે યાદ રાખવું જોઇએ કે આ સમયે હિંદુસ્તાનમાં સમકાલીન મોગલ વંશના બાદશાહો હતા. સુંગ વંશ પછી મિંગ વંશ આવ્યો. તેનો સ્થાપક હંગ વુ એક પ્રજાકીય આગેવાન હતો. મંગોલ

લશ્કરને ભગાડી દેનાર હુંગ વુ કોઈ એક સમ્રાટ નહોતો પણ પ્રજામાંથી જાગેલો નાયક હતો. ૧૩૬૮માં એક પ્રજાકીય બંડ ઊઠયું તેનો આ નાયક એક ગરીબ બુદ્ધિશાળી કામદાર હતો. મંગોલ લશ્કરને તેણે હાંકી કાઢયું, દેશનિકાલ કર્યું એટલું જ નહિ પણ એક ડાહ્યા રાજવી તરીકે ત્રીસ વર્ષ સુધી રાજ્ય અમલ કર્યો, અને પોતાની કારકીર્દિ દરમિયાન એણે ગરીબોનાં હિત હૈયે રાખ્યાં.

ચીનના ઇતિહાસના આધુનિક યુગનો આ આરંભ છે. વાચકને યાદ હશે કે ચીની ઇતિહાસનું ત્રીજું ચક્ર હવે શરૂ થાય છે. આ ત્રીજું ચક્ર હજી પૂરું થયું છે એમ કહી શકાય નહિ. આગલાં બે ચક્રોમાં આપણે જોયું છે કે શરૂઆતનો સમય ચડતીનો હતો. આ ત્રીજા ચક્રમાં પણ શરૂઆતની કેટલીક સદીઓ ચડતી કળાની હતી એમ જણાય છે. મિંગ અને મંચુ નરેશો આ કાળમાં ગાદીએ આવ્યા. મિંગ અને મંચુ નરેશોએ પાંચ સદી રાજ્ય કર્યું. આ પાંચ સદીમાં ચીન સોળે કળાએ પ્રકાશ્યું. વળી વિધિના કાયદા મુજબ કહો કે ઐતિહાસિક ક્રમ મુજબ કહો, ગમે તે કહો, પણ અસંતોષ, અશાંતિ અવ્યવસ્થાનો કાળ પણ બીજા બે ચક્રો મુજબ આ ત્રીજા ચક્રના પાછલા કાળમાં આવ્યો પણ ખરો. આ કાળ 'તેપીંગ બળવા' થી શરૂ થાય છે. ચીનના 'સ્વર્ગીય સામ્રાજ્ય'નો અંત આ પ્રમાણે આવે છે. તેપીંગ બળવા વિષે આગળ કાંઈક કહીશું. આગલાં બે ચક્ર મુજબ આ યુગમાં પણ ચીનની રાજધાનીનું સ્થળાંતર થયું. આગલા ચક્રમાં ચીનની રાજધાની પેકીંગ આવી હતી. આ ચક્રમાં ચીનની રાજધાની પેકીંગથી નાન્કીંગ આવી. સને ૧૯૨૭માં ચીનની રાજધાની નાન્કીંગ ખસેડવી પડી હતી. આમ આપણે છેક ચાલુ બનાવો સુધી ઝપાટાબંધ પહોંચી જઈએ છીએ.

૧૩૬૮ થી ૧૬૪૪ની સાલ સુધી મિંગ નરેશો ગાદી પર રહ્યા. મિંગ વંશના સમય દરમિયાન જાપાન પણ ચીનનું ખંડિયું

રાજ્ય ગણાતું. જાપાનનો રાજવી શોગુન પોતાને મિંગ સમ્રાટનો ખંડિયો રાજા માનતો. કોરિયા, જાવા, સુમાત્રા, હિંદી ચીન વગેરે દેશો મિંગ અમલમાં ચીનને ખંડણી ભરતા. મિંગ વંશના અમલ દરમિયાન ચીનનો નૌકાપતિ ચેંગ હો ઇરાનના અખાત સુધી ફરી વળ્યો હતો. ચેંગ હોએ સિયામ અને તેના પડોશી દેશો પર હાક બેસાડી એટલું જ નહિ પણ મલાકાના મુસલમાન રાજવી સાથે મૈત્રી જમાવી. આ રીતે ચીન એક ચક્રવર્તી રાજ્ય બની ગયું. એમ કહેવાય છે કે ચીને પોતાની સત્તા અને પ્રતિષ્ઠા પર-દેશોનું શોષણ કરવા માટે વાપર્યાં નહોતાં. પરંતુ ચીનનો માત્ર આ સાંસ્કૃતિક દિગ્વિજય હતો.

હિંદુસ્તાનના ઇતિહાસનો વિદ્યાર્થી પૂછશે કે આ સમયમાં હિંદુસ્તાનમાં પોર્ટુગીઝો આવ્યા, પાશ્ચાત્ય એલચીઓ આવ્યા અને તેમણે જેમ ધીરે ધીરે પગદંડો જમાવ્યો તેવું કાંઈ ચીનમાં બન્યું કે નહિ, આ લોકોની પ્રવૃત્તિઓ ચીનમાં કેવીક હતી. મિંગ સમયમાં પોર્ટુગીઝ લોકો ૧૫૧૬ ની સાલમાં કેન્ટનમાં આવ્યા. એમણે પોતાની રીત મુજબ જ વર્તવા માંડયું અને સ્વરક્ષણના બહાના હેઠળ 'કિલ્લા' બાંધવા માંડ્યા. ચીનના શાંતિપ્રિય લોકોને આ જોઈ ખૂબ આશ્ચર્ય થયું અને તેમને આવું વર્તન જંગલી જણાયું અને છેવટે તેમને હાંકી કાઢવાની ફરજ તેમને માથે આવી. દરમિયાન તેમને કેટલાંક વચનો અપાયાં તેને લીધે આ લોકોને ચીને રહેવા દીધા. આ સમયમાં અંગ્રેજ અને ડચ લોકો પણ આવી લાગ્યા હતા. પણ તે લોકો પણ કાંઈ વધુ ફાવ્યા નહિ.

આપણે જોયું કે મિંગ જમાનામાં ચીનનું સ્વર્ગીય સામ્રાજ્ય ફૂલ્યુંફાલ્યું અને ચારે દિશાએ તેનો જયજયકાર થયો. પરંતુ આ જયજયકાર એ કાંઈ સાચી કીર્તિનું લક્ષણ નથી. પ્રજાનો વિકાસ થયો કે નહિ, અને થયો હોય તો કેટલો થયો એ જ સાચા વિકાસનું

ખરું માપ છે. પંદરમી સદીનો યુરોપનો ઇતિહાસ જાગૃતિનો ભરતીકાળ છે છતાં ચીન તેનાથી પણ ટપી જાય એમ હતું. પંદરમી સદીનું ચીન સંપત્તિ, ઉદ્યોગ અને સંસ્કારમાં અધિકતર હતું. તે વખતે શોધાયેલી દુનિયામાં એશિયા સૂર્યમંડળ ગણીએ તો તેના મધ્યમાં આવેલો ચીનનો સૂર્ય અદ્ભુત જાજવલ્યમાન હતો.

ચીનનો સૂરજ પંદરમી સદીમાં મધ્યાન્હે હતો. ચીનના કલા અને સાહિત્ય, સ્થાપત્ય અને કારીગરી પૂરબહારમાં ખીલેલાં હતાં. ચીન માટી કામમાં તો પહેલેથી જ આગળ પડતું હતું. મિંગ સમયમાં માટી કળા ઓર ખીલી અને તેણે જગપ્રસિદ્ધિ મેળવી. આ સમયના માટીકામના નમુનાઓ જુઓ તો તમને તેમાં ચીની પ્રજાનું અદ્ભુત કૌશલ્ય અને સૌંદર્ય વિષેની તેમની ઊંડી સમજ ખાસ જણાઈ આવશે. મિંગ સમયની ફૂલદાનીઓનાં લાલિત્ય અને સૌંદર્ય બેનમુન છે. ઇટાલીની ચિત્રકળાને પણ ઝાંખી પાડી દે તેવી તેની ચિત્રકલા હતી.

લાકડાંનું તથા હાથીદાંતનું કોતરકામ તેમજ ધાતુઓ પરનું મીનાકારી કામ પણ અત્યંત આકર્ષક છે.

એ બધું તો ખરું. પણ આમ પ્રજાનું શું ? કલા અને સંગીતથી કાંઇ પેટ ઓછું ભરાય. ગરીબોની સ્થિતિ કેવી હતી ? મિંગ વંશના સુરાજ્યના લાભો ગરીબને પણ મળ્યા હતા. સંપત્તિનો વરસાદ માત્ર મુઠ્ઠીભર લોકો પર નહોતો પડયો પણ આમપ્રજા પણ તેનાથી નવું જીવન પામી રહી હતી, પોતે નવપલ્લવિત થઇ રહી હતી. ઉપર જોયું તેમ, કરવેરામાં ગરીબ પ્રજાને ઠીકઠીક રાહત તો મળી. પણ ખેતીની પેદાશ વધે તે માટે પણ મિંગ વંશના એક નરેશે ઓર સગવડો કરી આપી હતી. પાકની નિષ્ફળતા અગર દુષ્કાળને પહોંચી વળવા અને તાત્કાળિક મદદ થઈ શકે તે હેતુથી અનાજના કોઠારો કાઢવામાં આવ્યા.

વેપારની સરળતા થાય તથા તે ઉપરાંત આંટ ઊંચી જાય તે હેતુથી ચલણી નોટોનો પુષ્કળ પ્રબંધ પણ કરવામાં આવ્યો. આ બધાં પગલાં લેવામાં આવ્યાં તેનું સરવાળે પરિણામ શુભ જ આવ્યું, પ્રજાના બધા વર્ગોમાં સુખ અને શાંતિ ફેલાયાં. સુગવંશના સમ્રાટોએ કાગળના નાણાંનો પ્રયોગ કર્યો તે ખાસ નોંધવા જેવું છે.

વિધિનું ચક્ર એક જ પ્રકારે ચાલે છે. જેવું બીજા સમ્રાટોનું થયું તેવું જ સુંગ સમ્રાટો વિષે બન્યું. મંચુ જાતિના આક્રમણો ચાલ્યાં જ કર્યાં અને મંચુઓને જેર કરવામાં સુંગ સમ્રાટોની શક્તિ ઠીક ઠીક ક્ષીણ થઈ. વળી આંતરવિગ્રહ તો હતો જ અને તે શમાવવામાં પણ તેમનું રૂધિર રેડાતું હતું. આ ઉપરાંત બીજા દોષો જે આવા સમ્રાટોમાં અન્યત્ર જણાય છે તેવા દોષોથી તેઓ મુક્ત તો નહોતા જ. આ સંજોગપરંપરાના અંતે એક બનાવ બન્યો. તે વેળાના મંચુ જાતિને વશ કરવા એક સેનાપતિ વુ–સન–કવી જેનું નામ ચીનના ઈતિહાસમાં એક પ્રજાદ્રોહી તરીકે પંકાએલું છે તેને સુંગ રાજાએ મોકલી આપ્યો. વુ–સન–કવીએ તેના માલિકને જ હરાવવા દુશ્મનની મદદ લીધી. મંચુઓને તો એ જ જોઈતું હતું ને! એમણે સહર્ષ મદદ કરી, અને પેકીંગની રાજગાદી પચાવી પાડી! ૧૬૫૦માં કેન્ટન સર કર્યું અને હવે તો આખું ચીન મંચુ જાતિને આધીન થયું. અમીચંદની માફક વુ–સનનું નામ હજી પણ ચીનમાં ગવાય છે.

આમ એક પરદેશી અમલની શરૂઆત થઈ. આ પરદેશી મંચુ લોકો ચીન જેવી સંસ્કારી પ્રજાના સંપર્કમાં આવ્યા. કાળક્રમે મંચુઓએ ચીનને પોતાની માતૃભુમિ બનાવી. પોતે એક સમજુ પ્રજા હોવાથી દમનનીતિથી નહિ પણ પ્રેમથી રાજ્ય ચલાવ્યું. જેમ દૂધમાં સાકર ભળી જાય તેમ ચીનની પ્રાચીન પ્રજામાં મંચુજાતિ ભળી ગઈ. મંચુ લોકોએ ચીનની પ્રજાને ગુલામ બનાવી તેનો એક

અવશેષ રહી ગયો અને તે ચીનાની ચોટલી. સ્વતંત્ર ચીને આ સંજ્ઞા કાઢી નાખી છે અને ચોટલી રાખવાનો રિવાજ હવે નાબૂદ થયો છે.

મંચુ વંશના અર્ધ–પરદેશી અમલ હેઠળ ચીન શક્તિશાળી અને લડાયક બન્યું. ચીની પ્રજામાં નવું લોહી આવવાથી અને આ મંચુ જેવી સમજુ પરદેશી જાતિએ ચીનના આંતરિક જીવનમાં ભળી જવાથી ચીની જીવન સમૃદ્ધ થયું. જેમ બીજા દેશોના ઇતિહાસમાં પરદેશી આક્રમણો તે તે દેશની મૂળ પ્રજાને ઉપકારક બન્યાં છે તેમ જ ચીનના ઇતિહાસમાં બનેલું છે. મંચુ જાતિ અત્યંત શક્તિશાળી હતી અને તેની વધુ પડતી શક્તિ ચીનના સામાન્ય વિકાસમાં ખરચાઇ તે વળી જુદી ઘટના છે.

મંચુ વંશનો બીજો સમ્રાટ કંગ–હી આપણા વિક્રમાદિત્ય જેવો હતો. એણે ચીનનું સંસ્કારજીવન અપનાવી લીધું. પોતે જ ફિલસૂફ અને સાહિત્યકાર હોવાથી તેણે વિદ્યાકળા પોષવા પોતાની બુદ્ધિશકિત ખર્ચી એટલું જ નહિ પણ સામ્રાજ્ય વધારવાનો શોખ પણ પૂરો કર્યો.

કંગના સમયમાં ચીની ભાષાનો સાર્થ શબ્દકોષ રચાયો. આ શબ્દકોષમાં ચાલીસ હજાર ચિત્રમય શબ્દો છે. આ જ્ઞાનકોષની બરોબરી કરે એવા ગ્રંથો જગતમાં થોડા જ છે. મંચુનરેશના ઉત્તેજનથી આ જ્ઞાનકોષ રચાયો. આ જ્ઞાનકોષ સેંકડો ગ્રંથોનો બનેલો છે. તાંબાનાં પતરાં ઉપર થયેલા કોતરકામ ઉપરથી આ જ્ઞાનકોષનું મુદ્રણ કંગના મૃત્યુ પછી થયું. પદસૂચિ (જેમાં પદો સાથે કવિ ઇતિહાસકાર ઇત્યાદિનાં અવતરણો આપવામાં આવે છે) પણ આ સમયે જ રચાયેલ જણાયાં છે. કંગના સાઠ વર્ષની કારકીર્દિમાં ઉદ્યોગ, કલા, સાહિત્ય અને શિક્ષણનો અદ્ભુત વિકાસ થયો. તાંબા પર કોતરકામ, રંગચિત્રણ અને માટીકળા આ કાળમાં ઓર ખીલ્યાં.

હવે સામ્રાજ્યવિકાસ વિષે બે શબ્દો. કંગ–હિ અને એના પૌત્ર ચિએનસંગના સમયમાં સામ્રાજ્ય સેંકડો માઇલ વિસ્તર્યું. પૂર્વમાં મંચુરિયાથી ઠેઠ તુર્કસ્તાન અને મંગોલિયાથી દક્ષિણે ઠેઠ નેપાળ સુધી ચીનની આણ પ્રવર્તી. વળી બ્રહ્મદેશ, અનામ, સિયામ, કોરિયા વગેરે આ સુંગ સામ્રાજ્યના તાબેદાર મુલક હતા. નેપાળ પર ચીનનાં લશ્કરોએ જે વિજય મેળવ્યો તે આ સામ્રાજ્યની કેટલી બધી શક્તિ હતી તે સૂચવે છે. હિમાલય જેવો પર્વત ઓળંગીને ગુરખા જેવી લડાયક કોમ પર ચીની લશ્કરે જે વિજય મેળવ્યો તે અનન્ય ગણાય. આ વેળા રશિયામાં પ્રસિદ્ધ સમ્રાટ પીટર રાજ્ય કરતો હતો અને તે પણ ચીન જોડે રાજદ્વારી સંબંધો બાંધવા આતુર હતો. એણે ચીનના સમ્રાટની હજૂરમાં પોતાનો એલચી મોકલી આપ્યો. મંગોલ લોકોને હઠાવી કાઢીને રશિયાએ મંગોલ પ્રદેશમાં પોતાની આણ પ્રવર્તાવી હતી. અને રશિયન સામ્રાજ્ય તે વેળા મજબૂત હતું. આ રશિયન સામ્રાજ્ય અને ચીની સામ્રાજ્યની હદ સાઇબીરિયામાં ભેગી થતી હતી. આ સંજોગોમાં ચીન અને રશિયા વચ્ચે કરારો થયા અને ચોક્કસ સીમાઓ નક્કી થઈ. વળી વેપારવણજ માટે પણ રીતસર ગોઠવણો થઇ. રશિયા અને ચીનનો આ સંપર્ક કાળે કરીને ઐતિહાસિક નીવડ્યો એ દૃષ્ટિએ જોતાં પીટર સાથેના સુંગ સામ્રાજ્યના કરારો ખૂબ મહત્ત્વની ઘટના છે. આ સંપર્કમાંથી કેટલીય મૈત્રીઓ અને કેટલીય દુશ્મનાવટો ઉદ્ભવી છે તે હવે પછીનો ઇતિહાસ કહેશે.

રોમના સમ્રાટ માર્કસ ઓરેલિયસના વખતથી ચીનને આંગણે પરદેશી એલચીઓનું આગમન થતું આપણે જાણીએ છીએ. ૧૬૬૫-માં હોલેંડ અને રશિયાના એલચીઓ પણ ચીનની સલામે આવ્યા. શાહજહાન બાદશાહે પણ પોતાનો એલચી ચીનના દરબારમાં મોકલી આપ્યો હતો. આ મુજબ ચીનની કીર્તિ સમસ્ત દુનિયા પર, તે

વેળાની શોધાએલી દુનિયા પર ફરી વળી. અત્યારના અંગ્રેજ સામ્રાજ્યવાદીની માફક કોઇક મંચુ સામ્રાજ્યવાદીએ આ વેળા જરૂર ઉદ્દ્ગાર કાઢ્યા હશે, કે જ્યાં કદી સૂરજ આથમતો નથી એવું અમારું આ સામ્રાજ્ય છે. પરંતુ સામ્રાજ્યવાદ જ તેના અંતરંગમાં વિરોધો ઉપજાવે છે, અને ચીની સામ્રાજ્ય આ ઐતિહાસિક નિયમને શરણે હતું. ચીની પ્રજાને આ તાત્કાલિક જ સમજાઈ ગયું. 'સ્વર્ગીય સામ્રાજ્ય' તૂટી ગયું અને ચીન અર્ધગુલામ દેશ બન્યો.

# ભાગ ત્રીજો

## જ્યારે ચીન અર્ધ-ગુલામ બને છે

હિંદુસ્તાન અને ચીન ઉપર થયેલા પાશ્ચાત્ય આક્રમણના જુદા જુદા પ્રકાર છે. ઔદ્યોગિક ક્રાંતિ થયા પછી મોટાં કારખાનાંનો પાકો માલ ઘૂસાડવા પરદેશીઓએ જે કાવાદાવા કર્યા તેમાંથી ચીન મુક્ત રહી શક્યું નહિ. મોગલ સામ્રાજ્યની પડતી પછી હિંદુસ્તાનમાં મધ્યસ્થ સરકાર તૂટી પડી હતી અને દેશ અનેક ટુકડાઓમાં વહેંચાઇ ગયો હતો. આ સંજોગોમાં બ્રિટિશ વેપારી આક્રમણ આવ્યું, પછી બ્રિટિશ વાવટો ધીરે ધીરે દેશપર ફરક્યો અને દેશ પરાધીન થઇ ગયો. ચીનમાં આવું સર્વાંશે ન બન્યું પણ આ પ્રકરણના મથાળે કહ્યું છે તેમ ચીન અર્ધ-ગુલામ બન્યું. ચીનની ગુલામી આર્થિક હતી. હિંદુસ્તાન માફક પરદેશી રાજ્યનો સીધે સીધો અમલ ત્યાં ન થયો પરંતુ ગુલામી ભરી સ્થિતિ તો એટલી જ કરુણાજનક હતી. ચીનમાં હિંદુસ્તાન જેવી પરિસ્થિતિ પ્રવર્તતી નહોતી. ચીનની રાજધાની પેકીંગમાં મધ્યસ્થ તંત્ર કાયમ હતું. આ મધ્યસ્થ તંત્ર અણુતૂટ્યું રહેવાને કારણે ચીન પર પરદેશીઓનો વાવટો ફરક્યો નહિ અને ચીનનો મુલક તો સ્વતંત્ર રહ્યો, જો કે આર્થિક ગુલામી આવી પડી. આ આર્થિક ગુલામી મુલકની પછાત સમાજવ્યવસ્થાને કારણે ઉદ્‌ભવેલી હતી. વળી મધ્યસ્થ તંત્રમાં આંતરિક સડો પેઠેલો હોવાથી તથા સડેલા સામ્રાજ્યવાદના દોષો ચીનના રાજતંત્રને કોરી

રહેલા હોવાથી આ આર્થિક શૃંખલાઓ જકડાઈ. ચીનની પ્રજાએ, ખાસ કરીને પરદેશી કેળવણી પામેલા જુવાન વર્ગે, આ પછાત સમાજવ્યવસ્થાને ફગાવી દેતાં અર્ધગુલામ ચીનમાં પ્રજાતંત્ર સ્થપાયું અને વિકસ્યું. ચીનને કાંઈ એક પોલા નોકરશાહી તંત્રને તોડવાનું નહોતું, કારણ એવું તંત્ર ત્યાં હિંદુસ્તાન માફક રચાયું જ નહોતું. જૂની સમાજવ્યવસ્થા અને અર્થવ્યવસ્થાને સ્થાને નવું તંત્ર, નવું કલેવર જ રચવાનું હતું તે બની શક્યું. એટલે ચીન સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે ઊભું થઇ ગયું અને પશ્ચિમના સ્વતંત્ર દેશોની હરોળમાં આજે ઊભું રહ્યું છે અને 'સંયુકત રાષ્ટ્રો'ની સમાન કોટિએ બેઠેલું છે. ચીન અને હિંદની ગુલામીની કલંકકથા સમાંતરે ચાલે છે પરંતુ તેના પ્રવાહ આમ જુદા જુદા છે.

ચીનની અર્ધગુલામીની કલંકકથા સાથે દુર્ભાગ્યે ખ્રિસ્તી મિશનરીઓનું નામ જોડાયેલું છે. ચીનને કાંઈ ખ્રિસ્તી ધર્મની નફરત નહોતી. ખરું પૂછાવો તો કન્ફ્યુશિયસે ચીનને રૂઢ ધર્મ કરતાં નીતિ અને આચારધર્મ પર ચડાવેલું હતું અને ચીના સંકુચિત અર્થમાં કહીએ તો, ધાર્મિક પ્રાણી નથી. ચ્યાંગ–કૈ–શેક ખ્રિસ્તી છે અને ધર્મ એ માણસનો અંગત વિષય છે એમ ચીને પરાપૂર્વથી માનેલું છે. તો મિશનરીઓ માટે આટલો રોષ, આટલો વિરોધ શા માટે? બીજું પરદેશી વેપારીઓ પ્રત્યે પણ ચીને ઔદાર્ય જ દાખવેલું. ચીન સંપત્તિશાળી હતું. બધે અખૂટ ધનધાન્ય હતાં. વેપારવણજ ખીલેલાં હતાં. બહારનો વેપાર રોકવાનો ચીનને જરા પણ ઈરાદો નહોતો. છતાં આ પરદેશી વેપારીઓ સામે જ તેમને પહેલા મોરચા માંડવા પડયા. પરદેશીઓ માટે દ્વેષ એ પૌર્વાત્ય પ્રજાના સ્વભાવમાં પણ નથી. મંચુ સમ્રાટ કંગ–હી ખાસ કરીને ખ્રિસ્તી મિશનરી અને ખ્રિસ્તી ધર્મ પ્રત્યે પક્ષપાતી હતો. વળી તેણે પરદેશી વેપાર અને પરદેશી બંદરો ખુલ્લાં મૂક્યાં હતાં. છતાં આ જ કંગ–હીના વખતમાં

મિશનરીઓના કાવાદાવા બહાર આવ્યા. કેન્ટનના લશ્કરી અમલદારે ૧૭૧૭માં એક રિપોર્ટ સમ્રાટ સમક્ષ પેશ કર્યો તેમાં યુરોપિયન સરકારો આ વેપારીઓ તથા મિશનરીઓ મારફતે ફિલીપીનમાં તથા જાપાનમાં ઘૂસવા અને ચડાઈ કરવા કેવા કાવાદાવા કરી રહી હતી તે જણાવવામાં આવ્યું, અને આ કાવાદાવાથી બચવા તેમજ ચીની સામ્રાજ્યને રક્ષવા વેપારીઓ તથા મિશનરીઓ ઉપર અંકુશો મૂકવા સૂચવવામાં આવ્યું. આવાં પરદેશી કાવત્રાંઓ તે જમાનામાં પૂર્વના દેશોમાં કેવાં ચાલી રહ્યાં હતાં તેનો તાદૃશ ચિતાર આ રિપોર્ટમાં છે. મંચુ સમ્રાટે તરત જ પરદેશી વેપાર અને મિશનરી પ્રવૃત્તિઓ પર ઘટતા અંકુશ મૂકી દીધા.

પરદેશીઓને આ અંકુશો રુચતા નહોતા. ધરતીની પેલી બાજુએ તો મોટા ઉદ્યોગો વેગબંધ સ્થપાતા હતા અને ઔદ્યોગિક પેદાશોને મોકળો માર્ગ જોઇતો હતો. પરદેશીઓને હિંદુસ્તાનમાં આ માર્ગ મળ્યો હતો. આ વૃકોદરનું પેટ મોટું હતું. એને ચીનનો વેપાર પણ જોઇતો હતો.

જ્યોર્જ ત્રીજાના વખતમાં બ્રિટિશ સરકારે ચીન ખાતે એક એલચી મોકલી આપ્યો. નજરાણું મૂક્યા પછી બ્રિટિશ એલચીએ આ અંકુશો હળવા કરવા વિનંતી કરી, સમ્રાટે જવાબમાં કહ્યું,

" હે રાજવી, અમારી સંસ્કૃતિનો લાભ મળે તે હેતુથી આપે દરિયાપારથી આપના પ્રતિનિધિ અરજી સાથે મોકલી આપ્યા છે, અને આપની શુભનિષ્ઠા સિદ્ધ કરવા આપના દેશની પેદાશોના નમુના પણ મોકલી આપ્યા છે. આપની નમ્રતા અને વિવેક પ્રશંસાપાત્ર તો છે જ. પરંતુ વિશાળ દુનિયા પર હું આધિપત્ય ધરાવું છું તે એટલા માટે જ કે રાજ્યધુરાની ફરજો હું બરાબર બજાવી શકું. મને આવી અજાણી અને કિંમતી વસ્તુઓની પ્રીતિ નથી. આપના દેશોના તૈયાર માલની જરૂર નથી. માટે હે રાજવી, મારી ભાવનાઓ સમજી લેજો. આ કરતાં પણ વધારે વફાદારી અને ભક્તિ

આપ બતાવો અને તે માટે અમારી રાજગાદીને શરણે રહો. આ મુજબ વર્તી આપના દેશ માટે વધુ સુખ અને સંપત્તિ પ્રાપ્ત કરો. આજ્ઞા પાળવા સાવધ રહો. ઉપેક્ષા ન બતાવો."

આટલું મોટું અવતરણ અહીં જાણી જોઈને આપ્યું છે. પશ્ચિમ અને પૂર્વના પરસ્પર મોભાનું અહીં દિગ્દર્શન થાય છે, અને છતાં પૌર્વાત્ય વિવેકનું. વળી કેટલા ઊંચા શિખરેથી ચીની સામ્રાજ્ય પડયું અને કેટલી ભવ્ય સંસ્કૃતિ ધૂળમાં રગદોળાઈ તે જોઈ સખેદ આશ્ચર્ય થાય છે. એવું તે આ સંસ્કૃતિમાં શું હતું કે તેનું આવું ભારે પતન થયું ? આ અને પછીના પ્રકરણમાંથી વાચકને તેનો જવાબ મળી રહેશે.

હજારો વર્ષ પુરાણી પવિત્ર ચીનની સંસ્કૃતિ ધૂળમાં રગદોળાઈ તે કાંઈ અકસ્માત નહોતો. જેમ હિંદુસ્તાનમાં પરદેશીઓ આપણી જ નિર્બળતાઓને લીધે પ્રવેશ કરી શકયા, જેમ હિંદુસ્તાનમાં લાંચ રુશવત અને ભેદ નીતિથી અંગ્રેજોએ હકૂમત જમાવી, જેમ હિંદુસ્તાનની પછાત આર્થિક વ્યવસ્થા આ પ્રવેશ માટે જવાબદાર હતી તેવું જ ચીન વિષે બન્યું. બંને જગ્યાએ ઇસ્ટ ઇંડિયા કંપની જેને એક ઇતિહાસ-કારે ચાંચિયાની ટોળી કહેલી છે તેના કાળા કરતૂકોથી આ કથા ભરેલી છે એ કાંઈ આશ્ચર્યની વાત નથી. પરંતુ આ શરમની કથા સાથે હિંદનું નામ જોડાયેલું છે તે ખેદની બિના છે. મધ્ય હિંદુસ્તાનનો ફળદ્રુપ મુલક આજે જયાં ઘઉંનો સુંદર પાક થાય છે ત્યાં પોપીની ખેતી થતી અને આ પોપીમાંથી બનાવેલા અફીણનું ઝેર ચીનાઓને પીવડાવવામાં આવતું. 'ઝેર' અમે જાણી જોઈને કહીએ છીએ કારણકે આ કાંઈ સાદું અફીણ નહોતું પણ તંબાકુનું મિશ્રણ કરી હુક્કાથી આ અફીણ પીવાતું હતું.

૧૮૦૦ની સાલમાં ચીનની સરકારે એક વટહુકમ કાઢી અફીણ સામે પ્રતિબંધ મૂકયો. કોન્ફ્યુશિયસના ચીની પૂજારીઓએ કોન્ફ્યુશિયસના કુટુંબ ધર્મને વિકૃત કરી મૂકયો હતો પરિણામે પોતાના કુટુંબોનાં પેટ ભરવા તેઓ લાંચરુશવતના ભોગ બન્યા. અંગ્રેજ વેપારીઓ જેમણે ચીની

ભાષા શીખી લઈ આ લાંચરુશ્વતિયા લોકોને પોતાની કુટિલનીતિનો ભોગ બનાવ્યા તેમના ઉપર પણ સખ્ત અંકુશો મૂકવામાં આવ્યા અને પરદેશીઓને ચીની ભાષા શીખવવી ગુનો ઠરાવવામાં આવ્યો. પરંતુ એમ કાંઈ સ્થિતિ સુધરે એમ નહોતી. ૧૮૩૪ ની સાલમાં ઈસ્ટ ઈંડિયા કંપનીએ ચીનના વેપારની એકહથ્થુ માલિકી છોડી. હવે તો સઘળા અંગ્રેજ વેપારીઓ અફીણની દાણચોરી કરવા લાગ્યા. ચીની સરકારે સખ્ત પગલાં લેવા માંડ્યા અને લિન-ત્સે-સી નામે એક ખાસ અધિકારી નીમ્યો. એણે કેન્ટનમાં સખ્ત લાઇનદોરી નાખી અને અફીણની વીસ હજાર પેટીઓ કબજે કરી સળગાવી મૂકી.

બસ થઈ રહ્યું. બ્રિટિશ સરકારે એક મોટું નાકાસૈન્ય મોકલી આપ્યું અને કેન્ટન ઘેરી લીધું. ચીનના ઇતિહાસમાં આજ સુધી ઉત્તરથી જમીન વાટે હલ્લા આવ્યા હતા. દરિયામાર્ગે આ હલ્લો થયો, આ ચીની લોકોની કલા અને સંસ્કારો આ પાશ્ચાત્ય ઢબના લશ્કરી ગનબોટના મારા સામે શું કામમાં આવે ? બિચારા ચીનને પ્રણિપાત કરવા પડ્યા ! સંસ્કૃતિના બળ સામે જંગલી બળનો આ વિજય હતો. ચીનને ૧૮૪૨ની નાનકીંગની સંધિ મુજબ કેન્ટન, શાંગહાઈ, એમોય, નિંગપો અને ફુશો આ બંદરો પરદેશી વેપાર માટે ખુલ્લાં રાખવાં પડ્યાં. પેલી અફીણની પેટીઓની ભરપાઈ તથા યુદ્ધના ખરચ પેટે હોંગકોંગ બ્રિટિશ માલિકીનું થયું.

એશિયા સામે યુરોપી પ્રજાઓનો આ પહેલો વિજય હતો. હિંદમાં જ નહિ, એકલા ચીનમાં જ નહિ પણ જાપાનમાં પણ પાશ્ચાત્ય લોકોએ સફળ ધા કર્યો. સામાન્ય રીતે અને ઉપલકિયા દૃષ્ટિએ આ માત્ર એકલા પશુબળની જીત દેખાય છે પરંતુ તેમ નથી. યુરોપના નવા વિજ્ઞાન, શોધખોળ અને ઉદ્યોગવાદ સામે એશિયા ટકી શકે એમ નહોતું. યુરોપની નૂતન અર્થવ્યવસ્થા આગળ, યુરોપના નવા પ્રવાહ આગળ એશિયા ધારો કે થોડો વખત લશ્કરી-

બળથી જીવી શક્યું હોત તો પણ તેનો પરાજય નિર્મેલો જ હતો. હિંદની શું, ચીનની શું, સમસ્ત એશિયાની અર્થવ્યવસ્થા અને સમાજવ્યવસ્થા ઐતિહાસિક દૃષ્ટિએ પછાત હતી, સડેલી પણ હતી. યુરોપના વિજ્ઞાનને અપનાવ્યા વગર એશિયાને છૂટકો નહોતો. જાપાને પાશ્ચાત્ય વિદ્યાને અપનાવી લીધી અને આ આક્રમણમાંથી પહેલવહેલું બચ્યું. હિંદુસ્તાન તેમજ ચીને તેમ કર્યું નહિ, અને અલબત્ત તેઓ ગુલામ બન્યા. એ ખરું છે કે પાશ્ચાત્ય વિજ્ઞાન પ્રત્યે તેમણે સાશંક નજરે જોયું તેથી પછીથી કેટલોક અમૂલો લાભ મળ્યો અને સામ્રાજ્યવાદના અનર્થોમાંથી આપણી બન્ને પ્રજાઓ બચી ગઈ છે. પરંતુ તે જુદો સવાલ છે. આપણે અહીં તો આ કાળમાં ચીનનું પતન કેમ થયું તેનું જ પૃથક્કરણ કરતાં આટલું વિચારી લીધું.

ચીનના આ પહેલા જ પરાજય વખતે પાશ્ચાત્ય લોકોએ ચીનની ભૂમિ પર કેટલીક ખાસ સત્તાઓ અને અધિકારો પ્રાપ્ત કર્યા. પોતાની જ કોર્ટો, પોતાની જ પોલીસ, પોતાના જ જકાત ઉઘરાવનારા, પોતાના અમલદારોની ખાસ હકૂમત હેઠળ જ આ પરદેશીઓ રહે એવું ચીને કબૂલ્યું. આ અધિકારો એટલે ચીનની સ્વતંત્રતા પર મોટો કાપ એટલું જ નહિ પણ આ અધિકારોએ અનેક અનર્થો ઊભા કર્યા.

ચીનની સર્વોપરી સત્તા ઉપર આ હરીફ સર્વોપરી સત્તા હતી. આ રાષ્ટ્રીય અપમાન ચીનને ગળી જવું પડ્યું, પરદેશી વેપાર સ્વીકારવો પડ્યો, અફીણની પેટીઓ ઉતારવી પડી. શો અપરાધ અને શી શિક્ષા! અડધી સદી ઉપર આ મંચુ સમ્રાટના એક સ્વાભિમાની પૂર્વજે જ્યોર્જ ત્રીજાને જે પત્ર લખ્યો હતો તે યાદ કરો. હાય, ચીન!

અને મિશનરીઓ? આ કોઈ ખ્રિસ્તી ધર્મના પ્રચારકો નહોતા;

સામ્રાજ્યવાદના એજંટો હતા, અને હવે તો તેમને કોર્ટો અને પોલીસની સહાય મળી હતી. આ મિશનરીઓ સામે એટલો પ્રકોપ થયો કે ગ્રામજનતાએ કોઈ કોઈ જગ્યાએ તેમનાં ખૂન કર્યાં. આ ખૂનથી પણ સામ્રાજ્યવાદીઓને ફાયદો થયો ! નવી ભૂમિ ગળવા માટે આ ઠીક બહાનું હતું. એક અંગ્રેજ લેખકના શબ્દોમાં કહીએ તો "પહેલો મિશનરી, બીજી ગનબોટ, અને પછી જમીન ઓહ્યાં કરવી—ચીનનું માનસ આ ઘટનાઓનો ક્રમ સમજી ગયું છે."

અંગ્રેજની પાછળ ફ્રેંચ લોકો, વળી રશિયનો અને અમેરિકનો બધા ચીન પર ગીધની માફક તૂટી પડ્યા. ફ્રાન્સના એક મિશનરીનું ખૂન થયું અને તેમને લાગ મળ્યો. ૧૮૫૬ માં કેન્ટનના ચીની વાઇસરોયે એક બ્રિટિશ વાવટાવાળા વહાણના ખલાસીઓને ચાંચિયા-વેડા માટે પકડ્યા. આ વાવટો ચીની વહાણ પર હતો અને આ ચાંચિયા પણ ચીની હતા. પણ અંગ્રેજોને તો બહાનું જ જોઈતું હતું ને ? હિંદુસ્તાનના ૧૮૫૭ના બળવામાંથી નવરા પડી ચીન પર અંગ્રેજોએ લશ્કરી બળ જમાવ્યું. ચીને આખરે લડાઈ બંધ કરવા ધોળો વાવટો ફરકાવ્યો. પણ છેવટની સંધિ કરવાની બાબતમાં કાંઈક વાંકું કાઢીને આ મદમસ્ત યુરોપિયન સત્તાઓએ પેકીંગ શહેર પર કૂચ કરી. અંગ્રેજ અને ફ્રેંચ લશ્કરે શહેરમાં લૂંટ ચલાવી. શહેન-શાહનાં ગ્રીષ્મ મહેલ જે એક સ્થાપત્યનો વિસ્મયજનક નમુનો હતો તેને તેમજ ચીનના કલા અને સાહિત્યના અપ્રતિમ ગ્રંથો, પુરાણા તાંબા પિત્તળના અને માટીના અનન્ય કલામય નમુનાઓ વગેરેની હોળી કરી. ચીનની સંસ્કારી પ્રજાના અંતર પર આ કારી ઘા હતો. નવાઈ નથી કે ફ્રેંચ અને અંગ્રેજોને તેમણે જંગલી અનાર્યો માન્યા.

જાપાનના જંગલીપણાની વાતો હમણાં હમણાં ચાલે છે. આ સામ્રાજ્યવાદીઓને એમના પૂર્વજો ગણવા જોઈએને ?

આંતરિક કલહને લીધે ચીનની થયેલી અવદશા અને રાષ્ટ્રીય છિન્નભિન્નતા એ ચીનના પુરાણા તેમજ અર્વાચીન ઇતિહાસની દુઃખદ પણ જાણીતી ઘટના છે. પરંતુ પાશ્ચાત્ય સામ્રાજ્યવાદીઓ ઓગણી-સમી સદીમાં જ્યારે ચીનને ગુલામીની શૃંખલામાં જકડવા તલપાપડ થઇ રહ્યા તે અરસામાં એક ભયંકર બળવો ફાટી નીકળેલો તે હકીકત એટલી જાણીતી નથી. વાચકને નવાઇ લાગશે કે આ બળ-વામાં ૧૯૧૪–૧૯૧૮ ના મહાયુદ્ધમાં જેટલો સંહાર થયો તેના કરતાં પણ અધિક માનવીનો સંહાર થયો હતો. આ બળવો તેપીંગ બળવા તરીકે ઓળખાય છે અને તેના વિષે હવે પછી પણ કાંઇક કહીશું. એમ કહેવાય છે કે આ બંડનો અગ્નિ લગાડવામાં એક મિશનરીનો હાથ હતો. આ બળવો ૧૮૫૦ માં એક અડધા ગાંડા તાજેતરમાં ખ્રિસ્તી થયેલા ચીના નામે હુંગે પેટાવ્યો, અને તેમાં અડધું ચીન ખેદાનમેદાન થઇ ગયું.

ચીનના રાજકર્તાઓ માનતા હતા કે મિશનરી લોકોએ આ બંડ જગાવ્યું છે, અને તેથી તેમના તરફ તેમનો રોષ અત્યંત વધ્યો પરંતુ એમ કાંઇ હતું નહિ.

આ બળવાખોરોનો યુદ્ધમંત્ર 'મૂર્તિપૂજકોને મારો' હતો, અને તેમને થોડી સફળતા મળી. શરૂઆતમાં મિશનરી લોકોએ તેમનો જરા પક્ષ પણ કર્યો હતો પરંતુ તેમને વધારે પડતા જવા-બદાર ગણવામાં ચોખ્ખો અન્યાય જ હતો.

આ બળવાને લીધે જે અસ્તવ્યસ્તતા થઇ તેનો લાભ લઈ પરદેશીઓએ ચીનનાં મહત્વનાં કેન્દ્રો કબજે કરી લીધાં.

ચીનના રાજતંત્રની નબળી ઘડીએ, દેશમાં પ્રવર્તી રહેલી અરા-જકતાની આ કપરી ઘડીએ જ પેકીંગનો આત્મા હણાયો.

ચીન પર સંકટનું વાદળ ફરી વળ્યું હતું. જો કે ૧૮૬૦ માં

એક બાહોશ ચીની સેનાપતિએ 'તેપીંગ બંડ' શમાવી દીધું, ચીનની હકૂમત હેઠળ આવેલા તુર્કસ્તાનમાં ફાટી નીકળેલો એક બળવો શમાવ્યો. દૂરના ખંડિયા દેશ અનામમાં ફ્રાંસને શિકસ્ત આપી અને રશિયા સાથે સંતોષકારક સમાધાન કર્યું અને એકવાર વળી ચીને જોર બતાવ્યું છતાં ચીનની અવગતિ રોકી શકાઈ નહિ. ચીન પર્વત–શિખરેથી ગબડયું તે ગબડયું.

અત્યાર સુધી ચીન પ્રત્યે પશ્ચિમના પરદેશીઓની બદદાનત હતી, પરંતુ પૂર્વના જાપાનને હવે મોહ લાગ્યો. તેણે પણ ચીન માતાપર કુદૃષ્ટિ કરી. અને કેમ ન કરે? જાપાનને હવે સામ્રાજ્યવાદનો શરાબ ચઢવા જ માંડયો હતો. પશ્ચિમના 'સુધારા'ને તેણે અપનાવ્યો હતો. પશ્ચિમ પાસેથી બંદુકડીનો ઉપયોગ તે શીખ્યું હતું.

અલબત્ત, ઉદ્યોગવાદ ચીન તેમજ જાપાનને શ્રેયજનક થઈ પડત. ચીન પોતાની જૂની સંસ્કૃતિને નવા વિજ્ઞાનના બળથી વધુ બળવાન અને જીવંત બનાવી શકત, પરંતુ તેમ તેણે ન કર્યું. હિંદુસ્તાનની માફક જગતની આગેકૂચમાં તે પાછળ રહી ગયું અને આપણા બન્ને રાષ્ટ્રોને ખૂબ જ સોસવું પડયું. ચીન અને હિંદ જેવા વિશાળ ખંડો એકદમ જાગૃત થઈ શકતા નથી, પરંતુ જ્યારે આવા મહાન રાષ્ટ્રોનો વિરાટ જાગે છે ત્યારે સદીઓની ગુલામીની બેડીઓ ફેંકી દઈ શકે છે. એટલે આપણે હવે કાંઈ પસ્તાવાનું નથી. ઉલટું આ ગેરલાભ થવા છતાં છેવટે શ્રેયનો રસ્તો આપણને જડયો છે.

અંધકારની કાળી રાત્રિ પછી પ્રકાશ મળતાં આપણે પાશ્ચાત્ય વિજ્ઞાન અને કળા, ઉદ્યોગવાદ અને પ્રગતિનાં અપલક્ષણો સમજી લઈ માર્ગ કાઢયો છે. જાપાન વિષે એમ બન્યું નથી. જાપાન સામ્રાજ્ય-વાદને રસ્તે ગયું અને પોતાના પાડોશી રાજ્યના ભાગલા પડતા અટકાવવાને બદલે જમીનના ટુકડાઓ મેળવવા કૂદી પડયું.

ચીન ફ્રાન્સ જોડે ઝઘડામાં પડયું હતું તેનો લાભ લઇ બ્હાનું કાઢી જાપાને કોરિયા ઝડપી લેવા તક શોધી, પહેલાં તો કોરિયા પર બન્નેની હકૂમતવાળી સંરક્ષિત સરકાર સ્થાપી પણ એમ કાંઇ ઓછું પતે? ૧૮૯૪–૯૫માં ચીન–જાપાન યુદ્ધ થયું. જાપાન પાસે અદ્યતન સૈન્ય હતું. ચીનનું જરી પુરાણું લશ્કર હારી ગયું. પરિણામ: કોરિઆ ફોર્મોસા અને બીજા બેટો પર હકૂમત. લીઓટંગનો દ્વીપકલ્પ અને પોર્ટ આર્થર પણ તેણે મેળવ્યાં. પરંતુ રશિયા, જર્મની અને ફ્રાન્સ આ કેમ સાંખે? સામ્રાજ્યવાદીઓને નવો હરીફ જાગતો દેખાયો. છેવટે પોર્ટ આર્થર મૂકી દેવું પડયું. જાપાન આ અપમાન ભૂલ્યું નહિ. છેવટે ૧૯૦૪–૫ માં રશિયાને હરાવીને તેણે યોગ્ય બદલો પણ લીધો.

પાશ્ચાત્ય તેમજ પૌર્વાત્ય સામ્રાજ્યવાદીઓ આ બંદરોના ભૂખ્યા હતા. રશિયાને છેવટે પોર્ટ આર્થર મળતાં જર્મનીએ કિઆઉચાઉ, બ્રિટને વઇ–હઇ–વઇ, ફ્રાન્સે કવાંગચાઉ લઇ લીધાં. આમાં કિઆઉચાઉ તો જર્મનીને બે મિશનરીઓના ખૂનના બદલામાં મળ્યું હતું! વળી ચીન–જાપાન યુદ્ધના અંતે જાપાને ચીનપર જે દંડ નાખ્યો તેની ભારે રકમ ભરવા ફ્રાન્સ અને રશિયાએ ભેગા મળી લોન ઊભી કરી તેના બદલામાં અતિ મહત્ત્વની 'સગવડો' રશિયાને મળી. ફ્રાન્સના મૂડીદારોના પીઠબળથી આ લોન ઊભી કરવામાં આવી હતી. વળી મન્ચુરિયામાં રેલ્વેઓ બાંધવા પરવાનગી મળી અને રશિયા ને ચીનની સંયુક્ત માલિકીની બેંક ઊભી કરવામાં આવી. આમ ચીનની હરરાજી ચાલી. બંદરોમાં પ્રવેશ મળવાથી યાંગ્ઝે નદી દ્વારા ચીનના મધ્ય ભાગ સુધી પરદેશીઓ ઘૂસી ગયા. આમ બધી લૂંટાલૂંટ છડે ચોક થઇ! સામ્રાજ્યવાદીઓએ લાજ શરમ મૂકી હતી!

આ મિશનરીઓના કામમાં અને સામ્રાજ્યવાદીઓની લૂંટને લીધે ચીની પ્રજા સમસમી રહી હતી. પરદેશી રીતરિવાજો ચીનની

સંસ્કારી પ્રજાને અકારા થઈ પડયા હતા. શાંટુંગમાં જર્મનોએ પગદંડો જમાવ્યો હતો. ચુસ્ત ચીનાઓને પોતાનું અચલાયતન તૂટી પડતું દેખ્યું ખમાતું નહોતું. આ બધાં બળો એકત્ર થયાં અને ચીનમાં રાષ્ટ્રીય હિલચાલ શરૂ થઈ. ૧૮૫૭ ના બળવા જેવો આ બળવો હતો. આ બળવાની ધુરા પ્રગતિવાદીઓના હાથમાં નહોતી. પણ ચુસ્ત મતવાદીઓના હાથમાં હતી. આ બળવાની પાછળ આમપ્રજાનો સાદ તો હતો પરંતુ રાજાશાહીનો મુખ્ય ટેકો હતો. તે વેળા ચીનમાં એક પ્રભાવશાળી મહારાણીનો અમલ હતો. એણે છૂપી રીતે આ બળવાને મદદ કરી. ચીનના રક્ષણ માટે લોકસેનાઓ ઊભી કરી. આ સેનાઓને આઈ-હો-તુઆન કહેતા. આઈ. હો-તુઆન એટલે Bands of Righteous Harmony. પશ્ચિમના લોકોએ આ રૂપાળા નામને વિકૃત કર્યું છે અને આ લોકોને તેમણે બોકસર તરીકે નવાજ્યા. પુરાણા ચીનના નવવિધાન સામે દેશનું રક્ષણ કરવાનો આ લોકોની હિલચાલે છેલ્લો પ્રયાસ કર્યો, જેમ ૧૮૫૭ માં પુરાણા હિંદે કર્યો. પરંતુ બન્ને જગ્યાએ ભયંકર નિષ્ફળતા મળી. બન્નેના પરિણામે ગુલામીની બેડીઓ વધુ જકડાઇ, અલબત્ત છેવટે તૂટવા માટે.

આ 'બોકસરો' ના નેતા ચુ-ટુંગ-ચેને એક ઢંઢેરામાં કહ્યું છે,

"વેપાર અને ખ્રિસ્તી ધર્મના પ્રચારના બ્હાના હેઠળ પરદેશીઓ ચીનની ભૂમિ અને જનતાનાં ખોરાક, લુગડાંલત્તાં લૂંટી રહ્યા છે. તેઓ આપણા સદ્-ગુરુઓના ઉપદેશને વિકૃત કરી બતાવે છે. એટલું જ નહિ પણ પ્રજાને અફીણનું ઝેર પીવડાવી અને વ્યભિચારી બનાવી પતિત કરે છે. તાઓ ક્વાગના લખતથી તેમણે આપણો પ્રદેશ છીનવી લીધો છે, અને ધન હરી લીધું છે, આપણાં બાળકો ભરખી લીધાં છે, અને ડુંગર જેટલું દેવું થયું છે, આપણા મહેલો બાળી મૂકયા છે અને તડબુચ માફક ચીનના ટુકડા કર્યા છે."

આ હિલચાલને લીધે ઠેરઠેર વિગ્રહો થયા. એક અંગ્રેજ મિશ-નરીનું ખૂન થયું. પરદેશી સરકારોએ બળવાખોરોને શિક્ષા કરવા માગણી

કરી. ચીનની સરકારે કેટલાક બળવાખોરોને ફાંસીએ તો ચડાવ્યા પણ હિલચાલ કેમ દબાય? બળવો ફેલાતો હતો. પરદેશી પ્રધાનોએ યુદ્ધનૌકાઓ પરથી લશ્કરો બોલાવ્યાં. આ નવી ચડાઇ હતી અને વધુ સંઘર્ષ થયો. જર્મન પ્રધાનનું ખૂન થયું. પેકીંગની પરદેશી વસાહતને ઘેરી લેવામાં આવી.

આ દેશભક્તો પ્રત્યે સમસ્ત ચીનની સહાનુભૂતિ હતી, અને આ સશસ્ત્ર બળવો દેશવ્યાપી થયો. પરંતુ કેટલાક પ્રાંતોના સુબાઓ 'નિષ્પક્ષ' રહ્યા. જર્મનીના કૈસરે પોતાના લશ્કરને હુકમ પાઠવી કોઈપણ ભોગે બળવાને નિર્દયતાથી દાબી દેવા ફરમાવ્યું. પેકીંગમાં પરદેશીઓ ઘેરાએલા હતા તેમને મદદ કરવા જર્મન સેનાપતિની સરદારી હેઠળ આંતરરાષ્ટ્રીય લશ્કર ઊપડયું. પરિણામ જણાવવાની જરૂર નથી. પેકીંગ સળગાવી મૂકવામાં આવ્યું. પેકીંગમાં જે લૂંટ થઇ તેવું જંગલીપણું જગતના ઇતિહાસને પાને નોંધાયું નથી. એક અંગ્રેજ યુદ્ધ સમાલોચકના શબ્દોમાં કહીએ તો "પશ્ચિમની સંસ્કૃતિએ ઢાંકપિછોડો છોડીને નર્યું જંગલીપણું દાખવ્યું. યુદ્ધો વિષે ખરું સત્ય લખાતું નથી અને આ યુદ્ધની સાચી ઘટના નહિ લખાય." આ લૂંટમાં મિશનરીઓએ પણ ભાગ લીધો અને પેગંબર ઇસુનું નામ લજાવ્યું.

કેટલાક પરદેશીઓ બોકસર હિલચાલને ધાડપાડુઓની હિલચાલ કહે છે. પણ ચીનમાં તે વેળા વસતો એક અંગ્રેજ અમલદાર કહે છે કે "આ હિલચાલના મૂળમાં દેશભક્તિની ભાવના હતી, અને હિલચાલ સકારણ અને વ્યાજબી હતી. એના હેતુઓ વિષે વાંધો લઈ શકાય એમ નથી."

પરંતુ સામ્રાજ્યવાદીઓ આવા ન્યાય અન્યાયના ચૂંથણામાં પડતા નથી. તેમને તો જર અને જમીનની ભૂખ હોય છે.

પેકીંગના પતનને અંતે પેકીંગનું કરારનામું અમલમાં આવ્યું. ચીનને ઝેરનો પ્યાલો પીવો પડ્યો.

વસ્તુતઃ પેકીંગ પરદેશીઓના હસ્તક ગયું. શહેર ફરતા કિલ્લાઓ જમીનદોસ્ત કરવા પડ્યા. બળવાખોરોને દેહાંતદંડની શિક્ષા કરવી પડી. ચીનને માથે ભયંકર દંડ નાખવામાં આવ્યો જેને લીધે તેને કાયમની અધીનતા કબૂલવી પડી. કાયમની કેમ નહિ ? તે વેળા તો તે કાયમની જ હતી ને ? આ બોક્સર દંડમાંથી ચીનમાં કેટલાંક મહાવિદ્યાલયો ચાલે છે તે આનું પરોક્ષ પરિણામ હતું તે અહીં નોંધી લઈએ.

હિંદુસ્તાનની ગુલામી અને ચીનની ગુલામીનો પ્રકાર જુદો છે. બ્રિટિશ લોકોના સીધા આધિપત્ય હેઠળ હિંદુસ્તાન આવ્યું, પરંતુ ચીન પરદેશીઓના સીધા અમલ હેઠળ ન આવ્યું. આના અનેક કારણો હતાં. ઉપર તેનો ઉલ્લેખ કરેલો છે. અહીં ઉમેરવું જોઈએ કે સામ્રાજ્યવાદીઓની અંદર અંદરની હરીફાઈઓ અને અંટસને લીધે આ પરિણામ આવ્યું. ચીનની ભૂમિપર પરદેશીઓની સત્તા અને લાગવગ બેઠી. ચીનની કેટલીક ભૂમિ હરરાજ પણ થઈ. વળી કેટલીક આવક ગીરો મૂકાઈ. આ સામ્રાજ્યવાદી આર્થિક આધિપત્ય હતું, અને ચીનની ગુલામી સૂક્ષ્મ હતી. હિંદુસ્તાનમાં તો રાજકીય આધિપત્ય થયું અને એને લીધે આર્થિક શોષણ પડછાયા માફક આવ્યું જ. મધ્યસ્થ સત્તા જો સાબૂત ન હોત તો હિંદ જેવી ચીનની દશા થઈ જાત.

ચીનના બંદરો પરની હકૂમત એક અજબ જાતની વ્યવસ્થા હતી. આ બંદરો મારફતે ચીન સમસ્તમાં દંડો જમાવી શકાતો. આ બંદરો મારફતે આર્થિક શોષણ થતું, આ બંદરો જ અફીણની દાણચોરીનાં મથકો હતાં. વાચકને યાદ આપીએ કે, ચીનની સિંધુથી

પણ મોટી નદી યાંગ્ત્ઝે દ્વારા ચીનના ફળદ્રુપ પ્રદેશમાં ફરી વળી શકાય છે. આ ઉપરાંત ચીનનાં દરેક કેન્દ્રમાં જેને આંતરરાષ્ટ્રીય વસાહતનું રૂપાળું નામ આપવામાં આવે છે તેવી વસ્તી છે જે ચીનની સ્વાધીનતા પર મોટો કાપ છે, દેશદ્રોહીઓનાં મથક છે. ચીનના વાવટા હેઠળ નહિ પણ પોતાના વાવટા હેઠળ રહેતા પરદેશીઓની વસાહતોનું તો પૂછવું જ શું ?

આ બંદરો અને વસાહતોની હસ્તી એટલે ચીનની પરાધીનતા. આ બંદરો અને વસાહતો એ ચીનને ચૂસી ખાવાનાં મથકો. આ બંદરો અને વસાહતો કાંઈ ચીનની સીમાએ દરિયા કિનારા પર જ હતાં એમ નહિ પરંતુ હેંકો જેવા શહેરો તો ચીનના મધ્યભાગમાં હતાં. તીન્સ્ટીન અને શાંગહાઇની વસાહતો ચીની વાવટા નીચે નહિ પણ પોતપોતાના દેશના વાવટા નીચે હતી. આ સંજોગોમાં ચીનની ગુલામીનું પૂછવું જ શું ?

શોષણના અનેક માર્ગોનો ઉલ્લેખ આગળ કરેલો છે અને હવે પછી કરીશું. અહીં એટલું ઉમેરી લઇએ કે ચીની જકાત ખાતું ૧૮૫૪માં શાંગહાઈમાં નિમાયું તે નામનું જ ચીની હતું, આ ખાતું અંગ્રેજોના આધિપત્ય હેઠળ હતું. દંડ ભરવા અને બીજાં કાર્યો માટે અનેક લોનો ચીને ઊભી કરી તે લોનો પેટે ચીનની જકાતી આવક ગીરો મૂકાઈ હતી તે માટે આ 'ચીની' જકાત ખાતું સ્થાપવામાં આવ્યું હતું.

૧૮૮૯ના અરસામાં એક બીજો નિર્દોષ લાગતો સિદ્ધાંત પરદેશીઓએ ચીન વિષે લાગુ પાડ્યો. ખુલ્લા વેપારની નીતિનું આકર્ષક નામ તેને આપવામાં આવ્યું છે. આ સિદ્ધાંતનો પ્રણેતા એક અમેરિકન જહૉન હે હતો. ખરેખર, આ તો નિર્ભેળ અમેરિકન સિદ્ધાંત છે ! અણવિકસેલ પ્રદેશોમાં સર્વ રાષ્ટ્રોને વેપાર માટે ખુલ્લી તક

આપવી તે આ સિદ્ધાંતનો મૂળ ઉદ્દેશ. ચીન એક અણુવિકસેલો દેશ હતો. આવા ચીનમાં કોઇ રાષ્ટ્રને વેપારની અટકાયત ન થવી જોઈએ. બ્રિટિશ લોકોને બીજું જોઈતું જ શું હતું? આવી 'સમાન' હરીફાઈની સ્થિતિમાં બ્રિટિશ લોકો વેપારમાં હંમેશ જીતે જ.

હિંદુસ્તાનમાં બ્રિટિશ લોકોએ આધિપત્ય મેળવ્યું જ હતું અને હિંદમાં તો તેમની એકહથ્થુ સત્તા સ્થપાઇ હતી. ચીનમાં તો ચીનની રીતે જ આર્થિક શોષણ થાય ને? બીજાં રાષ્ટ્રો હરીફ હતાં તો વળી આ નવી રીત. આ ખુલ્લા વેપારનું દ્વાર જાપાને ધડાક દઈને બંધ કરી દીધું છે તે આ નાટકનો છેલ્લો અંક છે.

ખરેખર, ચીન ખુલ્લું બજાર થઇ પડયું. ચીનના પ્રજા–શરીરનો જ ખુલ્લો વેપાર ખરેખર હવે થઇ રહ્યો. દેશની ભૂમિ પરદેશની બની, દેશની આવક પરદેશોને સોંપાઈ, દેશનું સ્વમાન પરદેશીઓને હાથ ગયું.

આના પ્રત્યાઘાતો શા થયા તે હવે પછીના પ્રકરણનો વિષય છે.



# રાષ્ટ્રીય ક્રાંતિ: ભાગ ત્રીજો

## ૧ રાષ્ટ્રીય ક્રાંતિ

૧૮૫૭ જેવો બોકસર બળવો શમ્યો હતો. તેપીંગ બળવો પણ શમ્યો હતો. પેકીંગમાં મંચુ સમ્રાટ રહ્યા સહ્યા સ્વર્ગીય 'સામ્રાજ્ય' પર રાજ્ય કરી રહ્યો હતો. સર્વત્ર શાંતિ સ્થપાઈ હતી.

વાચકને પેલા સમ્રાટ ચિએન લુંગનું નામ યાદ હશે. આ સમ્રાટે જ્યોર્જ ત્રીજાને પેલો વિનયી પણ સ્વાભિમાન દાખવતો કાગળ લખેલો તે પણ યાદ હશે. આ પછી લગભગ પચાસ વર્ષમાં જ ચીન અપમાનિત થવા માંડ્યું તે પણ યાદ હશે.

કોઇપણ પ્રજા આવાં અપમાન સદાય સહન નથી કરતી અને હિંદ અને ચીન જેવી પુરાણી પ્રજા, સુસંસ્કૃત પ્રજા જંગલી લોકોનાં આવાં અપમાન કેમ સહન કરે? હા, એક સડેલી સરકારને તો આવાં અપમાન ગળી જવાં પડે, અને મંચુની સડેલી સરકાર આ અપમાન ગળી જ ગઈ. આગળ વધીને તેણે સામ્રાજ્યવાદીઓ જોડે સાટું પણ કર્યું.

મંચુ સમ્રાટોએ સામ્રાજ્ય સ્થાપ્યું તે વેળા આ સામ્રાજ્યના પાયા કેવા હતા? મંચુઓએ અનામ, સિયામ અને બ્રહ્મદેશ પર સત્તા જમાવી, ચડાઈઓ ઉપર ચડાઈઓ કરી. મુસોલિનીએ જેમ એબિસીનીયા પર

ચડાઈ કરી અને પોતાની કીર્તિ માટે ગરીબને ચૂસી પોતાનો સામ્રાજ્ય-મદ સંતોષ્યો તેવું જ અહીં પણ બન્યું હતું. પ્રજા તો કરવેરાથી દબાઈ ગઈ હતી. પ્રજાની કેડ પર આ તાગડધિન્ના હતા. ઈટાલી એક વેળા ગુપ્ત મંડળીઓ માટે જાણીતું હતું તેવું જ ચીન વિષે બન્યું. સામ્રાજ્યનો સૂરજ તપતો હતો પરંતુ તે જ વેળા આ ગુપ્તમંડળો ઠેરઠેર સ્થપાયાં.

ગરીબોની આર્થિક સ્થિતિમાં પલટો લાવવા અનેક ગુપ્તમંડળો અસ્તિત્વમાં આવ્યાં. એમનાં નામ સૂચક છેઃ 'ધવલકમળ મંડળ' 'દૈવી ન્યાય મંડળ,' 'સ્વર્ગ અને પૃથ્વી મંડળ.' પૃથ્વી પર સ્વર્ગ ઉતારવા, ન્યાયનું રાજ્ય સ્થાપવા અને અંધકારની જગ્યાએ ધવલ જ્યોતિ પ્રકાશે તે માટે આ ગુપ્ત મંડળો રચાયાં.

ગયા પ્રકરણમાં તેપીંગ બળવા વિષે ઉલ્લેખ કર્યો હતો. આ બળવાનું ખરું સ્વરૂપ તે વેળા સમજાયું નહોતું. પરંતુ આ બંડ તો ગરીબો, અકિંચનોનું રાજ્ય સ્થાપવા માટે હતું. આ ગરીબો, આ કિસાનો કહેતા, 'ચીન અમારું છે, ચીન અમારો દેશ છે.' આ ગામડિયાઓ કહેતા, 'આ ચીન તમારો જાગીરદારોનો દેશ નથી, આ ચીન તમારો સમ્રાટોનો દેશ નથી. આ ચીન આમજનતાનો દેશ છે. આ દેશ પરદેશીઓનો નહિ પણ વતનની વસ્તીનો છે.' અને એ યાદ રાખવું જોઈએ કે મંચુઓ પરદેશીઓ તો હતા જ અને વળી તે આ 'મલેચ્છો' સાથે એક નાવમાં બેસી ગયા હતા. તેપીંગ બળવાના આ લક્ષણો ધ્યાનમાં રાખવાં જોઈએ. એક ભયંકર આંતર્યુદ્ધ જેમાં લાખો માણસોનો ઘાણ નીકળી ગયો તે કાંઈ મુઠીભર માણસોનું ગાંડપણ નહોતું, (અલબત્ત એક ગાંડા માણસે આ આગ લગાડી હતી) પણ આમજનતામાંથી ઊઠેલો અસંતોષનો આ અગ્નિ હતો. આ બળવો એક લશ્કરીએ શમાવ્યો તો ખરો પણ આ અગ્નિ ભારેલો પડી રહ્યો.

વીસમી સદીની પરોઢે ચીનમાં આ પરિસ્થિતિ પ્રવર્તતી હતી. ચીનનો આમવર્ગ આવી આર્થિક પરાધીનતામાં પડેલો હતો. એની મૂક વાણી કોણ સાંભળશે તેમ તેનું હૃદય પૂછતું હતું.

મધ્યમવર્ગ, બુદ્ધિશાળી મધ્યમવર્ગ નવો જુસ્સો અનુભવતો હતો. નવી ભાવના, નવા સંસ્કારો માટે ઝંખના કરી રહ્યો હતો. પરદેશગમનથી તેની આંખનાં પડળ ઊઘડી ગયાં હતાં. સ્વાતંત્ર્ય અને સમાનતાના સ્વપ્નાં તે હરઘડી સેવતો. આ યુવકો પરદેશની વિદ્યા-પીઠોમાં ભણતા હતા અને પાશ્ચાત્ય દુનિયાની હવા તેમણે ખાધી હતી. અલબત્ત એમની ભાવનાઓને સમતોલતા નહોતી મળી. હજી તો તેમણે નવી દુનિયાની હવા પ્રથમ જ લીધી હતી. પરંતુ તેમનો ઉત્સાહ અદમ્ય હતો. તેમને નવું ચીન રચવાની ઉતાવળ હતી. સદ્ભાગ્યે એમને એક માનીતો નેતા મળી ગયો. ચીનના નસીબનું પાંદડું ફરી ગયું.

## ડૉ. સુન-યાટ્-સેન

ડૉ. સુન યાટ સેનનું સ્થાન ચીનના ઇતિહાસમાં ગાંધીજી સમોવડું છે. ડૉ. સુન યાટ સેન ચીનનો રાષ્ટ્રવિધાયક, ચીનના પ્રજાતંત્રનો સ્થાપક, ચીનનો પેગંબર. ચીનની રાષ્ટ્રીય કોંગ્રેસ, કુઓ-મિન તાંગ તેની જ ઇમારત. ચીનના રાષ્ટ્રમંદિરની આ ભવ્યમૂર્તિને આપણા પ્રણિપાત હો.*

૧૮૬૭માં દક્ષિણ ચીનના મકઓ ગામમાં સુનનો જન્મ થયો. ખ્રિસ્તી કન્વેન્ટના સારામાં સારા સંસ્કારો તેને મળ્યા અને તેણે તે વિવેકથી સંઘર્યા. આ અતિબુદ્ધિશાળી તેજસ્વી યુવાને કેળવણી લીધી તો વૈદકની પણ એને ચીનાના શરીરની દવા જ નહોતી કરવી, એ તો ચીનના શરીરની દવા કરવા તલસતો હતો અને આ ચીનનું પ્રજાશરીર સડી ગયેલું હતું. આટલું પૂરતું નહોતું. સુનને તો ચીનના આત્માની પરખ હતી. એને પાશ્ચાત્ય કેળવણી મળી પણ પાશ્ચાત્ય કેળવણીનાં

* ગંથર સુન-યાટ સેનને ખલીફ ઉમર જોડે સરખાવે છે. આ ઉપમા બરાબર નથી લાગતી. સુનના વ્યક્તિત્વને તે ન્યાય કરતી નથી.

તંદુરસ્ત તત્ત્વો જ એણે વીણી લીધાં અને આ તત્ત્વોના સુયોગથી ચીનના આત્માને નવપલ્લવિત કરવાની તેની ઝંખના હતી. પોતે ધર્મે ખ્રિસ્તી હતો, અને વિચારે સમાજવાદી હતો, સામ્યવાદી નહિ. જેને માર્ક્સવાદીઓ સુધારાવાદી કહે તેવો એ સમાજવાદી હતો. ભલે એને સુધારાવાદી કહેવામાં આવે. ચીનના સામ્યવાદીઓ, લાલ ઝંડાવાળા, તેના નામ પછવાડે પોતાના વિચારોને જોડે છે. જેમ ગાંધીજીની અવગણના નથી થઈ શકતી, જેમ ગાંધીજીને નામે સૌ કોઈના પથ્થર પણ તરી જાય છે તેમ આ ચીનના સામ્યવાદીઓ ડૉ. સુનની મૂર્તિને પ્રણિપાત કરે છે. ડૉ. સુન વ્યવહારુ તત્વજ્ઞ હતો, વેદિયો ફિલસૂફ નહોતો અને દેશનું માનસ, પ્રજાની નાડી, તે પારખી શકતો હતો. એ પારખ તેના વિજયની ચાવી છે.

ડૉ. સુનને બધા દેશભક્તો માફક દેશવટો ભોગવવો પડયો. બે બે દાયકા સુધી ચીનની સેવા માટે અહીંતહીં ભટકવું પડ્યું. આ આદર્શવાદી જુવાન મંચુ નરેશોનો કટ્ટર શત્રુ હતો. કેમ ન હોય? મંચુ નરેશો રાષ્ટ્રીય ચીનના કટ્ટર શત્રુ હતા, મંચુ નરેશો ચીનની જનતાના કટ્ટર શત્રુ હતા. ડૉ. સુનનું માથું લાવવા માટે મંચુ નરેશે એક લાખ પાઉંડનું ઇનામ જાહેર કર્યું હતું! સામ્રાજ્યવાદી મંચુઓ માટે તે જાહેર શત્રુ નં. ૧ હતો! કયો રાષ્ટ્રવાદી જાહેર શત્રુ નં. ૧ નથી હોતો? ઝેકોસ્લોવકિયાના સ્થાપક મેઝેરિકની માફક જ્યારે સ્વદેશની મુક્તિની ઘડી આવી ત્યારે તે દેશવટો ભોગવતો હતો! પરંતુ ચીનની પ્રજા તો પોતાના રાષ્ટ્રવિધાયકને ઓળખતી હતી. ચીનનો જુવાન તેના આગમનની રાહ જોઈ રહ્યો હતો. ચીને સુનને વિજયની વરમાળા પહેરાવી અને ચીનના સ્વરાજતંત્રનો, પ્રજાતંત્રનો, પ્રમુખ જાહેર કર્યો.

ડૉ. સુનને ચીનના નવવિધાનની ચોક્કસ કલ્પના હતી. એ કલ્પનામૂર્તિ તેના જીવનની પ્રેરણા હતી. એ કલ્પનામૂર્તિની પૂજામાં

તેણે જીવન વીતાવ્યું હતું. એ કલ્પના હવે સાચી કરવાનો મંગળ વખત આવ્યો. નૂતન ચીનને આંગણે ચોઘડિયાં વાગ્યાં.

પરદેશી લોકોએ આ ઘડીએ શું હિસ્સો આપ્યો? વળી કયો હિસ્સો તે આપવાના હતા? પાશ્ચાત્ય રાજસત્તાઓએ ઊભા થતા ચીનને લાત મારી. લોકતંત્રની બડાશો મારતા પરદેશીઓએ લોકતંત્રની ખેવના રાખતા ચીનને પાટુ માર્યું. બ્રિટિશ સત્તાધારીઓ સામા થયા, એમણે દેશદ્રોહીઓ સાથે મળી જઈ પ્રજાતંત્ર સામે કાવત્રું કર્યું.

અને જાપાન? જાપાનની રમત ઊંડી હતી. જાપાનની ઇચ્છા ચીનને નબળું પાડવાની હતી. જાપાનને લાગતું હતું કે આ ક્રાંતિકારીઓ તેમના હાથા થશે. તેથી પહેલાં તો તેમને તેણે મદદ કરી. પણ આ ક્રાંતિકારીઓ તો સાચા રાષ્ટ્રવાદીઓ હતા. સુનને ૧૯૧૧ પહેલાં જાપાને આર્થિક મદદ કરી હતી એવા પુરાવા છે. પણ ક્રાંતિની ઘડી આવતાં જાપાનને જણાયું કે સુન તો ચીનને સજીવન કરશે એટલે જાપાને પોતાની નીતિ બદલી. જાપાન તો રાજાશાહીનું પૂજારી. સુન રાજાશાહીનો શત્રુ. જાપાનની ખાનગી ઇચ્છા ઉત્તર ચીન અને દક્ષિણ ચીનને જુદા પાડવાની. સુન ચીનની એકતાનો સીતારો. એટલે જ્યારે બળવો જાગ્યો, જ્યારે મંચુ નરેશનું સિંહાસન ડગવા માંડ્યું ત્યારે જાપાને મંચુને સહાય કરવા પાસા નાખવા માંડ્યા. પણ અંગ્રેજો પણ હતા ને! બ્રિટિશરોની બાજી જુદી હતી. મંચુને પદભ્રષ્ટ કરવા અને સુનને પણ તોડવો.

આગળ જોઈશું તેમ તેમણે મહત્વાકાંક્ષી યુઆન શિ કૈને મદદ કરી. ડૉ. સુનને આ કપરી ઘડીએ અને ત્યાર પછીના પુનર્રચનાના દિવસોમાં રશિયાએ ખરા દિલથી મદદ કરી. રશિયન ક્રાંતિ પછી તો રશિયા અને ચીનના આદર્શો સમાન નીવડ્યા અને જેમ લેનિનને

રશિયાને વીજળીમય બનાવી નવું જીવન અર્પતું હતું, તેમ સુનને એક લાખ માઇલ રેલ્વે અને દશ લાખ માઇલ રસ્તાઓ નાખી ચીનને એક મજબૂત રાષ્ટ્ર બનાવવું હતું. રશિયાની આ મદદની અસર ચીનના ઇતિહાસપર લાંબો કાળ રહી છે, અને ડૉ. સુન જેનો મંત્ર 'ખેડે તેની જમીન' હતો તે સુન ચીનના કિસાનોનો તારણહાર બન્યો છે. આ આખી કથા કહેવા માટે અહીં પૂરતી જગ્યા નથી. કન્ફ્યુશિયસ જેટલો પૂજ્યભાવ ચીનની પ્રજાને ડૉ. સુન–યાટ–સેન વિષે છે. એની કબર ચીનનું તીર્થસ્થાન છે.

ડૉ. સુનના આગમન પહેલાંનાં ગુપ્ત મંડળો વિષે આગળ ઉલ્લેખ કર્યો છે. ગુપ્ત મંડળો કાંઇ રાષ્ટ્રીય ક્રાંતિ લાવી શકતાં નથી. રાષ્ટ્રીય ક્રાંતિ ખૂણે બેસી કામ કરનારા, ભૂગર્ભમાં રહ્યા કરનારાનો સોદો નથી. રાષ્ટ્રીય ક્રાંતિ તો રાષ્ટ્રચોકમાં કાર્ય માગી લે છે. ગુપ્ત મંડળો એની ચિનગારી હોય, અગર બની શકે પણ ગુપ્તતાથી પ્રજાકીય આંદોલન ન થાય, અને તેથી જ ડૉ. સુને એક પ્રજાકીય પક્ષ ઊભો કર્યો. આ માત્ર પ્રજાકીય પક્ષ નહોતો. યુરોપની પરિભાષામાં જેને પક્ષ કહે છે તેવો આ પક્ષ નહોતો.

આ પક્ષ તો રાષ્ટ્રીય ક્રાંતિનું બળવાન શસ્ત્ર હતું. આ પક્ષ જનતાનો પ્રતિનિધિ હતો. આ પક્ષ આપણી હિંદી રાષ્ટ્રીય મહાસભા જેવો હતો. આ પ્રજા–પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા તે કુઓમિન્તાંગ, ચીનની રાષ્ટ્રીય મહાસભા.

## કુઓ–મિન્–તાંગ

કુઓમિન્તાંગ વિષે અહીં થોડોક ઉલ્લેખ કરીએ. રશિયામાં કમ્યુનિસ્ટ પાર્ટીને જે રાજ્યબંધારણમાં મહત્ત્વ છે તેવું મહત્ત્વ કુઓમિન્તાંગનું ચીનમાં છે. ચીનની આ સર્વોપરી રાજકીય સંસ્થા છે અને આજે સત્તાનાં સર્વ સૂત્રો તેના હાથમાં છે. એની સભ્યસંખ્યા વીસ

લાખની છે પણ આ સંખ્યાબળ એ મુખ્ય બાબત નથી. આ વીસ લાખ સભ્યો રાષ્ટ્રવિધાન માટે તન મન ધનથી ચીનને વરેલા છે.

રાષ્ટ્રીય મહાસભા વર્ષમાં એકવાર મળે છે. ૧૯૩૮માં હાંકોમાં જ્યારે મહાસભા મળી ત્યારે તેણે ચીનનું જીવન પરિવર્તન થાય તેવા નિર્ણયો કર્યા. ચીનને ખડું કરવા માટે આ શપથક્રિયા હતી એમ કહીએ તો ચાલે. હમણાં (૧૯૪૩) ચીનના પ્રજાતંત્રના પ્રમુખ તરીકે ચ્યાંગ–કૈ–શેકની નિમણુક આ મહાસભાએ કરી. ચીનના પ્રમુખ ડૉ. લીનના મૃત્યુ બાદ આ ઐતિહાસિક કાર્ય માટે સભા મળી અને યુદ્ધ પુરું થયા પછી તેની સામાન્ય સભા મળવાની છે. પરંતુ આ ચાલુ બનાવો વિષે હમણાં ઉલ્લેખ કરવાની જરૂર નથી.

કયા સિદ્ધાંતો પર આ મહાસભા ખડી થએલી છે? ડૉ. સુને તીનગણુ સિદ્ધાંત ઘડયો એ તેનો પાયો છે, પ્રેરણા છે, દૈનિક કાર્યક્રમનું મૂળ છે. આ તીન ગણુ સિદ્ધાંત એટલે (૧) રાષ્ટ્રીયતા (૨) લોકતંત્ર (૩) પ્રજાનું ધારણુપોષણુ. બીજા શબ્દોમાં કહીએ તો ડૉ સુને રાષ્ટ્રીયતાના પાયા પર ચીની પ્રજાનું ઘડતર ઘડયું, અને તેમાં સંપૂર્ણ પ્રજાસત્તાની ન્યાયી વ્યવસ્થા ગોઠવી. ડૉ. સુન કહેતો હતો કે ૧૮મી સદીના પ્રાકૃતિક નિયમો માનનારામાંના તે એક નથી. તેમના દ્વારા જે ધર્મ પ્રતિપાદિત થયો તે વ્યક્તિવાદ હતો અથવા કહોને વ્યક્તિ સ્વાર્થ હતો. વળી ત્યારબાદ તેના નિરસન રૂપે પ્રતિપાદિત થયેલા માકર્સવાદનો, સમષ્ટિવાદનો તે ભક્ત નથી. 'હું તો સાદો સીધો વ્યવહારકુશળ માણુસ છું. મૂડીવાદીઓને મીટાવવા કરતાં તેમને અંકુશમાં લાવવામાં હું માનું છું. લોકોપયોગી ઉત્પાદનનાં સાધનો પર સરકારનો–રાજ્યનો–અધિકાર રહેવો જોઈએ. વ્યક્તિગત નફાખોરી અને સ્વાર્થ પર રાજ્યનો અંકુશ હોવો જોઇએ. બિન પરિશ્રમથી પૈસા પેદા કરવાનો કોઈને હક નથી. ખેતી કરનારજ જમીનનો માલિક હોઈ લગાનના રૂપમાં નફાખોરી થતી અટકાવવાનો રાજ્યનો ધર્મ છે. મધ્યવર્તી સત્તાને બદલે સ્થાનિક સ્વશાસન પર ડૉ.

સુન વધુ ભાર મૂકતો હતો. ડૉ. સુનના આ તીનગણુ સિદ્ધાંત ચીનનું વેદવાક્ય છે. ચીનનો સનંદી તેમજ ફોજદારી કાયદો આ સિદ્ધાંત પર રચાયલો છે. ચીનની સમાજવ્યવસ્થા પર આ સિદ્ધાંતની છાપ છે. ચીનનું આ બાઇબલ છે. આ સિદ્ધાંતને લીધે સરકારી સત્તા પર ઠીકઠીક નિયંત્રણ–અંકુશ–રહે છે. રાજનૈતિક સત્તા એટલે ચૂંટણીનો અધિકારજ નહિ પણ અધિકારીતંત્ર–સનંદી નોકરોને અંકુશમાં રાખવાની સત્તા. વળી સુનના પ્રજાતંત્રમાં પ્રજાને કોઇપણ કામમાં પહેલ કરવાની સત્તા મળે છે જે 'ઉદાર' રાજકારણમાં નથી હોતી. અધિકારીને કાઢવાની સત્તા, તેમજ પરીક્ષા લઇ નિયુક્ત કરવાની સત્તા એમ ઘણા વિશાળ અધિકારો આ પ્રજાતંત્રમાં જનતાને મળે છે. જનતા રાજ્યનું પ્રભવસ્થાન છે, જનતા પાસેથી રાજ્યને અધિકારો મળે છે તે વિચાર આ તંત્ર પાછળ રહેલો છે. છેવટે પ્રજાના ધારણ પોષણની સત્તા આવે છે. આને આર્થિક સ્વરાજ કહેવું હોય તો કહી શકાય. એને તમારે સમાજવાદ કહેવો હોય તો જરૂર કહેવાય. માકર્સનો શિષ્ટ સામ્યવાદ અહીં નથી. પરંતુ એક વ્યવહારકુશળ રાજનીતિજ્ઞનું આ સાચું આર્થિક પ્રજાશાસન છે.

કુઓમિનતાંગની મુખ્ય પ્રેરણા રાષ્ટ્રીયતાની હતી. સુનનું ચીન પરદેશીઓની આર્થિક ગુલામી, અને સ્વદેશી આપખુદીની બેવડી એડી તળે હતું. આ બેવડી ગુલામી, આ શૃંખલામાંથી તેને મુક્ત કરવાનું હતું. ચીનનો પરદેશી કેળવણી પામેલો યુવક પોતાની માતૃભૂમિની મુક્તિ માટે ન્યોછાવર કરવા તૈયાર હતો. આ નવયુવકને નેતા મળી ગયો. જે ક્રાંતિ માટે ચીન ઝંખતું હતું તેનો પ્રણેતા ચીનને મળ્યો. આ ક્રાંતિ ઉપજાવનારું વાહન કુઓ-મિન્-તાંગ.

મંચુ નરેશો સામે ઉગ્ર લાગણી પ્રવર્તતી હતી. 'રાજાશાહીનો નાશ હો'ના પોકારો ચોક્કસ સ્વરૂપ પકડતા હતા. રાજસત્તા ઉથલાવવા રાજકીય 'પક્ષ' સુસજ્જ થયો હતો. ક્રાંતિકારીઓએ સર્વ બળો સંગઠિત કર્યાં. હવે અગ્નિ પેટાવવાની જ વાર હતી. બળવા માટે વાતાવરણ તૈયાર હતું. પણ એક ખામી આડે આવી.

ક્રાંતિ કાંઈ યુદ્ધમંત્રોના પોકારોથી થતી નથી. ક્રાંતિ કાંઈ રાજ્યતંત્ર સડી ગયેલું હોય તેથી પણ થતી નથી. આપણે એ પણ અનુભવ્યું છે કે એક રાજકીય પક્ષ, વ્યવસ્થિત સંગઠિત 'પાર્ટી' પણ અમુક સંજોગોમાં જ ક્રાંતિ કામિયાબ કરી શકે છે. રાજતંત્રના સાંધે સાંધા તોડી નાંખવાનું આ કાર્ય કાંઈ ભાવનાથી માત્ર નથી થતું, એને માટે વિજ્ઞાન જોઈએ છે, વૈજ્ઞાનિક સંગઠન જોઈએ છે, શસ્ત્રસજ્જ સેના જોઈએ છે. આ સેના આ આદર્શવાદી પાસે નહોતી. તેથી તેને એક લુચ્ચા અપરાધીનું શરણું શોધવું પડ્યું. આ લુચ્ચો રાજપુરૂષ ચીનના એક પ્રાંતનો લાટ હતો એની પાસે 'આદર્શ' શસ્ત્રબદ્ધ સૈન્ય' હતું, સુસજ્જ સેના હતી. આ સેના વગર મંચુનરેશને પદભ્રષ્ટ કરાય તેમ નહોતું. આ પ્રાંતિક સરદાર તે યુઆન શિહ કૈ. મંચુનરેશે તેને દુશ્મન બનાવ્યો હતો, અને એ મંચુનરેશનું વેર લેવા તલપાપડ થઈ રહ્યો હતો. યુઆનને લાગ હવે મળ્યો. સરકાર સામે બળવો જાગ્યો હતો. મંચુ સિંહાસન પર આવનાર રાજકુમારે યુઆનને સલાહ માટે આમંત્રણ આપ્યું. યુઆને વિષ્ટિ દરમ્યાન જણાવ્યું કે એકજ માર્ગ છે અને તે રાજપાટ છોડી દેવાનો છે. આ સલાહ આપીને એણે એક કાંકરે ત્રણ પક્ષી માર્યાં. મંચુવંશનું પતન, રાજાશાહીનો અંત અને પ્રજાતંત્રનો પ્રારંભ, અને પોતા માટે સત્તાધિકાર.

આમ આ રાજક્રાંતિ આશ્વાસન તેમજ શાપરૂપ થઇ પડી. પ્રજાશાસન તો સ્થપાયું પણ પ્રજાનો પ્રતિનિધિ આ પ્રજાશાસનથી દૂર રહ્યો. પ્રજાપ્રતિનિધિ તો હતો ડૉ. સુન યાટ સેન. પ્રજાશાસનનો આ પ્રાણદાતા આ બાજી પૂરેપૂરી સમજી ગયો હતો. પરંતુ તેના હાથમાં કોઈ ઉપાય નહોતો. આ રાષ્ટ્રદ્રોહીને તેણે સહન કર્યે જ છૂટકો હતો કારણ લશ્કર પર તેનો અમલ હતો. આ લશ્કરમાં રાષ્ટ્રીય જુસ્સો પ્રગટાવવો અને પોતાના તરફ તેને કરી દેવું એ કાર્ય હજી બાકી હતું.

રાષ્ટ્રીય ક્રાંતિ ઐક્યના પાયા પર જ રચવી જોઈએ. જો રાષ્ટ્રીય ક્રાંતિના મૂળમાં આ ઐક્ય ન હોય તો તો રેતી પર કિલ્લો બાંધ્યા જેવું થાય. ડૉ. સુન આ સારી રીતે સમજતો હતો અને તેણે ઐક્યને ખાતર પોતાનું બલિદાન આપ્યું. ૧૯૧૨ના ફેબ્રુઆરીની બારમી તારીખે મંચુનરેશે રાજપાટ છોડવાના દસ્તાવેજ પર સહી કરી અને આ રીતે ચીનના ઇતિહાસમાં મંચુવંશનો અંત આવ્યો. આ મંચુ નરેશોએ અઢી સદી સુધી રાજ્ય ભોગવ્યું અને કેટલાંય યાદગાર કામ કર્યાં હતાં, પણ તેનોય અંત આવ્યો. એક ચીની કહેવત મુજબ, " એ આવ્યા હતા રાજપાટ પર વાઘની બરાડથી પરંતુ લુપ્ત થયા સાપની પૂંછડી માફક. ' સામ્રાજ્યોનો આમ જ અંત આવે છે.

૧૯૧૨ ના ફેબ્રુઆરીની બારમી તારીખ ચીનના ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાશે. આ જ મંગળ ઘડીએ ચીનમાં પ્રજાતંત્રની સ્થાપના થઇ. આ જ મંગળ ઘડીએ આ પુરાણા રાષ્ટ્રે નૂતન કલેવર ધારણ કર્યું પૂર્વના સંસ્કાર અને પશ્ચિમના વિચારોનો આ સંગમ ચિરકાળ રહેશે. ડૉ. સુન યાટ સેને આ દિવસે નાન્કીંગના ઐતિહાસિક શહેરમાં—જ્યાં મિંગ વંશનાં સ્મારક હતાં—એક ઐતિહાસિક વિધિ કરી. પોતે પ્રધાનમંડળ સાથે જઈ જૂની ચીની શિષ્ટ શૈલી મુજબ આરાધના કરી. આ વેળા ડૉ. સુને એક પ્રવચન કર્યું જેનો કેટલોક ભાગ સ્વાતંત્ર્ય પ્રેમીઓએ હંમેશ યાદ રાખવા જેવો છે. ડૉ. સુને કહ્યું, " અમે પ્રજાકીય સરકારનો, સ્વતંત્ર શાસનનો એશિયામાં પ્રારંભ કરીએ છીએ. પ્રયત્નશીલને યશ વહેલો કે મોડો વરે છે, અને અંતે સત્યને રસ્તે ચાલનારા માણસને ફળ મળે જ છે. અમને વિજય આજસુધી ન વર્યો તેમાં દુઃખ શાનું ? "

સ્વાતંત્ર્ય પ્રેમીઓએ ડૉ. સુનના આ શબ્દો સંઘરવા જેવા છે. ડૉ. સુન હજી પણ સ્વતંત્રતાદેવીનું ખપ્પર ભરી શક્યો નહોતો. નાન્કીંગ-

માં આ વિધિ વેળા તેણે તો વિજયપ્રસ્થાનમાં પહેલું પગલું જ માંડ્યું હતું. સ્વાતંત્ર્યદેવીને સંતુષ્ટ કરવી એ કાંઈ નાનીસુની વાત નથી. ડૉ. સુન સ્વાતંત્ર્યનો મર્મ સમજતો હતો. એણે જોયું કે યુઆનને સંતુષ્ટ કર્યે જ છૂટકો હતો. ચીનને મોટામાં મોટી જરૂર હતી શાંતિની, વિગ્રહના અંતની. આંતરવિગ્રહ કોઈ પણ ભોગે અટકાવવો જોઈએ. ડૉ. સુને આત્મવિલોપન પસંદ કર્યું. પ્રજાતંત્રના પ્રમુખનું સ્થાન યુઆનને શિર ધર્યું. વિજયની વરમાળા યુઆનને પહે-રાવી. આના પ્રત્યાઘાતો આવતા પ્રકરણમાં જોઈશું.

## ૨ છિન્નભિન્ન ચીન

નવા વિચારો, નવા સિદ્ધાંતો અને નવી સંસ્થાઓની પ્રાણપ્રતિષ્ઠા ભારે વેદના અને બલિદાન પછી જ થાય છે, અને ઉજ્જવળ ભાવિ-વિષે અખંડ શ્રદ્ધા એ તેની પૂર્વભૂમિકા છે. ક્રાંતિકારીઓના ઘડતરમાં આ વસ્તુ પડેલી જ હોય છે. પણ નાના મનના માણસો મોટા સ્થાને ચઢી બેસે ત્યારે તેમનું કાર્ય વધુ વિષમ થઈ પડે છે. દરેક દેશના ઈતિહાસમાં આવા પ્રસંગો આવે જ છે અને આવા વખતે સર્વત્ર અંધકાર છવાયેલો હોઈ ઘણાની શ્રદ્ધા ડગમગવા માંડે છે. ચીન માટે ૧૯૧૨ પછીનો એક દાયકો આવો અંધકારયુગ હતો એમ કહીએ તો ચાલે.

હિંદના ઇતિહાસમાં ઘણીવાર જણાયું છે કે કટોકટીના પ્રસંગે કોઈક અમીચંદો પાકે જ છે. દેશના છુટકારાની ઘડી આવે ત્યારે યજ્ઞમાં હાડકું નાખનારા આવી પડે છે. કોણ જાણે કેમ પણ રાષ્ટ્રદ્રોહીઓનો પાક પણ ક્રાંતિકારીઓના પાકની સાથે જ થાય છે! આ રાષ્ટ્રદ્રોહના પ્રકાર વિધવિધ છે અને રાષ્ટ્રદ્રોહીઓ અવનવા સ્વાંગ સજે છે. કેટલીકવાર દેશના હિતસ્વીનું સોહામણું સ્વરૂપ ધરીને તેઓ આગળ આવે છે. કેટલીકવાર શાંતિના પયગંબરનું આકર્ષણ

તે ધરાવે છે. કેટલીકવાર અખંડ એકતાની વાણી તે ઉચ્ચારે છે. આ દ્રોહીઓને પીછાણી લેવા એ ક્રાંતિકારીઓની પહેલી પરીક્ષા છે. યુઆને પ્રજાપ્રમુખની પાટે બેસી પ્રજાદ્રોહનું કાર્ય આરંભ્યું. યુઆનને પ્રમુખ ચૂંટી કાઢવાથી દક્ષિણ ચીન અને ઉત્તર ચીનની લડાઈ અટકાવવાનો ઇરાદો રાષ્ટ્રવિધાતા સુનનો હતો. પણ આ આશા ફોગટ નીવડી. વસ્તુતઃ દક્ષિણ અને ઉત્તરનું ભંગાણ યુઆને કાયમનું બનાવ્યું. યુઆનને પ્રમુખ ચૂંટી કાઢી આંતરવિગ્રહ શમાવવાનો ઇરાદો શાંતિના ચાહક ડૉ. સુનનો હતો. પરંતુ તેમાં તે નિષ્ફળ નીવડ્યો અને આંતરવિગ્રહની જ્વાલાઓ હવે સળગી તે ચીન સમસ્તમાં ફરી વળી. ડૉ. સુન દુઃખી થયો. આદર્શવાદીઓ દુઃખી ક્યારે નથી થતા! ચીન પર આપત્તિ આવી પડી.

પુરાણા પેકીંગ શહેરમાં યુઆનને નાન્કીંગના પ્રજાસત્તાકના સિદ્ધાંતોનો અમલ કરવાનાં સ્વપ્ના નહોતાં આવતાં, પરંતુ પેકીંગની રાજગાદીના, સામ્રાજ્યશાહીના, સંપત્તિ અને સમૃદ્ધિનાં સ્વપ્નાં આવતાં હતાં. યુઆનને માથે મુગટ હતો તો પ્રજાતંત્રનો, પણ એને તો મંચુવંશ જેવા નવા વંશની સ્થાપના કરવી હતી અને મહારાજાનું બિરુદ મેળવવું હતું. નવાઈ નથી કે તેણે રાજધુરા હાથમાં લીધી કે તરત જ રાજશાહી મંડળ એકત્રિત કરવાં માંડ્યું. જૂનો અમલદાર વર્ગ તો તૈયાર હતો જ અને તે તેનો શાગીર્દ બન્યો. યુઆનને પોતાના મોજશોખ અને વૈભવ વધારવા માટે આ સાથીઓ મળી આવ્યા. યુઆને બીજું એ વિચાર્યું કે જો સુનને રાજધાનીથી દૂર રાખવામાં આવે તો તેની મહેચ્છા પાર પડે, અને તેથી તેણે કાવાદાવા શરૂ કર્યા.

દરમ્યિયાન ઉત્તર ચીન અને દક્ષિણ ચીન વચ્ચેની લડાઇ ઉગ્ર સ્વરૂપ પકડતી રહી. દક્ષિણ ચીનમાં ક્રાન્તિકારીઓ વધુ જોર પર

હતા. ઉત્તર ચીનમાં ક્રાન્તિકારીઓ અને યુઆન વચ્ચે સંઘર્ષણ ચાલુ હતું. યુઆનને લોકશાહીનો દંભ હવે છોડવો પડ્યો. ચીનની પાર્લામેન્ટની સ્થાપના રાષ્ટ્રીય ક્રાન્તિની શરૂઆતમાં કરવામાં આવી હતી તે પાર્લામેન્ટના સભ્યો અને યુઆન વચ્ચે ઉઘાડો વિરોધ દેખાયો. ક્રાન્તિકારીઓ પોતાના આદર્શો બર લાવવા પાર્લામેન્ટમાં ઠરાવો લાવતા હતા. યુઆને તેમને બાજુ પર મૂક્યા. ડૉ. સુન–યાટ–સેને યુઆનને પદભ્રષ્ટ કરવા માટે ૧૯૧૩માં આદેશ આપ્યો. પરંતુ યુઆનના કાવાદાવા અને તેને અમલદારશાહી તેમજ રાજશાહીની મળેલી મૈત્રીને લીધે ડૉ. સુન છેવટે નિષ્ફળ નીવડ્યો અને તેને દેશ છોડી ચાલ્યા જવું પડ્યું. સુને જાપાનનું શરણું શોધ્યું.

આ વેળા યુરોપમાં મહાયુદ્ધ ચાલતું હતું. જાપાન મિત્રરાજ્યોમાંનું એક હતું. ચીનમાં જે છિન્નભિન્ન સ્થિતિ પ્રવર્તતી હતી તેનો પૂરેપૂરો લાભ લેવા તેણે વિચાર્યું. જાપાને કીયાઉચાઉનો કબજો લીધો અને શાંટુંગ પ્રાન્ત પોતાને હવાલે આવે તે માટે બાજી રચી. આટલેથી જાપાન અટક્યું નહિ. પણ તેણે ચીન સમક્ષ પેલી નામચીન ૨૧ માગણીઓ રજૂ કરી. આ ૨૧ માગણીઓની વિગતો અહીં ઉતારવાની જરૂર નથી. અહીં એટલું જ કહેવું બસ થશે કે આ એકવીસ માગણીઓ કબુલવાથી ચીન સંપૂર્ણ ગુલામ બની જતું હતું. આ માગણીઓદ્વારા ચીન પર વેપારનું સ્વામીત્વ મેળવવાનો જાપાનનો ઈરાદો હતો તે એટલે સુધી કે ચીનના અંતરમાં આવેલાં બંદરો તેમજ તેની જકાતની આવક વગેરે પર તેણે અધિકારો માગ્યા હતા. વળી કેળવણી પર પણ તેણે કાબૂ જમાવવા માગણી કરી હતી. આ એકવીસ માંગણી રાષ્ટ્રદ્રોહી યુઆનથી પણ સ્વીકારી શકાય તેમ ન હતું. યુઆને ગુપ્ત રીતે કેટલીક શરતો સ્વીકારી હતી અને ચીનને ગીરો મૂકી દેવા હા પાડી હતી. પરંતુ જાપાનને તો એટલેથી સંતોષ

ન હતો. એને તો ચીનને સંપૂર્ણ ગુલામીની શૃંખલામાં જકડવું હતું. આ સંજોગોમાં યુઆને આ બધી હકીકત બહાર પાડી દીધી. એને લીધે બે પરિણામ આવ્યાં, એક તો પ્રજા સમસ્તનો ગુસ્સો જાપાન પર ઉતર્યો, બીજું રાષ્ટ્રવાદીઓ રાષ્ટ્રદ્રોહી યુઆન પર ઉકળી ઊઠયા.

આજસુધી યુઆન પોતાના કાવાદાવા અને લશ્કરી બળથી સરમુખત્યાર જેવો બની રહ્યો હતો અને દિનપ્રતિદિન બળવાન થઇ રહ્યો હતો. પરંતુ તેણે બાદશાહની પદવી ધારણ કરી કે તરતજ તેની સામે બધાં જ બળો એકત્રિત થયાં અને તેની ચાલબાજી ઉઘાડી પડતાં તેનું સિંહાસન ડોલવા માંડયું. ૧૯૧૬ માં તેનું શકમંદ સંજોગોમાં મૃત્યુ થયું. કદાચ તેણે આપઘાત કર્યો હશે.

યુઆનના મરણ પછી લી-યુઆન-હેગ જે ચીનના પ્રજાસત્તાક તંત્રનો ઉપપ્રમુખ હતો તે પ્રમુખપદે આવ્યો. પ્રમુખ લી-યુઆન-હેગ સજ્જન હતો અને લોકશાસનનો ચાહક હતો. પરંતુ પ્રમુખપદે આવ્યો તે વેળા સ્થિતિ વિફરેલી હતી અને તે પોતે બરાબર નિયંત્રણ ન કરી શકયો. જુદા જુદા પ્રાંતોના સુબાઓ જોરાવર થયા હતા અને એમણે આ પ્રાન્તોનો કબજો હસ્તગત કર્યો. એમની પાસે પોતાનું લશ્કરીબળ પણ હતું અને તેમણે પોતપોતાના પ્રાંતમાં છૂટા છૂટા અર્ધ લશ્કરી રાજ્યો સ્થાપ્યાં. આ સુબાઓ અને સરદારોને ચીનની પરિભાષામાં 'તુ ચુન' કહેવામાં આવે છે. તુ ચુન ચીનને છિન્નભિન્ન કરવામાં આ દાયકામાં અગ્રણી હતા.

## વિદ્યાર્થી હિલચાલ

ચીનના ઇતિહાસના આ અંધકારના સમયમાં આશાનું એક ઝળકતું કિરણ પ્રગટયું હતું તેનો ઉલ્લેખ કરીએ. ચીનની વિદ્યાર્થી હિલચાલે જગતના ઇતિહાસમાં મોખરે સ્થાન લીધેલું છે. આ વિદ્યાર્થી હિલચાલનો ઇતિહાસ આલેખવાની અહીં પૂરતી જગા નથી. અહીં તો માત્ર તેની એક બે રેખાઓ જ આલેખીશું. યુરોપીય સંસ્કૃતિના સંસર્ગમાં આવવાથી, યુરોપનો સ્વાતંત્ર્ય ઇતિહાસ વાંચવાથી અને

પ્રગતિશાળી બળોના સંપર્કથી ચીનનો યુવક જાગૃત થયો હતો. આ જાગૃતિનું મોજું ચીનના સુશિક્ષિત યુવક યુવતીઓ પર ફરી વળવાથી શરૂઆતમાં કેટલાંક માઠાં પરિણામો પણ આવ્યાં. ચીનનો યુવક હેટ અને કોટના મોહમાં ફસાયો. ચીનની યુવતી ફેશનના આકર્ષણમાં મગ્ન થઈ. પરંતુ જ્યારે ચીનના યુવકયુવતીઓએ જોયું કે તેમના પ્યારા રાષ્ટ્રનું અપમાન છડેચોક થઇ રહ્યું છે અને પોતાના દેશનું લીલામ થઇ રહ્યું છે ત્યારે એકો અવાજે તેમણે પડકાર આપ્યો. પોતાના મોહ અને લાલચને ત્યજી દીધાં. હેટ અને કોટ તેમજ મુલાયમ રેશમી સાડીને ફગાવી દીધાં. ચીનની યુવકઆલમમાં એક ભારે ક્રાન્તિ થઈ. આ ક્રાન્તિની અસર એટલે સુધી પહોંચી કે તેમણે પરદેશી છત્રીઓ ફેંકી દઇને તેની જગ્યાએ ગામડાંના કુલી લોકો, મજૂર લોકો, રોગાનવાળી છત્રીઓ વાપરતા તેવી છત્રીઓ વાપરવા માંડી.

યુઆન સમક્ષ જે દિને એકવીસ માંગણીઓ રજૂ થઈ હતી તે દિનની સંવત્સરી એક ‘અપમાનિત દિન’ તરીકે ચીની પ્રજાએ ઉજવી. ચીનના યુવકોએ આ દિને જંગી સરઘસો કાઢયાં, વિરાટ સભાઓ ભરી. પેકીંગ શહેરમાં પ્રધાનમંડળના સભ્યોના આવાસો પાસે દેખાવો કર્યા. ચીન સમસ્તમાં પ્રાન્તે–પ્રાન્તે–શહેરે–શહેરે જાગૃતિનું પૂર, ધસમસતું પૂર આવ્યું અને તેમાં ચીનની યુવકજનતા નાયક બની. ચીનની આ પ્રગતિશાળી હિલચાલને રુંધનારા બળો પણ તેની સામે એકત્રિત થયાં. તુ ચુનના પોલીસ દળોએ યુવકો સામે મોરચા માંડયા. પરિણામે કેટલાક વિદ્યાર્થીઓ શહીદ થયા. ૧૯૧૮–૧૯ માં જે રાષ્ટ્રીય દેખાવો થયા તેમાં વિદ્યાર્થીઓનું રાતું લોહી રેડાયું. જ્યારે દુનિયાના એક ખૂણામાં વિશ્વશાંતિની શરતો લખાઈ રહી હતી ત્યારે આ બન્યું.

વાર્સેલીની સંધિમાં મિત્રરાજ્યોએ જાપાનને શાટુંગ પ્રાન્ત બક્ષ્યો. જે ઘડીએ આ સમાચાર ચીનમાં સંભળાયા ત્યારે સમસ્ત ચીનમાં ભારે અરેરાટી ફેલાઈ. ચીનની આશાની ઈમારત તૂટી પડતી ચીનના

યુવકોએ જોઈ. ચીને મિત્રરાજ્યો પાસેથી મહાયુદ્ધના અંતે ઘણી આશાઓ રાખી હતી. આ આશાઓનો કચ્ચરઘાણ થતો જોઈ ચીનની વિદ્યાર્થીઆલમ ચીનના શહેરે–શહેરના બજારચોકમાં બહાર આવી અને ચીનનો બુલન્દ વિરોધ જગત સમક્ષ જાહેર કર્યો. જાપાને શાંટુંગ પ્રાન્ત મેળવ્યો તેને ચીને અત્યાચાર જ લેખ્યો. મિત્રરાજ્યોના અન્યાયોનું તો પૂછવું જ શું!

ચીને જાપાનનો બૉયકૉટ જાહેર કર્યો. યુરોપ અને અમેરિકામાં આ વેળા ચીનના સેંકડો યુવકો અભ્યાસ કરતા હતા. તેમણે પણ આ વિરોધમાં પોતાનો સૂર પુરાવ્યો અને દુનિયા સમક્ષ ચીનને થએલા અન્યાયના વિગતો રજૂ કરી. કોઈપણ રાષ્ટ્રવ્યાપી હિલચાલ જે અમુક સચ્ચાઈ પર અવલંબેલી છે તેને વહેલો કે મોડો વિજય વરે જ છે. ચીનની આ હિલચાલ વિષે પણ એમ જ બન્યું. ૧૯૨૧–૨૨ માં જ્યારે નિઃશસ્ત્રબંધી પરિષદ મળી ત્યારે ચીનની વાત કાંઈક અંશે સંભળાઈ. વાર્સેલીમાં અન્યાય થયો હતો તેનું કાંઈક વળતર વૉશિંગ્ટનમાં મળ્યું. વૉશિંગ્ટનની સંધિથી કીયાઉચાઉ પાછું મળ્યું, શાટુંગ રેલ્વે પાછી મેળવવાની તક ચીનને સાંપડી, પરદેશી પોષ્ટ ઑફિસો બંધ કરવામાં આવી અને ખુલ્લા વેપારની નીતિ સ્વીકારાઈ. આ ખુલ્લા વેપારની નીતિના પરિણામ તો ન્યારાં જ હતાં. પણ તે વિષે હવે પછી.

ચીનની રાજધાની પેકીંગમાં રાજ્યની કેન્દ્રવર્તી સત્તા લી યુઆન હુંગના સમયથી નામની જ હતી. અને ચીન પ્રતિવર્ષ છિન્નભિન્ન થતું જતું હતું. તુ ચુન એટલે કે સુબા અને સરદારો પોતાની સ્વાર્થલોલુપતા અને સ્વચ્છંદ સાધવા આમજનતા પાસેથી અનેક જાતના કરની ઉઘરાણી કરતા. આ સમયમાં જ અફીણનો વેપાર પૂરજોશમાં ચાલ્યો. અફીણના વેપારમાં પરદેશીઓને મહાભાગ મળતો અને પરદેશથી અફીણની જે પેટીઓ આવતી તે ચીનમાં ઠેર ઠેર પહોંચી જાય તે માટે તુ ચુનોનુ પોલીસદળ અને લશ્કરી દળ કામમાં

લેવાતું. આપણે જાણીએ છીએ કે હિંદુસ્તાનથી અફીણની આયાત થતી હતી એટલે આપણે પણ આ પાપમાં ભાગીદાર બનેલા છીએ. અફીણે ચીનની પ્રજાને સુસ્ત તેમજ દરિદ્ર બનાવી. અફીણની આવકમાંથી તુ ચુન અને તેમનું લશ્કર મોજશોખમાં મદમસ્ત રહેતું. તુ ચુનોમાં અંદર અંદર કલહ પણ હતો, કારણકે દરેક સુબાની દૃષ્ટિ પેકીંગની મધ્યવર્તી ગાદી ભણી હતી. ઉત્તરમાં ત્રણ સુબાઓ એક બીજાની સ્પર્ધા કરી રહ્યા હતા. વુ-પૈ-ફુ, ચંગ-સો-લીન અને ફેંગ-યુ સ્યાંગ વચ્ચે આ સ્પર્ધા હતી. ચંગ-સો-લીનનું નામ આ ઇતિહાસમાં આગળ પર આવશે.

હવે આપણે આ દર્દમય કથા મૂકી દઇને દક્ષિણ ચીનની જ્વલંત કારકીર્દિ તરફ સહેજ નજર કરીએ. દક્ષિણમાં કેન્ટોન પ્રાંત જ્યાં ક્રાન્તિકારીઓની મુખ્ય સત્તા પ્રવર્તતી હતી ત્યાં ડૉ. સુન-યાટ-સેને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપેલું હતું, અને આ સ્વતંત્ર રાજ્ય આખા ચીનને દીવાદાંડીરૂપ હતું. પરદેશી રાજ્યો જેમને ચીનને ચુસી ખાવું હતું તે તો આ પ્રજાતંત્રને કેમ આવકારે? પરંતુ રશિઆ જ્યાં ૧૯૧૭ ના નવેમ્બરમાં ઐતિહાસિક ક્રાન્તિ થઇ હતી અને જ્યાં નૂતન સમાજના આદર્શોની પ્રાણપ્રતિષ્ઠા કરવાનો ઉત્સાહ તાજો જ હતો તેણે ચીન તરફ નવીન દૃષ્ટિએ જોયું. અલબત્ત, રશિઆની આમાં મુત્સદ્દીગીરી તો હતી, પરંતુ નવીન આદર્શો માટેની તેની ખેવના પણ હતી. રશિઆએ ચીનના પ્રજાસત્તાક રાજ્યને માન્ય કર્યું, પોતાનો એલચી કેન્ટોનમાં મોકલી આપ્યો, અને ચીનમાં પોતાને સાંપડેલા હક્કો સ્વેચ્છાએ છોડી દેવાની જાહેરાત કરી. આની ચીનમાં વિજળીક અસર થઈ. ચીનની પ્રજાને રશિયા માટે આદર થયો. ચીનના ક્રાન્તિકારીઓને પ્રેરણા મળી. ડૉ. સુનને નવી મૈત્રી પ્રાપ્ત થઈ.

રશિયા અને ચીનની મૈત્રી ચીનના આધુનિક ઇતિહાસમાં એક નવું તેજસ્વી પ્રકરણ ઉઘાડે છે. જાન્યુઆરી ૧૯૨૩ માં રશિયાનો પ્રતિનિધિ જોફ ચીનના પ્રજાસત્તાકના પ્રમુખ ડૉ. સુનને શાંઘાઇમાં મળ્યો.

રશિયાએ જે આર્થિક મદદ આપવાની તૈયારી બતાવી હતી તેને ચીને આવકારી. આજ વર્ષમાં કૉમરેડ બોરોડીન જેણે ચીનના હવે પછીના ઇતિહાસમાં મોટો ફાળો આપ્યો છે તે ચીનમાં આવ્યો. ત્યારબાદ લશ્કરી આયુધો, ધનની મદદ અને નિષ્ણાતોની સલાહ ચીનને મળી. કુઓમિનતંગમાં સામ્યવાદીઓને સ્થાન મળ્યું. કુઓમિનતંગે સામ્યવાદીઓને અપનાવ્યા તેમજ સામ્યવાદીઓએ કુઓમિનતંગના સિદ્ધાંતો સ્વીકાર્યા. ચીનના આ ઇતિહાસમાં રાષ્ટ્રવાદીઓ અને સામ્યવાદીઓનું આ મિલન એક સીમાચિહ્ન છે. ડૉ. સુનનું મૃત્યુ આ જ અરસામાં થયું તેને લીધે ભવિષ્યમાં શા પ્રત્યાઘાતો થયા તે અન્યત્ર જોઈશું.

ચીનની વિદ્યાર્થી હિલચાલનો હવે એક તબક્કો શરૂ થાય છે. ચીનનો યુવક સામ્યવાદના નવા સિદ્ધાંતોએ રંગાયો હતો તેમજ તેનામાં રાષ્ટ્રવાદ છલકાતો હતો. વિદ્યાર્થીઓએ આમજનતામાં અદમ્ય ઉત્સાહથી પ્રચાર શરૂ કરી દીધો. શાંઘાઈની કામદાર વસ્તી તેમનું કર્મક્ષેત્ર બની રહી. શાંઘાઈના મજૂરો નવા મૂડીવાદના ભયંકર શોષણથી પીડાતા હતા. વળી આ મૂડીવાદમાં પરદેશી તત્ત્વ હોવાથી તે રોષનું ખાસ કારણ બની રહ્યું હતું. મૂડીવાદી તંત્ર અને પરદેશી તંત્રના બેવડા આક્રમણને નિર્મૂળ કરવા ચીનનો યુવક કટિબદ્ધ થયો અને એક મોટી ચળવળ તેણે ઉપાડી. બૉયકૉટ તેમાં મૂખ્ય અંગ હતું. કામદારોની રોજબરોજની માંગણીઓ અને ફરિયાદો અસંતોષનો અગ્નિ ફેલાવતી હતી. આ વેળા શાંઘાઈની એક જાપાની માલિકીની મિલમાં હડતાળ પડી તેમાં એક બનાવ બન્યો જેને લીધે સ્થિતિ વિફરી. પોલીસની મદદથી હડતાળ તોડી નાખવાના પ્રયત્નો થયા તેમાં એક ચીનાનું મૃત્યુ થયું અને પછી તો દમનનીતિનો કોરડો વીંઝાયો. વિદ્યાર્થી નેતાઓ પકડાયા. તેમના બિરાદરોએ કારાવાસના પ્રવેશદ્વારે જઈ કારાવાસ તોડી કેદી બિરાદરોને મુક્ત કર્યા. પોલીસે ગોળીબાર કર્યા. છ યુવાનો મરણશરણ થયા અને અસંખ્ય ઘવાયા. શહીદોના શોણિતે

સમસ્ત ચીનમાં ઘોર જાગૃતિ આણી. પરદેશીઓ સામે 'ચલે જાવ'નો પોકાર થયો. કેન્ટોનના પરદેશી હકૂમત તળેની વસાહત સામે મોરચા મંડાયા. કોઈકે ફ્રેન્ચ એલચીનું ખૂન કર્યું. હવે તો મશીનગન ચાલી અને બ્રિટિશો અને ફ્રેન્ચોએ ભેગા મળી દેશભક્તોનો ધાણ કાઢયો. રાષ્ટ્રવાદીઓના બાવીસ સેનાનીઓ અને બીજા સંખ્યાબંધ સ્વયંસેવકોનાં મૃત્યુ થયાં. ચીનની આ પ્રચંડ હિલચાલમાં મૂડીવાદ વિરોધી, પરદેશી વિરોધી, શાહીવાદ વિરોધી અને કાંઈક ખ્રિસ્તી ધર્મ વિરોધી તત્ત્વો એકસામટાં ભરેલાં હતાં.

દરેક પ્રચંડ પ્રજાકીય હિલચાલ દેશને ઐક્યની મજબૂત સાંકળે બાંધવાનું આવશ્યક કાર્ય કરે છે. ઐક્ય ખરેખર લોહીના મિશ્રણથી જ બંધાય છે. ઐક્યના પાયામાં કાયમનું તત્ત્વ હોય તો તે શહીદના શોણિતનું છે. દેશને મુક્ત કરનારી મહાન હિલચાલોએ દેશનું એકીકરણ કરવામાં હંમેશ ફાળો નોંધાવેલો છે. એક રીતે જોઈએ તો દેશની આઝાદી અને દેશની એકતા એ સિક્કાનાં બે જુદાં જુદાં પાસાં જ છે. ચીનમાં એમજ બનેલું છે. જે પ્રચંડ હિલચાલ ૧૯૨૫–૨૬ ના અરસામાં થઈ તેણે સમસ્ત ચીનનું એકીકરણ કર્યું. રાષ્ટ્રવાદીઓ ચીનની મુશીબતનાં કારણો સારી પેઠે સમજતા હતા અને તેમણે હવે રાષ્ટ્રધ્વજ દેશને ખૂણે ખૂણે ફરકાવ્યો. આડે આવતાં સર્વ પ્રત્યાઘાતી બળોને તોડી ફોડીને રાષ્ટ્રવાદનું ધસમસતું પૂર આગળ ધપી રહ્યું હતું.

દક્ષિણ ચીનમાંથી રાષ્ટ્રવાદીઓની એક મોટી સેના કૂચકદમ કરતી નીકળી એની સામે પેલા રખડુઓ અને ત્રુચુનો, સુબાઓ અને તેમના બાંધિયાઓ થયા પણ તેમનું શું ગજું ? રાષ્ટ્રસૈન્યમાં તો હતા માત્ર અભણ ગામડિયાઓ, નિઃશસ્ત્ર કિસાનો, અકિંચન પ્રજાજનો. રાષ્ટ્રસૈન્ય પાસે કાંઈ સામગ્રી ન હોતી, પરંતુ તેમની પાસે હતો અદમ્ય ઉત્સાહ, ફના થવા માટેની તાલાવેલી અને આદર્શઘેલા વિદ્યાર્થીનેતાઓ. આ રાષ્ટ્રસૈન્યે કૂચ દરમ્યાન એક પછી એક

કેન્દ્રો સર કર્યા, રેલમાર્ગોનો કબજો લીધો અને જળવ્યવહારો ઉપર સ્વામિત્વ મેળવ્યું.

### ચ્યાંગ–કાઈ–શેક

૧૯૨૬ ના ઑગસ્ટમાં ચ્યાંગ–કાઈ–શેકે પેકીંગ સર કરવા ભવ્ય કૂચ આરંભી. ચીનના તકતા પર પર ચ્યાંગ હવે અગ્રણી પદે આવે છે.

એક ગામડાના વેપારીનો લાડકો પુત્ર જે અત્યારે ચીનની પ્રજાસત્તાકના પ્રમુખની ગાદી શોભાવે છે તે ઇતિહાસમાં એક અગમ્ય પુરુષ તરીકે જાણીતો થયો છે. ગાંધીજીએ તેને 'અગમ્ય' વર્ણવ્યો છે. ચીનનો એ લોખંડી પુરુષ શિસ્ત માટે આગ્રહી છે. અને શિસ્ત માટે તે ભયંકર ભોગો ધરાવવામાં પાછો પડતો નથી. પોતે ખ્રિસ્તી છે, છતાં તે ખરેખરો ચીનો છે. એને એકાંતવાસ પ્રિય છે અને જીવનની ઐતિહાસિક પળોમાં તે એકાંત શોધી શાંત ચિત્તે વિચારમંથન કરે છે. છતાં તેને જીવનકલહ અને જિંદગીના દાવ ખેલવા ખૂબ ગમે છે. ચ્યાંગે જાપાનની લશ્કરી તાલીમ મેળવી છે અને એજ તાલીમનો ઉપયોગ જાપાન સામે તેણે ઓર હિંમતથી કર્યો છે. પોતે માયાળુ હોવા છતાં ભારેમાં ભારે ક્રૂરતા દાખવવામાં પાછી પાની કરી નથી. મૃત્યુની સામે એ અનેકવાર ઝઝૂમ્યો છે. પોતાની વાણી પર અદ્ભુત કાબૂ જમાવ્યો છે અને ભાગ્યે જ તેણે પોતાની યોજનાઓ જાહેર થવા દીધી છે. છતાં જ્યારે જરૂર પડે ત્યારે પોતાનો બુલંદ અવાજ ચીનની પ્રજા સમક્ષ અને જગત સમક્ષ પણ પહોંચાડયો છે. એકવાર જેને ટીકાકારો જાપાનનો પાળેલો કૂતરો કહેતા હતા તેણે જાપાનનો પગ ચીનની પવિત્ર ભૂમિ ઉપરથી નીકળી જાય તે માટે સર્વસ્વ હોડમાં મૂકયું છે. સામ્યવાદીઓનો પોતે કટ્ટર દુશ્મન હોવા છતાં તેમની મૈત્રી મેળવવા તેણે પાછું જોયું નથી. ૧૯૨૯ના ઑગસ્ટમાં ચ્યાંગે જે ધ્વજ લઇ કુચકદમ આરંભી' તે ધ્વજ પર લાલ નિશાન હતું અને તેની સાથે ભુરું રાષ્ટ્રવાદનું પ્રતીક પણ હતું.

જે માર્ગે પૂર્વે લાલ પાઘડીવાળા તે વીંગ બળવાખોરો કૂચ કરી આગળ વધ્યા હતા તેજ માર્ગે ચ્યાંગની સેના નીકળી ક્યાંગસી પ્રાંત ઓળંગી યુનાન-આવી પહોંચી અને જોતજોતામાં પેલી ત્રિપુટી નગરીએ પહોંચી ચુકી. આ નગરીમાં હેન્કો મુખ્ય શહેર છે. તે આપણે જાણીએ છીએ. પરદેશીઓનું આ મથક સર થયું. રાષ્ટ્રીય-સૈન્યનો વ્યૂહ ગોઠવનાર રશિયન નિષ્ણાત ગલેન હતો તે અહીં નોંધી લઈએ.

પ્રચારકોની કૂચ ક્રાંતિના પાયલટ એન્જીન જેવી હતી. પ્રચારકો રાષ્ટ્રસૈન્યને માટે રસ્તો મોકળો કરતા. સ્વતંત્રતા અને સમાનતાના આ ધ્વજધારીઓ ઉત્સાહના પુર ઉમટાવતા અને આમપ્રજા તેમને ભેટવા આતુર બની રહેતી. સત્તાધારીઓના લશ્કરો રાષ્ટ્રસૈન્યમાં મળી જતાં. હેન્કોનગરીના પરદેશીઓને હરાવી કૂચ આગળ ચાલી. યાંગઝેનો મહાનદ ઓળંગી આગળ વધી. બીજી બાજુએ વળી એક બીજી જ ટુકડીએ હુફીઅન, ચીકીયાંગ વગેરે પ્રાન્તો પર વિજય પતાકા રોપી. શાંગહાઈએ તો રક્ષણની હરોળ તયાર કરી, બેરીકેડ ઉભાં કર્યાં પરંતુ આ ફોગટ પ્રયત્ન હતો. જોત જોતામાં શાંગહાઈ પડયું. અને નાનકીંગે અચરજ કર્યું. ત્યાંના સત્તાધારીઓ તો આભાજ બની ગયા. નાનકીંગમાં એક લાખની શસ્ત્ર સેના હતી. તેમની પાસે રાયફલો હતી, તોપો હતી, વિમાન હતા, અને પ્રજા પક્ષે શું હતું ? માત્ર રાષ્ટ્રવાદનુ બિરૂદ. કોઈએ સ્વપ્ને પણ નધારેલું અહીં બન્યું. આ લશ્કરજ ઓસરી ગયું. સત્તાધારીઓની રાયફલો રાષ્ટ્રવાદના પ્રચાર આગળ ઓગળી ગઈ. ત્રણ દિવસમાં રાજ્યસત્તાવાળાની દિવાલ કડડભુસ પડી, જમીન-દોસ્ત થઈ. નાનકીંગનું પતન થયું. ચીનના ઇતિહાસની પહેલી રાજકીય ક્રાંતિ સુન-યાટ-સેને ૧૯૧૧ માં કરી. ચ્યાંગે ૧૯૨૭ માં મેળવેલી આ જીત ચીનની બીજી રાષ્ટ્રીય ક્રાંતિ લેખાય છે.

હજી પણ ચીનને છિન્નભિન્ન કરનારા તત્ત્વો પૂરેપૂરા જેર થયાં થયાં નહતાં. વળી રાષ્ટ્રવાદની આ જીત વેળા બીજાં એવાં કેટલાંક કલહના બીજ નંખાયાં હતાં જેને લીધે ચીન હજી પણ મુક્ત નહોતું થયું. આ ઇતિહાસ તરફ હવે નજર કરીશું.

# સામ્યવાદી સંઘર્ષ : ભાગ ચોથો

## સામ્યવાદીઓ સામે સંગ્રામ

ચીનના આધુનિક ઇતિહાસમાં સામ્યવાદી સંઘર્ષનો પ્રશ્ન અતિ અટપટો છે, વિવાદાસ્પદ પણ છે. ચીનના આ અટપટા પ્રશ્ન વિષે આધારભુત માહિતી મળવી ઘણી કઠણ છે કારણકે કાંઈક અંશે ચીનના ઇતિહાસના આ પ્રકરણ પર અંધારપટ છવાયેલો જણાય છે. હમણા હમણા* જે સમાચારો આવી રહ્યા છે તે આ પ્રશ્નને અત્યંત ગૂઢ બનાવે છે. આ બધી મુશ્કેલીઓ છતાં કાંઈક વિશ્વાસ-પાત્ર હકીકત ઉપરથી આપણે થોડુંક વિચારીશું. અને આ સંબંધીના પૂર્વગ્રહોથી--તરફેણના તેમજ વિરોધના–દૂર રહી થોડાં વિધાનો કરીશું.

વિશ્વભારતીના ચીના ભવનના સંચાલક તન યુન શાન 'આધુનિક ચીન'માં લખે છે તે મુજબ જો ચીનમાં આ આંતરિક કલહે આવું શોકજનક સ્વરૂપ ન લીધું હોત તો ચીનનું ભાવિ વધુ ઉજ્વળ બનત. કુઓમિન્તંગ અને કમ્યુનિસ્ટોના સંઘર્ષથી કોને દુઃખ ન થાય? અને કમ્યુનિસ્ટોનું જૂથ ચકોર અને બહાદુર આદમીઓનું બનેલું છે. પોતાના ટુંકા સ્વાર્થ માટે કુઓમિન્તંગનો ફાવે તેમ ઉપયોગ કહેવાતા રાષ્ટ્રવાદીઓએ કર્યો. છેવટે અનિવાર્ય તકરાર થઈ અને તેનાં અનિચ્છનીય પરિણામો આવ્યાં.

* આ પુસ્તકનું આ પ્રકરણ પ્રેસ કોપી માટે તૈયાર થાય છે તે સમય, નવેમ્બર ૧૯૪૪

ડૉ. સુન યટ સેનનો ત્રિવિધ સિદ્ધાંત, રાષ્ટ્રીયતા, પ્રજાતંત્ર, અને પ્રજાપોષણ એક સળંગ તત્ત્વવિચાર છે. ડૉ. સુને પુરાણા ચીનને પુનર્જીવન આપવા એક સળંગ વિચારશ્રેણી ચીન સમક્ષ રજુ કરી. પરંતુ ડૉ. સુનનું અકાળે મૃત્યુ થયું અને આ જ વિચારશ્રેણીમાંથી બે ફાંટા પડયા. એકે રાષ્ટ્રીયતા પર ભાર મુકયો અને બીજાએ પ્રજા-પોષણ તત્ત્વ પર. આ બન્ને તત્ત્વો કાંઇ પરસ્પર વિરોધી નથી જ. પરંતુ ઇતિહાસમાં જેમ અનેકવાર બન્યું છે તેમ એક ફિલ્સુફના પોતાનાજ અનુયાયીઓમાં, અંતેવાસીઓમાં પણ, ગુરૂના જીવન-સિદ્ધાંતોના જુદા જુદા તત્વો પર ઓછો વત્તો ભાર મુકાવાને લીધે નવા પંથો જાગે છે અને તેમાં વિકૃતિ થતાં તેઓ લડી મરે છે. ધર્મમાં આવું બન્યું છે તેમ રાજકારણમાં પણ બન્યું છે. ડૉ. સુનના પ્રજાપોષણની સિદ્ધાંત પર ભાર મૂકનારા સામ્યવાદીઓ પર બીજાં બાહ્ય કારણો અસર કરતાં હતાં એ વળી વધારામાં.

૧૯૧૭ની રશિયાની ક્રાંતિથી આકર્ષાઇ તથા લેનિનના રશિયાએ ઝાર સમયના પોતાના હકો છોડી દીધા તેને લીધે તેમજ રશિયાની ન્યાયીવૃત્તિથી દોરાઈને ડૉ. સુન-યાટ-સેને લેનિનના મિત્ર બોરોડિનને સલાહકાર તરીકે બોલાવ્યો હતો. આ કાળમાં ચીનના બુદ્ધિશાળી વર્ગ પર રશિયાના સાહિત્યની ઊંડી અસર થઈ હતી. આ સંજોગોમાં સામ્યવાદી સિદ્ધાંત દેશમાં ઠીક ઠીક પ્રિય બન્યો. અલબત્ત બુદ્ધિશાળી વર્ગમાંથી તે ફેલાયો જેમ હિંદુસ્તાનમાં બન્યું છે. ચીનની તે વેળાની રાજધાની પેકીંગની વિદ્યાપીઠનો અધ્યાપક લિ-તા-ચાઓ અને 'નવજુવાન ચીન' નામે એક અખબારનો તંત્રી ચેન-તુ-સીઉ સામ્યવાદી જૂથના સ્થાપકો હતા. ચીનનો પ્રસિદ્ધ સામ્યવાદી નેતા માઓ-ત્સે-તુંગ જે મૂળે ખેડૂત હતો અને સ્વપ્રયાસથી આગળ વધ્યો હતો તે કહે છે કે લિ-તા-ચાઓ અને ચેન-તુ-સીઉની તેના પર જબરી અસર પડેલી છે અને માર્કસનું 'કમ્યુનિસ્ટ જાહેરનામું' તેને પ્રેરણાજનક નીવડયું છે. ૧૯૨૧ ના મે માસમાં સામ્યવાદી પક્ષની રીતસર સ્થાપના થઈ.

આમ જો કે સામ્યવાદી પક્ષની સ્થાપના બુદ્ધિશાળી વર્ગે કરી છતાં આ વર્ગમાં જ તેની પર્યાપ્તિ થઈ એમ સમજવું નહિ. જોત જોતામાં કામદાર સંઘો સ્થપાયા. કાપડ સુતરની મીલોના કામદારો, ખાણોના મજુરો, મ્યુનિસિપલ નોકરો, અને પ્રેસ કામદારોનાં સંગઠનો થયાં. સરકારી ટંકશાળાના મજુરો પણ તેમાં જોડાયા. આ મુજબ ૧૯૨૨ માં બળવાન કામદાર હીલચાલનો આરંભ થયો. આ હીલચાલ કેટલી પ્રચંડ થઈ તે હવે પછી. ખેડૂતવર્ગનો પ્રવેશ જરા મોડો થયો, અને તેણે પક્ષ પર કેટલી ભારે અસર કરી તે હવે પછી જોઈશું, દમનનીતિ થતાં અને હુનાનમાં બે કામદારો શહીદ થયા તે બાદ ૧૯૨૨ ના મે દિને જંગી સામાન્ય હડતાલ થઈ. શાંગહાઈમાં બીજી સામ્યવાદી કોંગ્રેસ મળી. ત્યારબાદ કેન્ટોનમાં ત્રીજી કોંગ્રેસ થઈ જેમાં કુઓમિનતંગ જોડે મળી જવાનો અને સંયુક્ત સામનાનો ઐતિહાસિક ઠરાવ થયો.

રાષ્ટ્રવાદીઓ અને સામ્યવાદીઓના સમાધાનથી હીલચાલ ઘણી આગળ ધપી, કુઓમિન્તંગની પુનર્રચના થઈ. ચીનની પ્રજાકીય સરકાર ઉદ્દામ બની. તે વેળા વામ્પોની લશ્કરી કોલેજનો મંત્રી ચ્યાંગ–કૈ–શેક હતો અને તેના સાથીદારો સામ્યવાદી હતા. બોરોડિનની સલાહથી વંગ–ચીન–વૈએ જેનું હમણાજ અવસાન થયું છે (નવેંબર ૧૯૪૪) અને જે નાનકીંગની પુતળા સરકારનો આજસુધી પ્રમુખ હતો અને જે તે વેળા ઉદ્દામવાદી હતો એણે કુઓમિન્તંગની નવી રચના કરી. આ મુજબ સમસ્ત ચીનમાં ક્રાંતિકારી હીલચાલ ફેલાઈ. બરાબર આ જ સમયે દુર્ભાગ્યે ડો. સુનનું મૃત્યુ થયું.

આ પછીના કાળમાં રાષ્ટ્રવાદીઓ અને સામ્યવાદીઓમાં ફાટ પડી. ઉપર જણાવ્યા મુજબ સંયુક્ત મોરચો તો થયો જ હતો અને તેમાં બધા વર્ગો હતા. છતાં તેમનામાં હૃદયની એકતા નહોતી, હિતવિરોધ પણ ઘણા હતા. સંયુક્ત મોરચામાં ફાટ પડતાં પ્રજાજાગૃતિમાં

ઓટ આવી અને વર્ગવિરોધો બહાર આવ્યા. આ સમયે કેટલાક પ્રત્યાઘાતીઓ અને પરદેશી હિતોનું જોડાણ પણ તરી આવ્યું. મૂડીવાદીઓ અને આ હિતો એક થઇ ગયાં. એક બાજુ પરદેશીઓને હાંકી કાઢવાની વૃત્તિ જહાલ રૂપ પકડતી હતી ત્યારે બીજી બાજુ સામ્યવાદીઓની અતિક્રદામનીતિનો વિરોધ વધતો જતો હતો.

૧૯૨૫ ની ૩૦ મી મે ના દિને આંતરરાષ્ટ્રીય વસાહતની મીલીટરીએ હડતાળિયા મીલમજુરો પર ગોળીબાર કર્યો (આ હડતાળમાં ત્યાંના ચીની મીલમાલિકો કામદારોને સહાય કરી રહ્યા હતા) જેને પરિણામે સામાન્ય હડતાળ પડી, વિદ્યાર્થીઓએ જંગી દેખાવો કર્યા, બૉયકૉટ જાહેર થયો. બ્રિટીશ હિતો સામે ખાસ કરીને અને પરદેશીઓ સામે સામાન્યતઃ આ હીલચાલ હતી. ચીની વિદ્યાર્થીસમુહ બ્રિટીશવિરોધી લાગણી ઉગ્રપણે ધરાવતો હતો. હોંગકોંગમાં પણ આ હીલચાલ ફેલાઈ.

સમસ્ત દેશમાં જાગૃતિ ફેલાઈ હતી. ચ્યાંગે યુનાનના લશ્કરી દગાખોરોને હરાવ્યા હતા. પરદેશીઓની બેડીમાંથી મુક્ત થવાના સંગ્રામમાં સેનાપતિઓ, જમીનદારો અને ઉદારમતવાદીઓ પણ સામેલ થયા હતા. ૧૯૨૬ ના માર્ચ માસમાં ચ્યાંગ-કૈ-શેકે લાગ જોઈને છાપો માર્યો અને વામ્પોમાંથી સામ્યવાદીઓને હાંકી કાઢ્યા, કામદાર સંઘો પણ બંધ કર્યા. વંગને પ્રાંત બહાર જવું પડયું અને ચ્યાંગ પ્રમુખસ્થાને બેઠો. સામ્યવાદીઓએ ડૉ. સુનનો સામાજિક શાંતિનો સિદ્ધાંત માન્ય કર્યો અને સંયુક્ત મોરચાની ચ્યાંગની યોજના મનેકમને સ્વીકારી.

ચ્યાંગની આગેકૂચ ચાલતી હતી અને તેણે પ્રજામાં ક્રાંતિનો જુસ્સો પ્રકટાવ્યો તેનું કેટલુંક બ્યાન અન્યત્ર કર્યું છે. સ્વાધીનતાની આ કૂચને વિદ્યાર્થીઓએ અને મધ્યમવર્ગે આવકાર આપ્યો. આ કૂચમાં કિસાનોને સામંતપદ્ધતિ જમીનદોસ્ત થતી દેખાઇ અને કામ-

દારોને સમાજપલટાની આશા બંધાઈ. પ્રાંત પ્રાંતના હાકેમો શરણે આવ્યા અને સાથે પોતાનું લશ્કરીબળ પણ લઈ આવ્યા. ચ્યાંગ ભારે જમાવટ કરી શકયો. પરદેશી ગુલામીની શૃંખલા તોડવા કટિબદ્ધ થયેલી શક્તિનો તે અગ્રણી હતો.

દરમિયાન સામ્યવાદીઓએ મોસ્કોની પ્રેરણાથી* બંડ જગાવ્યું. શાંગહાઈના વીસ લાખ કામદારો પોતાના સંઘ દ્વારા વડે ઇંટરનેશનલ જોડે જોડાયેલા હતા અને જયાં ફેબ્રુઆરી:માસમાં બળવો જાગ્યો હતો ત્યાંના કામદારોએ માથું ઊંચું કર્યું. શાંગહાઈ તો રાષ્ટ્રવાદીઓનો કિલ્લો હતો. અહીં ચ્યાંગે આવીને કામદાર હડતાળ તોડી પાડી અને કતલ કરી. કેટલાક કામદારોને આ વેળા મીલોના બૉઈલરોમાં ફેંકી સળગાવી દેવામાં આવ્યા. ચ્યાંગ વિજય ઉન્માદ અનુભવતો હતો!

બોરોડિન વુહનમાં હતો. વુહનમાં સામ્યવાદીઓનું જોર વિશેષ હતું. ખેડુતોએ જમીનદારોની જમીનો સામ્યવાદીઓની છૂપી મદદથી કબજે કરી લીધી હતી. શાંગહાઈ પછી કેન્ટનનો વારો આવ્યો. ખેડુતોને દાબી દેવામાં આવ્યા અને તેમની પણ કતલ થઈ. ઉદ્દામવાદીઓ તથા સામ્યવાદીઓ પર ભયંકર જુલ્મો થયા. વુહન પડયું. વેંગ જે પાછો આવ્યો હતો તે નાસી છૂટયો. બોરોડિને રશિયાનો પંથ પકડયો. ૧૯૨૭ ના વસંત ઋતુના આ બનાવો અત્યંત કરૂણ છે.

માઓના કહેવા મુજબ વુહન ખાતે મળેલી સામ્યવાદી પરિષદના ઠરાવ મુજબ તો રાષ્ટ્રીય પક્ષને નમતું આપી દેવું જોઈતું હતું.

* 'મોસ્કોની પ્રેરણાથી' એમ અહીં કહ્યું છે તેનું પ્રમાણ અહીં આપવું જોઈએ. 'રેડ સ્ટાર ઓવર ચાઈના' નામે સામ્યવાદી દષ્ટિબિંદુ રજુ કરતા પ્રમાણભૂત ગ્રંથમાં એડગરસ્નો લખે છે કે 'મોસ્કોની આંતરરાષ્ટ્રીય કચેરી કમીન્ટર્ન આ વેળા ચીનના સામ્યવાદી પક્ષને સલાહ નહિ પણ સીધા હુકમો આપતી એમ જણાય છે, અને આ હુકમો ન સ્વીકારવાની ચીનની પાર્ટીને સત્તા નહતી.'

માઓની માન્યતા હતી કે 'રોય મૂર્ખ હતો, બોરોડિને છબરડો વાળ્યો અને ચેન (સામ્યવાદી પક્ષનો તે વેળાનો પ્રમુખ) દ્રોહી બન્યો.'

પરંતુ રાષ્ટ્રીય મહાસભા અને સામ્યવાદી પક્ષ વચ્ચેનું ભંગાણ કરાવનાર, જે ભંગાણને કારણે હજારોના પ્રાણ ગયા, છેવટે તો એમ. એન. રોય હતો એમ કેટલાક માને છે. મોસ્કો તરફથી એક ખરીતો બોરોડિનને મળ્યો કહેવાય છે અને જે ખરીતામાં એવો આદેશ હતો કે જમીનદારોની જમીન લઈ લેવી તે ખરીતાની નકલ રોયે મેળવી અને વંગને બતાવી દીધી. આનું પરિણામ દેખીતી રીતે એ આવ્યું કે કમ્યુનિસ્ટોને રાષ્ટ્રીય પક્ષમાંથી બરતરફ કરવામાં આવ્યા અને તેમની સામે દમનનીતિ જોરથી ચાલી.

કમ્યુનિસ્ટોની નીતિ રાષ્ટ્રીય પક્ષ સામે પડવાની નક્કી થવાથી આંતરિક લડાઈ શરૂ થઈ. ઉદ્દામવાદી કે ઉદારમતવાદી, જહાલ કે મવાલ બધા સામ્યવાદીઓ સામે થયા. મોસ્કોએ પણ પડકાર ઝીલી લેવા સામ્યવાદીઓને આદેશ આપ્યો હતો.

સામ્યવાદીઓએ ક્રાંતિની જન્મભૂમિ કેન્ટોનમાં અને કુવાંગટુંગમાં મોરચો માંડવા નિરધાર કર્યો. મોસ્કોએ ન્યુમેન નામે એક જર્મનને પોતાના પ્રતિનિધિ તરીકે મોકલ્યો. એણે કેન્ટોનમાં સામ્યવાદી તંત્ર કમ્યુન જાહેર કર્યું. પેરિસ કમ્યુનની આછી નકલ કરવાનો આ પ્રયાસ હતો. પેરિસની અંદર જેમ ચાર દહાડાની ચાંદરણી જેવું રાજ્ય સ્થપાયું હતું તેવું જ અહીં થયું. પરિણામે બન્ને જગ્યાએ હજારોની લાશો પડી! કેન્ટોનના કમ્યુનમાં બોબ કરેલા વાળવાળી યુવતીઓની લાશો ખડકાઈ! કમ્યુનિસ્ટોનો ભયંકર પરાજય થયો. ન્યુમેન નાસી છૂટયો. દશ વર્ષ પછી કામદાર નેતા માઓએ કબુલ કર્યું છે કે એક અર્ધ ગુલામ મુલકમાં સામ્યવાદી નીતિ આ જાતની ન હોઈ શકે. કામદારની સરમુખત્યારીની નીતિ કેટલી ભ્રામક હતી તે અનુભવે સમજાયું.

આ નીતિનો કરૂણ ફેજ ચીનમાં થયો તેને લીધે આખી જગત-ક્રાંતિની નીતિ અને સ્વરૂપ વિષે આત્મનિરીક્ષણની જરૂર પડી અને સામ્યવાદી સાગરમાં નવાં મોજાં ઉછળતાં થઇ, સામ્યવાદી રાજ-કારણમાં નવી ઘુમરીઓ પેદા થઇ તે વળી જુદો જ પ્રત્યાઘાત છે. પણ તે પ્રશ્ન પ્રસ્તુત નથી.

× × ×

હવે સામ્યવાદી ઇતિહાસનું એક તેજસ્વી પ્રકરણ શરૂ થાય છે. સામ્યવાદીઓએ નવી નીતિ, નવો નિશ્ચય અને નવી નેતાગિરીથી પુનઃ શરૂઆત કરી. આ નીતિનો પુરસ્કર્તા માઓ હતો. આ નીતિનું મધ્યબિંદુ કિસાન હતો. આ નીતિની શક્તિ લાલ લશ્કરની સંયોજના હતી, અને તેનો ધ્વજધારી લાલ સેનાપતિ ચુ તેહ હતો. કિસાનનું મહત્ત્વ સમજાવનાર માઓ પોતે હતો. આજ સુધી કોઇએ તેની વાત ગણકારી નહોતી. પરંતુ ચેન પદભ્રષ્ટ થયો ત્યારબાદ કિસાનનું મહત્ત્વ સમજાયું. કામદાર કિસાનનું ક્રાંતિકારી સૈન્ય—એ ચીનની સામ્યવાદી હિલચાલનું વિશિષ્ટ અંગ છે. સામ્યવાદી હિલચાલમાં ચીનનો આ ખાસ ફાળો છે. ક્રાંતિ કોઈ એક નક્કી કરેલા રંગ અને ઘાટ મુજબ, કોઈ આગળથી યોજેલા સિદ્ધાંત મુજબ નથી થતી. દરેક દેશ અને કાળમાં તે પોતાનાં વિવિધ સ્વરૂપો પકડે છે અને તેની પાછળ એકજ પ્રેરણાબળ હોય છે અને તે એક જ જરૂરિયાત સ્વીકારે છે. ઐતિહાસિક આવશ્યકતાને જ તે અનુસરે છે.

૧૯૨૬–૨૭ ની રાષ્ટ્રીય ક્રાંતિ પછી મધ્યસ્થતંત્ર સ્થપાયું. પરંતુ તે સાચું લોકતંત્ર હતું એમ તો ન જ કહી શકાય શાંગહાઇનો કબજો કામદાર વર્ગનો પરાજય કરીને ચ્યાંગે મેળવ્યો હતો અને કામદાર વર્ગનું પ્રતિનિધિત્વ મધ્યસ્થતંત્રમાં નહોતું. યાંગ્ઝે નદીની ખીણો અને કોતરોનો કિસાન વસ્તીએ સ્વાધીનતાની કૂચમાં ચ્યાંગને મદદ તો કરી હતી પણ તેમનું પ્રતિનિધિત્વ મધ્યસ્થતંત્રમાં નહોતું.

મધ્યસ્થતંત્રમાં દેશી મૂડીદારો, જમીનદારો અને સેનાપતિઓ પ્રધાન અસર પાડી રહ્યાં હતાં. અને એકવાર પરદેશી ગુલામીને ફગાવી દેવાનો અને પરદેશીઓને હાંકી કાઢવાનો પ્રશ્ન ઉકેલાતો જણાયો અને ચ્યાંગની સરકાર સ્થપાઈ કે તરતજ પ્રત્યાઘાતી બળો આગળ આવ્યાં.

સામ્યવાદી બળો ધીરે ધીરે એકત્રિત થતાં હતાં. ૧૯૨૭ થી ૧૯૩૧ ના ગાળામાં નાન્કીંગની સરકાર બીજા વૉરલોર્ડોને હરાવવામાં મશગુલ હતી તે અરસામાં સામ્યવાદીઓને કામ કરવાની તક મળી. કિઆંગશીના અને ફુકીન પ્રાંતમાં તેમણે પોતાનું સ્વતંત્ર તંત્ર સ્થાપ્યું. કિઆંગશીના ખેડૂતો સૈકા જૂના શોષણ તળે પીસાએલા હતા. તેમનામાં સામ્યવાદીઓએ પ્રચાર કાર્ય કર્યું હતું. આ જુલ્મોમાંથી મુક્તિ મળવાની આશાએ કિસાનોએ તેમનું સ્વાગત કર્યું અને અહીં બળવાન સરકાર સ્થપાઈ. ચ્યાંગની સરકાર માટે આ ભારે વાત હતી. ચ્યાંગને દેશમાં બે સમાંતર તંત્ર સ્થપાતા જોઈ દેશની એકતા તૂટતી જણાઈ હશે. એ ગમે તે હોય. ચ્યાંગની મધ્યસ્થ સરકારે આ લોકો સામે મોટું લશ્કર મોકલ્યું અને લાલ લશ્કર ભારે મુશીબતમાં આવી પડયું. હવે એક જ સ્થાને રહેવું એટલે કપાઈ મરવું એવી સ્થિતિ હોવાથી તેમણે જનતા સાથે હિજરત કરી.

એમ કહેવાય છે કે કિઆંગશીમાં ૧૮૦,૦૦૦ જેટલું લાલ લશ્કર સંગઠિત થયેલું હતું. આ લાલ લશ્કરને પીઠબળ આપનારા બે લાખ લાલ રક્ષણહાર હતા. તેમની પાસે એક લાખ રાઈફલ હતી, જો કે મોટાં હથિયારો તો નહોતાં જ. વળી એમ પણ કહેવાય છે કે નાન્કીંગની સરકારે સામ્યવાદીઓને પરાજિત કરવાના સંહાર-સંગ્રામમાં ગરીબ નિઃસહાય પ્રજા પર બંબગોળા ફેંકયા અને દશ લાખ માણસોનો ઘાણ કાઢયો! આ આંકડા આશ્ચર્યજનક છે અને તેને માટે આધારભૂત પ્રમાણ શું છે તે સમજાતું નથી પરંતુ એટલું

તો સમજાય છે કે આ સંહારસંગ્રામ છતાં કિઆંગશીની સોવિયેત સરકાર નાશ ન પામી, અલબત્ત ઘેરાવાની તૈયારીમાં હતી અને તેથી જ તેણે રાતોરાત કૂચ કરવાનો, મહાભિનિષ્ક્રમણનો, નિર્ધાર કર્યો.

## લાલ કૂચ

આ કૂચનાં રોમાંચક વર્ણનો એડગર સ્નોએ આપેલાં છે. આ કૂચમાં લાલ લશ્કર હતું એટલું જ નહિ પણ લાલ કિસાનો જોડાયા, વૃદ્ધો જોડાયા, જુવાનો જોડાયા, સ્ત્રીઓ જોડાઈ, બાળકો ચાલ્યાં કમ્યુનિસ્ટો અને બીન કમ્યુનિસ્ટો દમકદમ નીકળ્યાં. સાથે અસ્બાબ પણ ઉઠાવ્યો, કારખાનાં ખસેડયાં, ગધેડાં અને ખચ્ચરો પર યંત્રો નાંખ્યાં. રસ્તામાં કેટલોક બોજો મૂકી દેવો પડયો, ઘરેણાંગાંઠા દાટી દીધાં. પણ કૂચ ચાલી. આખું રાષ્ટ્ર જાણે કૂચ કરતું ચાલ્યું! મહાનિષ્ક્રમણ જ તે! નાન્કીંગની સરકાર હેબતાઈ ગઈ. કિઆંગશીનાં ખાલી શહેરોનો તેમણે કબજો લીધો! આ કૂચ ૬૦૦૦ માઈલ જેવડી લાંબી હતી. આ મુસાફરી કાંઈ મોટર કે અસ્ફાલ્ટના રસ્તાઓ પર નહોતી, પરંતુ આ કૂચ તો ઊંચા ઊંચા પર્વતો અને એશિયાની મોટી મોટી નદીઓ ઓળંગી કરવામાં આવી હતી. આને કાંઇ કૂચ માત્ર કહેવાય? એ તો એક મહાન સંગ્રામ જ હતો. ખરેખર સંગ્રામ હતો કારણકે ચ્યાંગના લશ્કરો પૂઠે જ હતા અને તેમને ઘેરવા પેંતરા રચી રહ્યા હતા. યાંગ્ઝે નદીની દક્ષિણે આ સૈનિકોને ઘેરી લઈ તેમનો સંહાર કરવાનો ભારે વ્યૂહ રચાયો હતો. ચ્યાંગે પોતાના કમાન્ડરોને તાર કરી જણાવ્યું હતું કે રાષ્ટ્ર અને રાષ્ટ્રીય પક્ષનું સમગ્ર ભાવિ આ કૂચને અટકાવી તેના સૈનિકોને ઘેરી લેવામાં આવેલું છે. પરંતુ? પરંતુ ચ્યાંગની સેનાઓને શિકસ્ત મળી. ભારે ચાલાકીથી સામ્યવાદીઓ છટકી ગયા. હવે બીજી નદી તાતુ પાર કરવાની હતી. હબસીઓ જેવા જંગલીઓની વસ્તીમાં જઇ 'લાલ' ચીનાઓએ આ કાળા લોકોની બિરાદરી સાધી! તાતુના ત્રીસ વીરો મોટેના જયનાદો ગાજી રહ્યા અને નદી ઓળંગાઈ! હવે ૧૬૦૦૦ ફુટનું ચઢાણ

આવ્યું. (આ આખી કૂચને જ સીધું ચઢાણુ ન કહેવું જોઈએ?) સામ્યવાદી લશ્કર આરંભમાં નેવું હજાર જેટલું હતું અને છેવટે વીસ હજારનું બની રહ્યું.

દાંડી કૂચ એક અદ્દભુત પ્રચારકાર્ય હતું. પરંતુ તેનાથી અનેક ગણો પ્રચાર આ કૂચ દ્વારા થયો. આ કૂચ દ્વારા સામ્યવાદીઓ બે કરોડ વસ્તી જોડે સંપર્ક સાધી શક્યા. ગામેગામ સામ્યવાદીના યુદ્ધ-મંત્રો ગાજ્યા અને ખેડૂત ક્રાંતિની હવા ફેલાઈ. આ કૂચના આંકડા ન મનાય તેવા છે. કૂચ ૩૬૮ દિવસ ચાલી; ૧૧૪ માઈલે એક પડાવ; પંદર દિવસ મોટી લડાઈ અને દરરોજ નાની ઝપાઝપી તો ખરી જ. પાંચ હજાર માઇલના પ્રવાસમાં માત્ર ૪૪ દિવસ આરામ; અઢાર પર્વતો અને પાંચ તો હિમાચ્છાદિત શિખરો; ૨૪ નદીઓનું ઉતરાણ; બાર પ્રાંતના સામંતોને હરાવી તથા છ જંગલી જાતોના પ્રદેશો ભેદીને કૂચ આગળ વધી; ૭૦,૦૦૦ યોદ્ધાની ખુવારી અને અઢળક નાણું અને હજારો ખચ્ચરો ગધેડાં આદિ વાહનનાં સાધનો. જેને આ આંકડા નવલકથાના માનવા હોય તે માને. પણ સત્ય ઘટના નવલકથા કરતાં પણ વધારે નવાઇ ઉપજાવે એવી કોઇકવાર હોય છે.

આ જગપ્રસિદ્ધ કૂચ જેની સરખામણી કદાચ એલ્પ્સ પર્વત પરની હેનીબોલની કૂચ સાથે થઈ શકે અગર નેપોલિયને મોસ્કોથી પીછેહઠ કરી તેની જોડે કરી શકાય (કારણકે આ એક લશ્કરી પીછેહઠ જ હતી ને!) તેના યોજક અને નાયક ચુ તેહ વિષે બે બોલ અહીં પ્રસ્તુત છે.

ચીનની ક્રાંતિના ઇતિહાસમાં ચુ તેહનું સ્થાન અનોખું છે. મૂળ જમીનદાર કુટુંબનો વિલાસી નબીરો અને જુવાનીની મસ્તીમાં ચકચૂર ચુ ક્રાંતિના આ કાળમાં પાશ્ચાત્ય કેળવણી પામેલા જુવાનોના સંપર્કમાં આવ્યો. યુનાનની મીલીટરી કોલેજમાં ચુ દાખલ થયો અને ૧૯૧૧ ની પ્રજાક્રાંતિ સાચેસાચી જનતાની ક્રાંતિ નહોતી એ વિચાર પર તે આવ્યો, અને તેથી તેણે ચીનની જીવનક્રાંતિ માટે જીવન

સમર્પણ કરી દીધું. એક વેળા તેનું માથું લાવવા ૨૫૦,૦૦૦ ડોલર-નું ઇનામ જાહેર થયું! ફ્રાન્સ, જર્મની અને છેવટે મોસ્કો જઈ માર્ક્સવાદનો તેણે અભ્યાસ કર્યો. આ અભ્યાસ દરમિયાન તેને જણાવ્યું કે ડૉ. સુનનો ત્રિવિધ સિદ્ધાંત અધૂરો હતો અને તેણે સામ્યવાદી હિલચાલમાં ઝંપલાવ્યું. ૧૯૩૧ માં પહેલી સોવિયેત મહાસભાએ તેને સેનાધિપતિ નીમ્યો. એની સેનાની રચના અને લડતના વ્યૂહે ઘણાનાં મન આકર્ષ્યાં. પોતાના સાથીઓ જોડે અત્યંત સાદું જીવન વીતાવ-નાર અને બિરાદરી કેળવનાર માયાળુ આંખવાળો ચુ, ગરીબ જનતાનો પ્રીતિપાત્ર બન્યો છે. સ્વતંત્રતાની જ્યોત જલતી રાખનાર અને અને માનવસ્વાતંત્ર્ય માટે લડનાર ચુનું નામ ચીનના ઇતિહાસમાં ભુસાવાનું નથી.

ક્વાંગસીથી હિજરત કરીને સામ્યવાદી દળે શાન્સીમાં લાલ વાવટો રોપ્યો. ના, રોપ્યો નહિ. વાચકને નાન્કીંગની કતલ યાદ હશે. નાન્કીંગથી ભાગી જઈને એક સામ્યવાદી યોદ્ધા બીઉ–ત્સુ–તને શાન્સીમાં લાલ વાવટો આ અગાઉ રોપ્યો જ હતો. આ સામ્યવાદી નેતાના નામથી માત્ર ત્યાંના જમીનદારો કંપતા હતા. ચીનના આ રોબીનહૂડે શાન્સી વગેરે પ્રાંતોમાં ભૂમિકા તૈયાર કરી હતી. આ જ પ્રદેશમાં આ સામ્યવાદી દળે પોતાની હંમેશ મુજબની ખગશ અને ધૂનથી સોવિયેતો મજબૂત બનાવ્યાં.

ક્વાંગસી માફક શાન્સીમાં પણ સામ્યવાદીઓએ પોતાનું રીતસર તંત્ર સ્થાપ્યું. છેવટે ૧૯૩૫ ના વચગાળામાં નવા લાલ તંત્રનો એટલો વિકાસ થયો કે તેમની હકૂમત હેઠળ શાન્સી, કન્સુનાં ૨૨ પર ગણામાં સંપૂર્ણ સરકાર સ્થપાઈ. લશ્કરી તેમજ મુલકી વહીવટ પૂરે-પૂરો ગોઠવાયો અને કાયદો અને વ્યવસ્થા એટલાં ખીલ્યાં કે દૂર દૂર દક્ષિણના અને પશ્ચિમના લાલ લશ્કર સામે આ લાલ ચીનનો સંપૂર્ણ સંપર્ક રેડિયો દ્વારા તથા બીજી રીતે સાધી શકાયો.

કવાંગસી અને કુકીન પ્રાંતમાંથી હિજરત કરીને લાલ લડવૈયા-ઓએ શાન્સીના ટેકરાળ અને કુદરત રક્ષિત પ્રદેશમાં સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી. ચ્યાંગ–કૈ–શેક આવું હરીફ રાજ્ય કેમ સાંખી શકે? ૧૯૩૫ માં તેણે પોતાના ઉપસેનાધિપતિ માર્શલ ચંગ–સે–લિંગને મોટા લશ્કર સાથે આ પ્રદેશ સર કરવા મોકલ્યો. તેના આઘાત–પ્રત્યાઘાતો હવે પછી જોઈશું. દરમિયાન ચીનની આ સંક્રાંતિ સમયની વીતકકથા તરફ નજર કરીશું.

*   *   *   *

## મુકદન 'બનાવ'

છિન્નભિન્ન ચીન વિષે પ્રકરણમાં આપણે જોયું કે રાષ્ટ્રીય ક્રાંતિ પછી જુદા જુદા પ્રાંતો પર પોતાની હકૂમત સ્થાપવા સરદારો અને સુબાઓએ યુક્તિ પ્રયુક્તિઓ અજમાવી. ડૉ. સુન યટ સેન લખે છે કે કોઈ પણ દેશ પોતાની આઝાદી એક છલંગ મારી હાંસલ નથી કરી શકતો પરંતુ એને અમુક તબક્કામાંથી પસાર થવું પડે છે. રાજકીય કેળવણી તેણે મેળવવી પડે છે. ચીને મંચુઓને તો ગાદીએથી ઉડાડી પાડયા પણ એમ કંઈ એક કૂદકે તે આઝાદ ન થઈ શકે. એને અગ્નિપરીક્ષામાંથી પસાર થવું જ પડે અને રાજકીય અનુભવ પણ તેણે મેળવવો જ રહ્યો. રાષ્ટ્રીય ક્રાંતિ પછીનો આ સંક્રાંતિ કાળ હતો. જુદા જુદા પ્રાંતોમાં વૉરલોર્ડોનો અમલ શરૂ થયો હતો. વળી કોઈક કોઈક વૉર લોર્ડો રાષ્ટ્રીય પક્ષમાં ભળેલા હતા. ૧૯૧૩ થી ૧૯૨૮ સુધી મંચુરિયા આવા એક વૉરલૉર્ડના અમલ હેઠળ હતું.

મંચુરિયાનો સુબા ચાંગ–સો–લિન રાષ્ટ્રીય ક્રાંતિ વેળા કુ ઓ મિન્તંગનો પ્રતિપક્ષી હતો. પાછળથી એણે મંચુરિયામાં સ્વતંત્ર હકૂમત સ્થાપી. ચાંગ–સો–લિન અત્યંત શક્તિશાળી અને સમૃદ્ધ સરદાર હતો અને જાપાનીઓની મંચુરિયા પ્રત્યે બદદાનત હોવાથી અને ચ્યાંગ–કૈ-શેક જોડે તે મળી જાય એવી જાપાનીઓને ધાસ્તી હોવાથી તેઓ તેને દુશ્મન લેખતા. જાપાનીઓએ તેને મારી નાખવા કાવતરું કર્યું અને જુન ૪, ૧૯૨૨ના રોજ એક ધડાકો થયો તેમાં તેનું મરણ

નીપજ્યું. એનો દીકરો જુવાન માર્શલ ચાંગ રાષ્ટ્રીયતાના રંગે રંગાયેલો હતો અને તેણે મંચુરિયા પર રાષ્ટ્રવાવટો ચઢાવ્યો. મંચુરિયા આમ તો ચીનનો ભાગ જ છે પણ તેના તરફ મધ્યસ્થ સરકારનું દુર્લક્ષ હતું, હવે મંચુરિયા મધ્ય ચીન જોડે સંપર્કમાં આવ્યું, અને તેની મૈત્રી ગાઢ બની. ચીનની આ એકતા જાપાનથી કેમ સાંખી જાય ?

જાપાને હવે દાવ નાખવા માંડયા. સમય પણ અનુકૂળ હતો. ઈંગ્લંડે સોનાનું ચલણ મૂકી દીધું અને અમેરિકામાં ભારે આર્થિક કટોકટી ઊભી થઈ જેણે ક્રમેક્રમે જગત આખાને આવરી લીધું. પાશ્ચાત્ય પ્રજામત પોતાના જ પ્રશ્નોમાં ગૂંચવાયો હતો અને બહાર લક્ષ આપી શકતો ન હોતો. મુકદન 'બનાવ' ની આ પૂર્વભૂમિકા હતી.

ચીનના આધુનિક ઇતિહાસમાં મુકદન બનાવ એક સીમાચિન્હ જેવો છે. આ બનાવ ૧૯૩૧ ના સપ્ટેમ્બરમાં બન્યો કહેવાય છે. કહેવાય છે એમ પણ અમે જાણી જોઈને જ કહીએ છીએ. કારણ કે આ બનાવ ખરેખર બનેલો કે નહિ તે પણ નક્કી નથી. લીગ ઑફ નેશન્સે આ સંબંધી એક કમીશન લોર્ડ લીટનના પ્રમુખપદે નીમેલું તે પણ આ વિષે ચોક્કસ અભિપ્રાય આપી શકયું નથી. 'જાપાનનો ગુપ્તચર' ('Secret Agent of Japan') એ નામના પુસ્તકમાં જાપાનીઓની નોકરીમાં રહેલા એક ઇટાલીઅને લખ્યું છે કે આ બનાવ તદ્દન ઉપજાવી કાઢેલો છે. (આ ઇટલીઅનને જાપાનીઓએ ફિલીપીનમાં કેદ કર્યો છે અને લાકડાના પાંજરામાં પૂર્યો છે એવું રોટરના એક સંદેશામાં હમણા જ હતું. ૧૯૪૨ ના સપ્ટેમ્બર.)

આ મુકદન બનાવ સાચો હોય કે કપોલકલ્પિત છતાં તેણે ભારે ઐતિહાસિક પરિણામ નીપજાવ્યું. આ બનાવ શો હતો ? જે સ્થાને જુવાન માર્શલના પિતા પેલા પ્રખ્યાત વૉરલૉર્ડનું ખૂન થયું હતું લગભગ તે જ સ્થાને આ ધડાકો થયો. જાપાનીઓના કહેવા મુજબ ચીનના સોલ્જરોએ અગર ચળવળીઆઓએ (બન્ને એક જ છે ને!) દક્ષિણ મંચુરિયન રેલ્વેનો પીતીંગ પાસેનો રેલરસ્તો ઉડાડી

દીધો, ચીનની ટૂકડીઓ અને જાપાની રેલ્વે ગાર્ડો વચ્ચે ઝપાઝપી થઈ. બસ થઈ રહ્યું! સુલેહનો ભંગ થયો! મધરાત થઈ ન થઈ અને કોરિયાથી જાપાની સેના ચઢી આવી, ઓગણીસમીની સવારે તો ચીની બેરેકોનો કબજો લેવાઇ ગયો, મુકદનનો દારૂગોળો સર થયો. આખા મંચુરિયામાં લડાઈ ફેલાઇ.

ચીનાઓ તો હેબતાઇ ગયા, આશ્ચર્યચકિત થઈ જોઈ રહ્યા. ચાર દહાડામાં દક્ષિણ મંચુરિયા આખું ગયું. એમ કહેવાય છે કે આ તો ફૌજી સેનાઓનું જ કામ હતું. જાપાનનો પરદેશમંત્રી પણ જાપાનના ફૌજી સેનાઓની ઇરાદાઓથી અજાણ હતો. કેપ્ટન નાકામુરાનું ચીની સોલ્જરોએ ખૂન કર્યું. તેના લીધે જાપાનની પ્રજામાં રોષ ભભૂકી ઊઠયો. આનો પણ લાભ લઈ ચીન સામે મોટું યુદ્ધ જગાડવું એવો વ્યૂહ હતો. ખેર, આ ધડાકો થયો અને જાપાને ચઢાઈ કરી.

આટલું લશ્કર એકદમ કેવી રીતે આવી પહોંચ્યું? શું પહેલાંથી જ તૈયાર હતું? આ 'બનાવ' બન્યો તે પહેલાં જ નીકળી ચૂકયું હતું કે કેમ? આવા અગવડભરેલા સવાલો કોઇએ ન પૂછવા! આ તો સામ્રાજ્યવાદ છે અને તેના નીતિનિયમો કોણ નથી જાણતું? આ સવાલો પણ કોણ કરે છે? કુંડું કથરોટને હસે? જે નિર્દોષ હોય તે જ પહેલો પથરો તો નાખી શકે. પણ આજે કોણ નિર્દોષ છે? સામ્રાજ્યવાદ જગતને ઘેરી વળ્યો છે અને વળી હવે તે નવાનવા રૂપે પ્રકાશે છે.

દક્ષિણ મંચુરિયા પછી જાપાનની જીત ઝપાટાબંધ થવા લાગી જોતજોતામાં ઉત્તર મંચુરિયા પણ ગયું.

એમ કહેવાય છે કે જાપાની ફૌજી સાહસની સરસાઈમાં ઊભા રહેવા જાપાની નૌકાદળે બીજું 'સાહસ' હાથ ધર્યું, આ 'સાહસ' માટે બ્હાનું પણ મળી રહ્યું, જાપાન સામે પ્રજામાં અને ખાસ કરીને યુવક જનતામાં ભારે રોષની લાગણી ફરી વળી હતી અને જાપાની માલના બહિષ્કારની હિલચાલ હવે ઊપડી, વાચકને યાદ આવશે કે હિંદુસ્તાનમાં પણ બ્રિટિશ માલના બહિષ્કારની હિલચાલ આજ ગાળામાં ઊપડી હતી. જાપાનીઓ અને ચીના વચ્ચે આ હિલચાલને

પરિણામે સંઘર્ષ થયો અને સ્થાનિક 'બનાવો' બન્યા. ચીન સામે યુદ્ધ કરવા માટે આ પુરતું બ્હાનું હતું,

આ યુદ્ધમાં શાંગ્હાઇની લડાઈ જાણીતી છે ૧૯ મા રૂટ લશ્કરે જે બહાદુરી અહીં કરી અને જાપાનીઓનો વીરતાભર્યો સામનો કર્યો તે ચીનની ત્વારીખમાં ઝળકતો કિસ્સો છે. પરંતુ તેની અહીં વિગતોમાં ઊતરવાની જરૂર નથી.

મન્ચુરિયા પછી જાપાનને કબજે જેહોલ ગયું, જૂના મન્ચુરિયા અને ઉત્તર ચીન વચ્ચે આવેલા આંતરિક મંગોલિયાના પૂર્વ વિભાગમાં જે ડુંગરાળ પ્રદેશ છે તે આ જેહોલ. જેહોલ કબજે કર્યાથી જાપાને ચીનનો ૬૫૦૦૦ ચોરસ માઈલ જેટલો પ્રદેશ કબજે કર્યો તે ઉપરાંત અંદરના મંગોલિયામાં પેસવાનો માર્ગ પ્રાપ્ત કર્યો. ૧૯૩૪–૩૫ માં ચહર પ્રાંતમાં પ્રવેશ અને પછી પૂર્વ હોપી. આમ જાપાનને કબજે વધુ ને વધુ ભૂમિ ગઈ. આ પ્રદેશો ઉપર જાપાને પોતાની જમાવટ કરવા પુતળા સરકાર સ્થાપી. આ 'પુતળા' તંત્ર હેઠળ અફીણની દાણચોરી, તીન્સ્ટીનની જાપાની વસાહતના મથક દ્વારા ચાલી અને જેમાંથી લાખોની લૂંટ થઈ તે એક શરમભરેલું પ્રકરણ છે.

જાપાની ગુપ્તચરની કથામાં આનું તાદશ વર્ણન છે. જાપાને ચીનાઓને અફીણ પીવડાવ્યું અને ઘેન ચઢાવ્યું. અફીણમાં પણ ઝેર મેળવ્યું અને બેવડું ઝેર બનાવ્યું તે તથા અનીતિનો વેપાર કેમ ચાલ્યો પુતળા સરકારોની સ્થાપના કેવા કાવાદાવા દ્વારા કરી, લાંચરૂશ્વત વગેરે હરામખોરી કરી જાપાની સોલ્જરોએ પોતાનો અંગત સ્વાર્થ કેમ સાધ્યો એ બધું આ ઇટલિયન જાપાની ગુપ્તચરે વર્ણવ્યું છે.

આ બધાનું પરિણામ એ આવ્યું કે ચીન સમસ્તમાં જાપાન-વિરોધી લાગણી પ્રબળ થઈ, સામ્યવાદીઓ તેમાં મોખરે રહ્યા. રાષ્ટ્રીય દળમાં કેટલાક પ્રત્યાઘાતી તત્ત્વો ભળી ગયેલા હતા. અને આ સંજોગોમાં જાપાનવિરોધી લાગણી એક મહાન હિલચાલમાં પરિણમતાં કાંઈક વિલંબ થયો. છેવટે સંયુક્ત સામનો રચી શકાયો. આ બનાવો સમજવા હવે આપણે 'લાલચીન' તરફ નજર કરવી પડશી.

## ૨. લાલ ચીન

'લાલ ચીન' મથાળું જોતાંજ વાચકોના મનમાં અનેક વિચાર વર્તુળો જામશે. 'લાલ ચીન' શબ્દ કેટલાય પૂર્વગ્રહો ઊભા કરશે. લાલ ચીન શબ્દ સાંભળીને કેટલાકને થશે કે ચીનમાં પણ રશિયા જેવું રાજ્ય સ્થપાયેલું છે કે શું? શું ચીનમાં પણ સંપૂર્ણ સામ્યવાદી સમાજ સ્થપાયો છે શું? કેટલાકના મનમાં વળી મૂડીદારો અને જમીનદારોની કતલ અને કામદારોએ રાજગાદી પચાવવાના ખ્યાલો આવશે. કેટલાકને મોરીસ હિન્ડસે Humanity uproated માં વર્ણવેલા ગામડામાં 'કુલક'ના સંહારની અને ખેડૂતોએ પોતે મારી નાખેલા લાખો ઢોર ઢાંખરોના કમકમાટી ભરેલા ખ્યાન યાદ આવશે અને વળી સમૂહ ખેતરો-ની ચીનમાં સ્થાપના થઈ છે કે શું એ પ્રશ્ન થશે, અને આખરે કેટલાક એમ પણ વિચાર કરતા હશે કે શું આ કન્ફ્યુશિયસની ભૂમિમાં અને બુદ્ધભગવાનના અનુયાયીઓના મુલકમાં મંદિરો બંધ કરી, ધર્મ એ પ્રજાને ઉંઘાડી દેવાનું અફીણ છે' એવા ઠેકઠેકાણે પાટિયાં મારી દીધાં હશે. વળી છેવટે કેટલાક એમ પણ પૂછવા મંડી જશે કે આ ચીનમાં વળી ધનિકો પાસેથી ખુંચવી લઈને પૈસાની સરખી વહેંચણી કરી દેવામાં આવી છે શું, જમીન વળી વહેંચાઈ ગઈ છે કે શું? આવા વિચારો આવે તે સ્વભાવિક છે. કારણ કે સોવિયત સમાજ અને લાલ રશિયા વિષે ઘોર અજ્ઞાન પ્રવર્તે છે અને આ વિષે પૂર્વગ્રહોનાં જાળાં ગુંથાયાં

છે. વાચકો જોશે કે આમ ભડકી જવાની જરૂર નથી. ચીનમાં આમ-જનતાનું શ્રેય થાય તેવી, સામાન્ય માણસ સમજી શકે તેવી અને કન્ફ્યુશિઅસની ભૂમિમાં જ ખીલે એવી વ્યવસ્થા સ્થપાઈ છે. અલબત્ત, આ વ્યવસ્થાનો જન્મ થતાં સમાજે અનેક મંથનો અને દુઃખો સહન કર્યાં છે પરંતુ તેનું પરિણામ સરવાળે પ્રજાના કલ્યાણમાં આવેલું છે.

× × × ×

ચીનના એક અતિ મોટા વિસ્તારમાં કમ્યુનિસ્ટ તંત્ર સ્થપાયેલું છે તેનો અર્થ એ નથી કે ત્યાં 'કામદાર સરમુખત્યારી' વાળી સરકાર રચાઈ છે. ચીન ખેડૂતોનો દેશ હોવાથી માર્ક્સે નહિ કલ્પેલી એવી એક જાતની ગ્રામસમાનતાની વ્યવસ્થા રચાઇ છે. જો લાલ ચીનના આ વિસ્તારોની સમાજવ્યવસ્થાને કોઈક નામ જ આપવું હોય તો તમે તેને ખાનગી મૂડીવાદ, રાજ્ય યોજિત મૂડીવાદ અને આદ્યકાળ સૂચિત સામ્યવાદનું વિચિત્ર મિશ્રણ કહી શકો. વસ્તુતઃ સામ્યવાદ પ્રેમી એડગર સ્નો જેવો લેખક એમ જ કહે છે. એક બીજો લેખક કહે છે કે 'ચીનની સોવિયત સરકારની નીતિનું મધ્યબિંદુ નાના નાના સ્વતંત્ર ખેડૂતોનું (yeoman farmers) સર્જન કરવાનું હતું, સમુહ મિલકતનો તેમણે અખતરો કર્યો પણ વિના વિલંબે છોડી દીધો અને ખેડૂત કાયદાની સુધારણા એ જ કમ્યુનિસ્ટોનું કાર્ય બની રહ્યું. કમ્યુનિસ્ટોની નિષ્ફળતા–સફળતાનું મૂળભુત કારણ આ જ હતું.' આ બધા લેખકો ગમે તે કહે. કોઇપણ એક નામ આ વ્યવસ્થાને બંધ બેસશે નહિ. ખરી વાત એ છે કે ચીનના દક્ષિણ ક્વાંગ્સી પ્રાંતમાં તથા ચીનના ઉત્તરે શેન્સીમાં જે વાસ્તવિક પરિસ્થિતિ હતી તેને અનુકૂળ તંત્ર ત્યાં આપોઆપ ઊભું થયું. માર્ક્સે કાંઇ આવાં તંત્રો માટે આગળથી સૂચનો નથી આપી મૂક્યાં કે લેનિને નકશો નથી દોરી આપ્યો. પરંતુ માર્ક્સવાદે તો એટલું જ કહ્યું છે કે તમે વાસ્તવિકતા જુઓ અને ધરતીને અનુકૂળ તંત્ર ઊભું કરો.

૧૯૩૩ ના અરસામાં જ્યારે ચીનની રાષ્ટ્રીય સરકાર સમસ્ત ચીનને એક તંત્ર નીચે લાવવા મથી રહી હતી ત્યારે ક્યાંગ્સીમાં સોવિયેતો પગભર થયા હતા. એકલા ક્યાંગસીમાં એક હજાર સોવિયેત 'કોઓપરેટીવ'–સહકારી મંડળીઓ રચાઇ હતી. સામુદાયિક સાહસથી ઉદ્યોગો સ્થપાયેલા હતા. જમીનની પુનઃવહેંચણી અને કરભાર હલકો થવાને પરિણામે ખેડુતોનાં જીવન સુખી અને તેમનાં નિર્વાહનાં સાધનો કાંઇક સંતોષકારક થયાં હતાં. કામદારોએ નવા જીવનની હવા લેવા માંડી હતી. બેકારી, બાળમજૂરની પ્રથા ઇત્યાદિ કામદાર જીવનનાં અપલક્ષણો દૂર થયાં હતાં. જનતામાં કેળવણીનું પ્રમાણ ચાર વર્ષના ગાળામાં ૮૦ ટકા જેટલું થયું હતું. આ સામાન્ય વિધાનો મૂકી દઇને આપણે વધુ વિગતોમાં હવે ઊતરીએ, અને તે માટે આપણે ઉત્તર પશ્ચિમના પ્રાંતો તથા સીમા પ્રાંતો તરફ નજર કરવી જોઈ શે.

ચ્યાંગ–કૈ–શેકના 'દબાણથી' સામ્યવાદીઓને ઉત્તરના આ પ્રાંતોમાં વસાહત કરવી પડી. સામ્યવાદી જૂથે સંપૂર્ણ વ્યવસ્થા શેન્સીની આજુબાજુ રચી અને હજી પણ ત્યાં હથોડા અને દાતરડાઓની સંજ્ઞાવાળો વાવટો ફરકે છે. ખરું લાલ ચીન આ છે. અલબત્ત આ શેન્સીની વાત કરતાં દક્ષિણના સામ્યવાદી ક્યાંગસી વિષે ફરીથી ઉલ્લેખ જરૂરી થઇ પડશે.

ચીનનો ઉત્તર–પશ્ચિમ વિસ્તાર કાંઈ ઔદ્યોગિક પ્રદેશ નથી. આપણે પાછળ જોયું તેમ ફળદ્રુપ ખેતી થઇ શકે એવા આ મુલકનો વિકાસ થયો નહોતો. આ પ્રદેશમાં ખેડૂતો શોષિત હતા. કમ્યુનિસ્ટો સમક્ષ પ્રશ્ન હતો જમીન અને કરવેરાનો. અને તે પ્રશ્નનો ઉકેલ કરવામાં તેઓ ગુંથાયા. જમીનની વહેંચણી એ તેમનું પહેલું, ક્રાંતિકારી કહેવું હોય તો તે અને સુધારણાનું કહેવું હોય તે, પગલું હતું. સામ્યવાદીઓએ વાસ્તવિક પરિસ્થિતિ જોઈ આ કાર્ય હાથમાં લીધું. આ પાયા પર જ તેમણે મંડાણ કરવાનું હતું. પહેલી

અખિલ ચીનની સોવિયેત કોંગ્રેસ મળી ત્યારે માર્ક્સ લેનીનની કલ્પનાનું સમાજવાદી રાજ સ્થાપવા માટેનો આદર્શ તેમણે સ્વીકારેલો સાફ માલમ પડે છે. એટલે તેમનું લક્ષ્ય તો ચોકખું હતું. છતાં તેમણે વ્યવહારમાં તો 'દરેકની પાસેથી તેની બુદ્ધિશક્તિ મુજબ મેળવી તેનો બદલો તેની જરૂરિયાત મુજબ આપવો' એ માર્ક્સના વિધાન કરતાં સુન યટ સેનના 'ખેડે તેની જમીન'ના આદર્શનું જ પાલન કર્યું. સામ્યવાદીઓએ જે આર્થિક સુધારા કર્યા તેમાં જમીનની પુનઃવહેંચણી, ભારે વ્યાજમાં સારો ઘટાડો, ગેરવ્યાજબી કરવેરામાંથી મુક્તિ અને જમીનદારો તથા અમલદારોના ખાસ અધિકારો અને સત્તાનો નાશ એ મુખ્ય મુદ્દા હતા. આ સોવિયેતોનું 'કામદાર કિસાન સરકાર'નું નામકરણ થયું અને આ સોવિયત તંત્રમાં તત્ત્વની દૃષ્ટિએ કામદાર કિસાન સરમુખત્યારીની કલ્પના રાખવામાં આવી. પરંતુ વ્યવહારમાં તેવું કાંઈજ નહોતું. અહીં કામદારો નો નહોતા, અને હતા તો તે ગૌણ જ રહેલા જણાતા, કારણકે આ તો કિસાનોનો પ્રદેશ હતો. અહીં તો આધુનિક ઉદ્યોગોની હવા પેઠી નહોતી. આ કાંઈ જેને આધુનિક મૂડીવાદ કહે છે તેની ભૂમિ નહોતી. છતાં પોતાના સિદ્ધાંતને અનુકૂળ રહી અહીં ખેડૂતોના વિભાગો રાજકર્તાઓએ પાડયા. મોટા જમીનદારો, મધ્યમ અને નાના જમીનદારો; ધનિક મધ્યમ અને ગરીબ ખેડૂતો; જમીન વગરના કિસાનો, હાથકારીગરો, 'મુફલીસ' કામદારો ઈ. વળી અહીં પણ બુદ્ધિજીવીઓ હતા. ગામડાનો આ 'બુદ્ધિશાળી વર્ગ' ગણાય. આ વિભાગો કાંઈ મૂળગત તો ન જ ગણી શકાય, ગ્રામ અર્થવ્યવસ્થા અહીં તો હતી.

સોવિયેત-એટલે કે પંચાયતોનો પ્રબંધ પણ 'પિરામીડ' જેવો એટલે કે જેનો પાયો જનતાવ્યાપી અને જેનું શિખર મધ્યસ્થ સરકાર એ મુજબનો હતો. ગ્રામ સોવિયેત, તાલુકા સોવિયેત, જીલ્લા સોવિયેત, પ્રાંત સોવિયેત અને તેના ડેલીગેટોની ચૂંટણી આપણી હિંદી કોંગ્રેસ જેવી ચૂંટણીની વ્યવસ્થા-રાજતંત્રની આ આછી રેખા

છે. વળી કેળવણી, રાજકારણ અને લશ્કરી તાલીમ, આરોગ્ય, સહકારી સોસાયટીઓની તંત્રરચના ઇત્યાદિ માટે સમિતિઓ અને પેટા સમિતિઓ હતી.

કમ્યુનિસ્ટ પાર્ટીનું તંત્ર પણ રિવાજ મુજબનું હતું. ખેડૂતો અને કામદારોમાંથી એટલે કે સમસ્ત આમજનતામાંથી સામ્યવાદી તંત્ર પોષણ મેળવતું હતું એમ કહીએ તો ચાલે. તરુણ સામ્યવાદી તંત્ર હેઠળ 'વાનર સેના' જેવી વ્યવસ્થા પણ હતી. સ્ત્રી પુરુષ સમાનતાનો ઝાંખો ખ્યાલ તેમના મહિલા મંડળની કારકીર્દિ પરથી આવે છે. કોઈ પૂછશે કે ખેડૂતો શું આ બધું સમજતા હતા અને સાચેસાચું ગ્રામસ્વરાજ હતું કે માત્ર પોથીમાં જ આ બધાં બંધારણ હતાં? આ સવાલ પૂછનાર એમ કદાચ સમજતો હશે કે ગ્રામજનતા સાવ ભોળી છે, અણસમજ છે અને તેને બહારના લોકો અને પ્રચારકો રમાડી જાય છે. હિંદુસ્તાનની ગામડાની જનતા જેવી ચકોર ચીનની જનતા છે. તેઓ પોતાનાં હિતો સમજે છે. સોવિયેત નામ નવું છે પણ પુરાણા કાળથી પંચાયતોનો વહીવટ ખેડૂતો પોતે કુશળતાથી કરતા આવ્યા છે તે ભૂલવું જોઈએ નહિ. ચૂંટણીની પ્રથાને નવા રૂપરંગ આપવામાં આવ્યાં પણ ગ્રામપ્રજાએ સ્વરાજતંત્ર અદ્ભુત કુશળતાથી ચલાવેલા છે. કેટલોક કાળ આ પ્રજા અંધકારમાં રહી પરંતુ તેની સાદી સમજ અને ઊંડી વિચારશક્તિ કાંઈ ગુમાવી બેઠી નહોતી.

ગ્રામસંગઠન એ આ રચનાનો પાયો હતો. જમીનનું ઉત્પન્ન સાવ ઘટી ગયેલું તે વધારવાનું પહેલું કાર્ય હતું. ખાલી પડેલી જમીનોમાં વાવેતરો કરવા, પાકનું ઉત્પન્ન વધારવું, બાગાયત જમીનનો વિકાસ કરવો આ બધું વેગબંધ શરૂ થયું. અને હવે મિન-ટુઆન એટલે કે પેસો સૌ ઉત્પન્ન ભરખો જતો જમીનદાર નષ્ટપ્રાય થયો અને બધું ઉત્પન્ન પોતાને જ મળવાનું થયું એટલે ગ્રામવિસ્તારમાં ઓર ઉમંગ આવ્યો.

આ ખેડૂતોની સરકારે પહેલા વર્ષે તો ગરીબ ખેડૂતને કરમાંથી સંપૂર્ણ મુક્ત કર્યા. જમીનભૂખ્યા ખેડૂતોને પ્રાણપ્યારી જમીન મળી

દીકરા દીકરી જેવા ઢોરઢાંખર મળ્યાં. લાલ સરકારની નીતિમાં પહેલી કલમ જમીનની પુનઃવહેંચણીની હતી. જે જમીન ખેડે તેનો જ તે જમીનનો ભોગવટો રાખવામાં આવ્યો, બલ્કે જમીનની માલિકી થઈ. ઉત્તર પશ્ચિમ સોવિયેત સરકારના કાયદા મુજબ ધનિક જમીનદારોની જમીન જપ્ત કરવામાં આવી. જ્યાં જમીનની તંગી ન હોતી ત્યાં જોકે આમ કરવામાં નહોતું આવ્યું. અહીં ફળદ્રુપ જમીન અને મોળી જમીનના ટૂકડા ધોરણસર પાડવામાં આવ્યા, એટલે ગરીબ કિસાનોને પણ ફળદ્રુપ જમીનના ટૂકડા મળ્યા. આ પેરેગ્રાફમાં આપણે જમીનદાર શબ્દ બહુવાર વાપર્યો છે. જમીનદાર એટલે શું ? પોતાના શ્રમ કરતાં પારકાના શ્રમમાંથી જે વધુ આવક મેળવતો હોય તે અને વધારે પ્રમાણમાં ગણોત પર જીવતો હોય તે. આ વ્યાખ્યામાં વ્યાજ ખાઉ લોકોનો સમાવેશ થાય છે તે વાચક જાણી લે. થોડાં જ વર્ષોમાં જમીન સંબંધી આ નીતિમાં ભારે પલટો થયો અગર પીછેહઠ થઇ એ પણ વાચક યાદ રાખે. સામ્યવાદીઓની હવે પછીની નીતિ આવી ક્રાંતિકારી ન હોતી પણ સુધારક હતી એમ કહેવું ખોટું નથી. વાસ્તવિક પરિસ્થિતિને વશ થઇ આ પલટો કરવો પડેલો છે.

અને આ ક્રાંતકારી નીતિ શેન્સી વિસ્તારમાં શકય હતી એ તો સહેજે સમજી શકાય એમ છે, આવશ્યક હતી એમ જ કહેવું જોઇએ. આ મુલકમાં અમલદારો, કર ઉઘરાવનારા અને બેઠાડુ, ઘેર પલંગમાં પોઢી રહેનારા જમીનદારો જમીનો પચાવી પડયા હતા એ વાચકને યાદ હશે. એટલે જમીન ખૂંચવી લેવાનું અને તેની પુનઃવહેંચણીનું કામ ન્યાયી અને સહેલું હતું.

આ નીતિ કાંઇ જમીન માલિકીમાં સમાનતા લાવવા માટે

હતી એમ તો કહી શકાય નહિ અહીં જ વળી સમાનતાની વાત ક્યાં હતી ? અહીં તો જનતાને જીવનનિર્વાહનું સાધન ઊભું કરવાનું મુખ્ય લક્ષ્ય હતું. સોવિયેત જમીન ધારાઓનું મધ્યબિંદુ, મૂળ સિદ્ધાંત આ 'જીવનનિર્વાહ'નો હતો. એટલે જ ઉપર કહ્યું છે તેમ અહીં સુન યટ સેનના સિદ્ધાંતનું સમર્થન હતું. આ ધારણપોષણનો ધર્મ પ્રત્યાઘાતી કહેવાતા રાષ્ટ્રવાદીઓ ભૂલી ગયા હતા, અને પોતાના સાચા ધર્મને પણ તે બેવફા બન્યા હતા. આ બેવફાઈ નિર્મૂળ કરવાનો આ પ્રયાસ હતો, અને તેની સામે કહેવાતા રાષ્ટ્રવાદીઓ યુદ્ધ જગાવે તો તેમને કાંઈ અહીં કોઠું મળવાનું ન હોતું એ તો થોડાજ વખતમાં તેમને પણ સમજાયું.

પરંતુ અતિઉદ્દામવાદીઓને પણ અહીં સ્થાન મળે તેમ નહોતું અને એવા અતિઉત્સાહીઓ પણ અહીં પાછા પડયા તે સૂચક છે. ન્યાયી વ્યવસ્થા સ્થપાયા પછી ખેડૂત ધારામાં ફેરફાર કરવામાં આવ્યો તે પણ આપણે જાણીએ છીએ. સમુહખેતીનો પ્રશ્ન અહીં હતો જ નહિ. જમીનના જ નાના નાના ટૂકડા અહીં હતા, મોટા લાટ નહોતા. ટ્રેકટરો અને યંત્રો અહીં ઘુસાડી દે તેવા મૂર્ખ સામ્યવાદીઓ નહોતા જ. સામ્યવાદી વ્યવસ્થા એટલે પછાત મુલકમાં અને નાના નાનાં ગામડાં અને ખેતરોવાળા પ્રદેશમાં એકદમ ટ્રેકટરો અને મોટાં મોટાં 'કોલોઝ' સમુહ ખેતરો એવાં ચિત્રો રજૂ થાય છે અને આ બધું ઉત્પન્ન ક્યાં નાખવું એવા એવા મિથ્યા સવાલો થાય છે તેનો અહીં જવાબ મળી રહે છે, પરંતુ હજી આપણે આ વિશિષ્ટ સોવિએત વ્યવસ્થાનાં કેટલાંક અંગો જોવાનાં છે માટે તે તરફ જ વળીએ.

આ વિસ્તારમાં સહકારી મંડળીઓની વિશાળ હિલચાલ ઉપાડી લેવામાં આવી. હિંદુસ્તાનમાં કેટલીક જગ્યાએ સહકારી હિલચાલમાં વ્યાજખાઉ લોકો પેસી ગયા છે અને આ હિલચાલનું હાર્દ કોરી ખાધું છે એવું અહીં નથી બન્યું. વળી આ હિલચાલ ધીરધાર માટે જ

ઊભી થઈ એમ નથી. ચીનના ઉત્તર પશ્ચિમના આ ત્રણ પ્રાંતોની સહકારી હિલચાલ એટલે આર્થિક, રાજકીય, સાંસ્કારિક પ્રગતિ માટે સતત પ્રયાસ. આર્થિક ઉત્પન્ન અને વહેંચણી કરવાનું કાર્ય આ મંડળીનું હતું એટલું જ નહિ પણ ઢોરઢાંખર તેમજ ખેતીના ઓજારોનો સામુદાયિક ઉપયોગ વગેરે વ્યવસ્થા કરવાનું કાર્ય પણ આ મંડળીઓનું હતું. ખેતીના કામકાજમાં સોવિએત અમલદારો, 'લાલ' સેનાઓ, સ્ત્રીઓ અને બાળકો વાવણી અને લણણી વેળા અગર બહુ કામ હોય ત્યારે સૌ કોઈ લાગી પડતા. આવું સામુદાયિક કામ પણ કોઈ નવો ક્રાંતિકારી વિચાર આ ગામડામાં નથી, આપણે ત્યાં પણ નથી. જેને ગ્રામવ્યવસ્થાનો ઓછો પણ ખ્યાલ છે તે આ વસ્તુ જાણે જ છે. છતાં આ વ્યવસ્થા નવા પાયા પર આ લોકોએ મૂકી તેમાં ક્રાંતિકારી તત્ત્વ જેને ભાળવું હોય તે ભાળે તેમાં પણ વાંધો નથી. ખેડૂત માનસમાં અંધકાર છવાઈ ગયો હોઈ આ નૂતન વ્યવસ્થાએ નવો પ્રકાશ આપ્યો એ શક વગરની વાત છે.

આ નૂતન સહકારી તંત્રની વાત કરતાં આપણે આ ગામડાંઓના ઉદ્યોગો વિષે પણ ઉલ્લેખ કરીએ. ઉપર કહ્યું છે તેમ આ બધા ગ્રામઉદ્યોગો હતા, સમસ્ત ચીનમાં ખેડુત આપણા ખેડૂત માફક વરસમાં લગભગ અડધો વખત નવરો રહે છે તેથી ઉપઉદ્યોગની તેને જરૂર રહે છે. છતાં આ પ્રાંતોમાં કેટલાક મોટા ઉદ્યોગો પણ સ્થાપવા જરૂરી હતા અને લાલ ચીનમાં તેનું મહત્ત્વ ઘણું છે. એ યાદ રાખવું જોઈએ કે આ વિસ્તાર એક મોટા દેશ જેટલો છે, અને આ 'સ્વતંત્ર દેશ' માં સંપૂર્ણ રાજવ્યવસ્થા જોવામાં આવે તેમાં નવાઈ પામવા જેવું કાંઈ નથી.

આ અર્થવ્યવસ્થા કેવી હતી? 'રાજ્યયોજિત મૂડીવાદ' તેનું અગત્યનું અંગ છે, આને 'રાજ્યયોજિત સમાજવાદ' નામ આપો તો

પણ એની એ જ વાત છે. જેમકે ખાણો રાજ્યની માલિકીની હતી. રશિયામાં આ જ વિસ્તારમાં તેલના કૂવા મળે છે. આ તેલના કુવા રાજ્યની માલિકીના છે. 'મીઠાના કૂવા' ઉપર પણ રાજ્યનો માલિકી હક છે. ઢોરઢાંખર, ચામડાં, મીઠું, ઊન, રૂ, કાગળ અને બીજા કાચા પદાર્થોનો વેપાર રાજ્ય કરે છે. છતાં ખાનગી વેપારની પણ છૂટ છે. રાજ્યે કાંઈ એકહથ્થુ વેપાર માંડયો નથી, અને આ ખાનગી હરીફાઈ તો છે જ. વળી ખાનગી સાહસો અને ઉદ્યોગોને ઉત્તેજન અપાય છે. જમીન અને અનાજના વેપાર પર અંકુશ છે. છતાં છૂટથી તે થઈ શકે છે.

સહકારી હિલચાલને સમાજવાદી રંગ આપવાનો પ્રયત્ન થયો છે અને 'ખાનગી મૂડીવાદ સામે રક્ષણ કરવા' અને આર્થિક વ્યવસ્થાના વિકાસ માટે સહકારી પ્રથાનો ઉપયોગ જનતા તેમજ રાજ્ય કરી રહ્યાં છે. જનતાના શોષણ સામે થવાનું, શત્રુની (બીનસામ્યવાદી વિસ્તાર જેણે આ પ્રદેશ સામે જેહાદ ઉપાડેલી) લાઈનદોરી તોડવાનું, સોવિયેત જીલ્લાની રાષ્ટ્રીય અર્થવ્યવસ્થાનો વિકાસ કરવાનું, જનતામાં રાજકારણ અને અર્થકારણ વિષયક જ્ઞાન ફેલાવવાનું અને આ ઉચ્ચતર ભૂમિકાએ પહોંચી પ્રજાક્રાંતિમાંથી સમાજક્રાંતિ લાવવાનું, સમાજવાદની સ્થાપના કરવાનું ધ્યેય આ સોવિયેત સહકારી હિલચાલનું છે એમ તેમના સત્તાવાર હેવાલમાં જણાવવામાં આવ્યું છે.

સોવિયેત ભૂમિ પર કારખાનાં હતાં? આ સવાલ પૂછાય છે. આ વિષે કેટલાક આંકડા પણ મળી આવે છે.

કયાંગ્સીનો પહેલો વિચાર કરીએ કારણ દક્ષિણે આ પ્રાંતમાં જ સામ્યવાદીઓએ પહેલ કરી. કયાંગ્સી પ્રાંતને બંદર નહોતું અને ચારેબાજુ એ ઘેરાઈ ગયેલું હતું. છતાં અહીં કેટલાક ઉદ્યોગો સ્થાપવામાં આવ્યા અને તે ફુલ્યાફાલ્યા. ચીનમાં તુંગ્સન ખાણોનું ધન આ પ્રાંતમાં પડેલું છે. આ ખાણો ધમધોકાર ચલાવીને લાખો રૂપિયાની આવક 'લાલ' સરકારે મેળવી. કયાંગ્સીમાં કાપડ સૂતરની

મીલો, વણાટનાં કારખાનાં અને બીજી ફેક્ટરીઓ ઠેરઠેર પથરાયેલી છે. જનતાની જરૂરિયાતોને પહોંચી વળવા નાનાનાના ઉદ્યોગો પણ સ્થપાયા છે. ૧૯૩૩માં આ 'ઘેરો' ચાલતો હતો તે વેળા ૧૨,૦૦૦.૦૦૦ ડોલર એટલે કે ત્રણ કરોડ ઉપરાંતની 'નિકાશ' ગુપ્ત રીતે આ લોકોએ કરી! અલબત્ત મોટા ઉદ્યોગો તદ્દન ગૌણ છે અને નાના ઉદ્યોગો સહકારી પદ્ધતિએ ચાલતા હતા. ૧૯૩૩ માં માઓના કહેવા મુજબ આવી ઉત્પન્ન અને વહેંચણી માટે યોજાએલી ૧૪૨૩ સહકારી મંડળી ક્યાંગ્સીમાં અસ્તિત્વ ધરાવતી હતી. લીગ ઑફ નેશન્સનો એક હેવાલ અહીંની સહકારી મંડળીઓની સફળતાની સાક્ષી પૂરે છે.

પણ ઉત્તર પશ્ચિમમાં શું? ઉત્તર પશ્ચિમના મુખ્ય શહેરો સિઆન અને લાઓચૌમાં નાના આધુનિક ઉદ્યોગો છે. આખા પ્રાંતમાં થઈને ફોર્ડ મોટર કંપનીના એક જ 'પ્લાન્ટ' જેટલો આ ઉદ્યોગ ગણાય. પેલી ઐતિહાસિક કૂચ પછી અહીં 'લાલ' યોદ્ધા આવી પહોંચ્યા ત્યારે સાથે લેથ, ડાઇ, સીવવાનાં સિંગર મશીનો, અને અનેક ઓજારો ખચ્ચરો પર લઈ આવેલા. માઓની ધગશ તો આ આખા વિસ્તારને સ્વાશ્રયી બનાવવાની હતી અને એ રીતે ચ્યાંગના 'ઘેરા' ને પહોંચી વળવાની તેની ઉમેદ હતી. લાલ ચીનમાં જ્યારે સ્નોએ પ્રવાસ કર્યો ત્યારે એક વિભાગમાં કાપડ, જાડા કાગળના કારખાનાં હતાં, બીજામાં કામળા બનાવવાનાં કારખાનાં હતાં તથા યુંગ પિંગમાં કોલસાની ખાણો ધમધોકાર ચાલતી હતી. નિંગ્શીઆની સરહદ પાસે મીઠાના અગર હોવાથી સૉલ્ટ રિફાઈનીંગ પ્લૅન્ટ પણ નાખેલા હતા. લાલ ચીનમાં મીઠા પરનો કર માફ કરવામાં આવ્યો હતો. ઉપર તેલના કૂવાની વાત કરી છે. એક અમેરિકન કંપનીને આ કૂવાનું ઉત્પન્ન વેચવામાં આવ્યું હતું અને તેમણે ઉત્પન્નમાં ૪૦ ટકાનો વધારો કર્યો હતો. આ વિસ્તારમાં અફીણને બદલે હવે કપાસનું વાવેતર થતું. સ્પીનીંગ મીલ પણ અહીં સ્થાપવામાં આવી હતી. કાંતણ અને વણાટનો ગૃહઉદ્યોગ તો ચાલતો જ.

'લાલ ચીન'માં સંપૂર્ણ રાજતંત્ર સ્થપાયું હોઇ ચીની કામદાર-કિસાન-સોવિયેત સરકારી બેંક કયાંગસીમાં સ્થાપવામાં આવી હતી અને તેના ચલણીનોટો અને ચાંદીના સિક્કાઓ ચાલતા. ચાંદીના સિક્કાઓ સરકારે ચલણમાંથી ખેંચી લીધા એટલે માત્ર નોટ ચાલતા હતા. ઉત્તર પશ્ચિમમાં પણ હલકા કાગળ ઉપર અને કોઇકવાર કપડા પર પણ નોટો છાપતા. આ નોટો પર 'ચીન ક્રાંતિ ઝિંદાબાદ' જેવા યુદ્ધ મંત્રો છપાતા! સામ્યવાદીઓ પ્રથમ વર્ગના પ્રચારકો છે એ તો કોણ નથી જાણતું? -

લાલ ચીન સામે આંગે જે ઘેરો ઘાલેલો હતો તે તેમના સમાધાનથી ઊઠી ગયો અને કમ્યુનિસ્ટોને ચલણીનાણાની અને બીજી સ્વતંત્ર વેપાર વણજની વ્યવસ્થા-ગુપ્ત વ્યવસ્થા-ની જરૂર ન રહી. આ સમાધાન વિષે હવે પછી કાંઇક જોઇશું. અહીં લાલ મજદૂર સંઘો પણ હતા. આઠ કલાકનો દિવસ, છ દિવસનું અઠવાડિયું, 'સામાજિક વીમો,' ફેક્ટરી કમીટીઓ, ક્રેશ (ઘોડિયાં ખાતાં), રાજ્ય તરફથી સુઘડ મકાનો વગેરે સગવડો તો હતી જ. સ્ત્રીઓને સુવાવડ પહેલાં અને પછી એમ મળીને ચાર મહિનાની રજા મળતી અને આ સ્ત્રી કામદારોને પશ્ચિમની હવા લાગી હતી. કન્સુ, શેન્સી અને શાન્સીની સ્ત્રીઓમાં તમને બૉબવાળી યુવતીઓ મળી રહે!

લાલ ચીનમાં સ્ત્રીઓ કાંઈ સામુદાયિક મિલકત બની નહોતી ગઈ. પરંતુ ચીનના આ પછાત મુલકમાં જ્યાં વહેમ અને જૂના વિચારોનું પ્રાબલ્ય હતું ત્યાં નૂતન વિચારો પ્રવેશ પામ્યા હતા. મ્યુનિસિપલ અગર ગ્રામ સોવિયેત લગ્નનાં પ્રમાણપત્ર આપતા! લગ્નના કાયદા નવેસરથી ઘડાયા હતા. પુરુષ અને સ્ત્રી જાતીય સમાગમમાં આવે અને તેની જાણ પડે એટલે તેઓ કાયદેસર પરણેલાં ગણાય. આ રીતે પ્રેમમાં સ્વૈરવિહાર નાબૂદ કરવામાં આવ્યો. લગ્નની ઉંમર યુવક માટે વીસ અને યુવતી માટે અઢાર નિર્ણિત થયેલી. ઉપવસ્ત્રની પ્રથા સામે પ્રતિબંધ હતો. છૂટાછેડા રજીસ્ટર કરવા માટે સોવિયેતે

ઑફિસો રાખી હતી. પગ બાંધવાની પ્રથા, બાળકોઓને દૂધપીતી કરવાનો રિવાજ ઇત્યાદિ કુરિવાજો નષ્ટ થયા હતા.

માબાપ ખોરાક અને કપડાં પૂરાં પાડે અને રાજ્ય મફત કેળવણી પૂરી પાડે તેવો પ્રબંધ કરવા યત્ન હતો. આ બધું વિસ્મયજનક તો નથી. પરંતુ વિસ્મયજનક નહિ તો રસમય તો આ સોવિયત સમાજના 'યુથ લીગો'ની પ્રવૃત્તિઓ છે. આ કમ્યુનિસ્ટ યુથ લીગનો મંત્રી ફેંગ મંડળોની સભ્ય સંખ્યા ૨૫૦૦૦ ની હતી એવો દાવો કરે છે. એ ગમે તે હોય. પરંતુ આ યુથ લીગો અને તેની બાળસેનાઓ સતત વિવિધ પ્રવૃત્તિઓ ચલાવતી તે જાણવા જેવું છે. એમની ટ્રીલો, પ્રચાર કાર્યક્રમો, વર્ગસમૂહો, નર્સીંગમાં નિષ્ણાતતા, જગત ઇતિહાસ અને અર્થશાસ્ત્રનું જ્ઞાન, નાટય પ્રયોગો, નૃત્યનિકેતનો ઇત્યાદિ હેરત પમાડે તેવાં છે અને તેની વિગતોમાં અહીં ઉતરી શકાય તેમ નથી. લાલ ચીને આ ગ્રામવિસ્તારમાં જ્ઞાનની પિપાસા જગાડી અને સાંસ્કારિક ક્રાંતિ કરી એમ કહીએ તો અતિશયોક્તિ નથી.

લાલ ચીનનું આ ચિત્ર વાંચી કેટલાકને ભ્રામક ખ્યાલ આવવાનો સંભવ છે. ચીનમાં આટલી મોટી સત્તા સામ્યવાદીઓ પચાવી બેઠા છે કે શું એ પ્રશ્ન થશે. વસ્તુતઃ આ આખા વિસ્તારની વસ્તી માત્ર ૨૦ લાખ હતી. આ વિસ્તાર ૬૦ થી ૭૦ હજાર ચોરસ માઇલ છે અને તેમાં ખાણો તેમજ ફળદ્રુપ જમીન પણ છે છતાં રણપ્રદેશ પણ કેટલોક છે. લશ્કરી દ્રષ્ટિએ આ પ્રાંત મુદ્દાનો છે અને સોવિયેત રશિયાના પાડોશમાં છે.

આ બધું ચિત્ર બીજા વિશ્વયુદ્ધ પહેલાંનું છે તે વાચક ન ભૂલે. સામ્યવાદી વિસ્તાર અને તેની વ્યાપક અસર વિષે હવે પછી વળી કાંઈક કહીશું.



## ૩ ચ્યાંગની ગિરફતારી

ચીનના છેલ્લા દાયકાના ઇતિહાસમાં કોઇ વધુમાં વધુ (છાપાની ભાષામાં કહીએ તો) સનસનાટી ભરેલું પ્રકરણ હોય તો તે ચ્યાંગની ગિરફતારી વિષે છે. ચ્યાંગની ગિરફતારીએ ચીનના ચાલુ ઈતિહાસમાં એક નવો જ પલટો આણ્યો. ચ્યાંગની ગિરફતારીએ બિચારા વ્યથિત ચીનને એકતા બક્ષી. ચ્યાંગની ગિરફતારીએ છેલ્લા દશ વર્ષનો સંઘર્ષ હોલવી નાખ્યો અને સંયુક્ત મોરચો રચ્યો. ચ્યાંગની ગિરફતારીએ જાપાન સામે મોરચો, લોખંડી મોરચો, ઊભો કર્યો. અને છતાં આ જ ચ્યાંગના ગિરફતારી વિષયક પ્રકરણે અનેક વિવાદો ઉપસ્થિત કર્યા છે. જો આધુનિક ચીનના ઇતિહાસનું કોઇ વધુમાં વધુ વિવાદાસ્પદ પ્રકરણ હોય તો તે આ ચ્યાંગની ગિરફતારી વિષે છે. આપણે અહીં આ વિશે હકીકતો માત્ર જોઇશું. વાચક આ વિશે પોતે અભિપ્રાય બાંધી શકશે.

ચીનના અનન્ય સેનાધિપતિ, રાષ્ટ્રવિધાયક અને એકમાત્ર આગેવાન ચ્યાંગ સામે જાગેલા 'બળવા' અને ત્યારબાદ થયેલી તેની ગિરફતારીની પૂર્વભૂમિકા પ્રથમ જોઈ લઇએ.

સપ્ટેમ્બર ૧૮, ૧૯૩૭ ના રોજ મુકદન બનાવ બન્યો અને અને ત્યારબાદ જાપાન મંચુરિયા હજમ કરી ગયું તે દિવસથી આખું

ચીન સમસમી રહ્યું હતું. જાપાનીઓના હુમલા વધતા જતા હતા. માતૃભૂમિની વધુને વધુ જમીન ગુલામ થતી હતી. ચીનની શરમની કથા સાંભળી ચીનનો જુવાન બળી રહ્યો હતો. પ્રજાકીય અસંતોષનો ચરૂ ખદબદી રહ્યો હતો. પ્રજાને અફીણનું ઝેર પીવડાવવામાં આવતું તે સાંખી લેવું પડતું. ચીનના ઉત્તરના પાંચ પ્રાંતોને છુટા પાડવા માટે જાપાની સેનાપતિઓ કાવાદાવા કરી રહ્યા હતા અને દબાણ લાવી રહ્યા હતા. અને છતાં ચીનની સરકાર ચ્યાંગની મધ્યસ્થ રાજ-સત્તા પ્રજાને ચું ચાં ન કરવા, હરફ ન ઉચ્ચારવા વટહુકમો બહાર પાડી રહી હતી, કોઈપણ વધુ 'બનાવ' ન બને તે માટે અંકુશો મૂકી રહી હતી. શાંગહાઈમાં નવમું રૂટ સૈન્ય આવ્યું. અને શાંગહાઈનો વીરત્વભરેલો બચાવ તેણે કર્યો. લોહીની નદીઓ વહી પરંતુ ચ્યાંગ અગમ્ય રીતે શાંત બેસી રહ્યો. ચ્યાંગની શાંતિ પ્રજાએ મરણની શાંતિ માની. ચ્યાંગની સ્વસ્થતાએ ચીનના જુવાનને ભયંકર રીતે અસ્વસ્થ બનાવ્યો. આખી પ્રજા અપમાનિત થઈ રહી હતી, પરંતુ ચ્યાંગ આ બધાં અપમાન ગળી જતો. પ્રજાહૃદયમાં ભારે તુફાન જાગ્યું હતું.

આ બાજુ સામ્યવાદી ચીન જાપાન સામે લડવા તલપાપડ થઈ રહ્યું હતું. ક્યાંસીના સામ્યવાદીઓ ૧૯૩૨ ની સાલથી તત્ત્વતઃ જાપાન સામેના મોરચામાં જ હતા. સામ્યવાદી 'બાલ નેપોલિયન' જાપાન સામે મોરચો માંડવા રાહ જોઈ રહ્યો હતો. પણ 'રાષ્ટ્રવાદી' ચીન વિષે શું? ચ્યાંગના ચીને સામ્યવાદીઓ સામે દશ વરસથી મોરચો માંડેલો હતો. પાંચ સંહારસંગ્રામો તેમની સામે ચાલ્યા હતા અને છઠ્ઠાની તૈયારી હતી. લાલ સેનાપતિઓ ચ્યાંગનું માથું મેળવવા તલપાપડ હતા જેમ ચ્યાંગ સંપૂર્ણ સાફસુફી કરવા તલપાપડ હતો.

આવા તંગ વાતાવરણમાં સિઆનનો 'બનાવ' બન્યો. આ તો 'બનાવો'જ કહેવાય છે. પરંતુ તે ઐતિહાસિક સીમાચીન્હો જેવા છે.

જાપાન જેહોલ અને ચહાર ગળી ગયું હતું. હવે તેને

સુયુઆન સર કરવું હતું. તેમણે ઉત્તર સુયુઆનમાં લશ્કર ઉતાર્યું. આખું ઉત્તર–પશ્ચિમ ચીન ઉશ્કેરાઈ ગયું. શાંગહાઈની જાપાનની માલિકોની મીલોમાં હડતાળો પડી. બીજે પણ હડતાળો થઈ. જુવાન માર્શલે સુયુઆન મોરચા પર સંદેશો પાઠવી પોતાના એક લાખ સૈન્ય વડે શત્રુને હાંકી કાઢવા 'વિજ્ઞપ્તિ' કરી.

આ જુવાન માર્શલ તે પેલા ચાંગ–સો–લિનનો દીકરો, મુકદનમાં કુઓમિતંગનો વાવટો ફરકાવનાર મન્ચુરિયાનો લડવૈયો. ચંગ માનતો હતો કે જાપાની આક્રમણ હવે તો અટકાવવું જ જોઈએ, અને તેથી સામ્યવાદીઓ જોડે સલાહ થવી જોઈએ. જુવાન માર્શલ આંતરિક વિગ્રહથી કંટાળી ગયો હતો. અહીં દૂર સિઆનમાં આવી તે સામ્યવાદીઓના પરિચયમાં આવ્યો હતો. એને સામ્યવાદી દેશભક્ત જણાયા. જુવાન માર્શલનું લશ્કર અઢી લાખનું હતું તે માંડ અરધું રહ્યું હતું. આ દૂરના પ્રાંતમાં આ લશ્કર સામ્યવાદીઓને દબાવવા રાખવામાં આવ્યું હતું. પરંતુ તેમને જણાયું કે જાપાનીઓ સામે હવે તો મોટો મોરચો માંડવો જોઈએ. જાપાનવિરોધી લાગણી એટલી ફેલાઇ હતી કે હવે જો ચ્યાંગની સરકાર જાપાન સામે મહાસંગ્રામ શરૂ ન કરે તો ટકી ન શકે.

જુવાન માર્શલ ચંગ સેનાધિપતિ ચ્યાંગને મળવા ઊપડયો. આ મુલાકાતનો ઉદ્દેશ જાપાન સામે મોટા જંગનો વ્યૂહ ગોઠવવાનો અને પેલા સાત આગેવાનોની મુક્તિ કરાવવાનો હતો. સેનાધિપતિ ચ્યાંગે તેમ કરવા સાફ ના પાડી, 'હું સેનાધિપતિ છું. હું સરકાર છું. મારું કૃત્ય ક્રાંતિકારી છે.' આ વેળા હજારો શ્રોતાઓ હતા. તેમણે વિરોધના પોકારો કર્યા. ચ્યાંગે કહ્યું, 'હું સિઆન આવીશ. તારી ટૂકડીઓને લશ્કરી વ્યૂહ સમજાવીશ.' જુવાન માર્શલ આ સિઆનની મુલાકાત માટે અધીરાઈથી વાટ જોવા લાગ્યો.

ઇટાલીએ મન્ચુરિયા પરની જીતનો સ્વીકાર કર્યો છતાં ચ્યાંગના લશ્કરી સલાહકારો ઇટાલિઅન અને જર્મનો હતા તેથી વળી ચ્યાંગ પ્રત્યે અવિશ્વાસની લાગણી જન્મી. ચ્યાંગે ઉત્તર પશ્ચિમમાં સામ્યવાદીઓને સાફ કરવા યંગ જનરલની સરદારી હેઠળ લશ્કર મોકલ્યું હતું તેની હાર થઈ અને કેટલીક ટૂકડીઓ લાલ સેના જોડે મળી ગઇ. જનરલ યંગના ૪૦૦૦૦ યોદ્ધાઓ સામ્યવાદીઓ સામે નહિ પણ જાપાનીઓ સામે લડવા માગતા હતા. અસંતોષનો અગ્નિ આમ ચારે દિશાએ જલી રહ્યો હતો તેની ચ્યાંગને ખબર તો હતી જ. પણ તેણે જાતે આવીને આ પરિસ્થિતિનો સામનો કર્યો. સિઆનના એરોડ્રોમ પર ચ્યાંગનું વિમાન ડિસેમ્બરની ૭, ૧૯૩૬ ના રોજ ઊતર્યું. ચ્યાંગ પોતાની નિત્ય નોંધમાં લખે છે કે, 'બંડખોરો [સામ્યવાદીઓ] સામેનો મોરચો હવે એ કક્ષાએ પહોંચ્યો છે કે પાંચ મિનિટમાંજ છેવટની જીત મળે એમ છે.' પરંતુ આ છેવટની ઘડીઓમાં શું થયું?

એક બાજુ સેનાધિપતિ ચ્યાંગે સેનાધિપતિઓની પરિષદ બોલાવી અને છઠ્ઠા સંહારસંગ્રામની તૈયારી કરી. બીજી બાજુ 'બળવાખોરો' જેની સંખ્યા હવે ૧,૭૦,૦૦૦ પહોંચી હતી તેમણે પણ 'કાવતરું" ગોઠવ્યું. એક બાજુ નાન્કીંગનું લશ્કર અને સેનાપતિનો ભત્રીજો જે સામ્યવાદીઓના 'સંહાર'માં એક્કો હતો તે તેમજ ૧૫૦૦ ખાસ સર્વીસના સેનાનીઓ અને બીજી બાજુ જુવાન માર્શલ ચંગ અને તેનું એક લાખ લશ્કર. યંગ અને તેની ટૂકડીઓ પણ લાલ સેના સાથે મળી ગઈ હતી. ડિસેમ્બર ૧૧ મીની મધરાતે બંડની યોજના સંપૂર્ણ થઈ.

આ છાવણીઓની બહાર કેવી હવા હતી?

ચ્યાંગના આગમનને ત્રીજે દિવસે નવમી ડિસેમ્બરે હજારો વિદ્યાર્થીઓએ જાપાનવિરોધી દેખાવો કર્યા. સેનાધિપતિ ચ્યાંગ--

કાઇ-શેક સમક્ષ વિજ્ઞપ્તિપત્ર રજૂ કર્યા. પોલિસ આવી પહોંચી. આ પોલિસમાં ચ્યાંગના પોતાના અંગત સિપાહી દળના સિપાહીઓ પણ હતા. ગોળીબાર થયો. બે જુવાનો ઘવાયા. આમાં એક તો પેલા એક લાખના સૈન્યના કમાન્ડરનો દીકરો હતો. ચંગ અહીં આવી પહોંચ્યો, વિદ્યાર્થીઓને પાછા ફરવા વિનંતી કરી અને પોતે જ સેનાધિપતિને મળી વિજ્ઞપ્તિ પત્ર આપશે એમ કહી જુવાનીઆને સમજાવ્યા. ચંગ તરતજ ચ્યાંગને મળ્યો. પરંતુ તેને નિષ્ફળતા મળી. ચ્યાંગ પોતે માને છે કે બંડનું તાત્કાલિક આ કારણ હતું.

યોજના મુજબ ડિસેમ્બર ૧૨ મીના પરોઢિએ સિઆન સમસ્તનો કબજો બંડખોર લશ્કરોએ લઈ લીધો. ભુરા ખમીસવાળા સેનાધિપતિના ખાસ સિપાહીઓ ઊંઘમાં હતા અને હથિયાર ગુમાવી બેઠા. એકઠા થયેલા સેનાપતિઓ ઘેરાઈ ગયા. ગવર્નર અને પોલિસનો વડો કેદી થયા. એરોડ્રોમ પણ બંડખોરોના કબજામાં ગયું.

અને સેનાધિપતિ ચ્યાંગ?

સેનાધિપતિ જે બિન્ટુંગ [જ્યાં પેલા વિદ્યાર્થીઓ કૂચ કરીને જવાના હતા]ના ઉન્હા પાણીના ઝરાવાળા મથકે પડાવ નાખી રહ્યો હતો ત્યાં પરોઢિએ ત્રણ વાગે જુવાન માર્શલના અંગરક્ષક કેપ્ટન સુને પહોંચી જઇ છાપો માર્યો. થોડી ઝપાઝપી. સૌ શરણે. સુતેલા ચ્યાંગને ગિરફતાર કરતાં સુને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા, નમી પડયો અને તેની આંખમાંથી આંસુની ધારા વહી. સેનાધિપતિએ કહ્યું, 'બંડખોર, જીભ બંધ કર, જો તારે મને મારી નાખવો હોય તો જલ્દી કર.'

સુને રાજનીતિ વિષે પૂછતાં સેનાધિપતિ ચ્યાંગે પડકાર આપ્યો 'હું ચીનની પ્રજાનો નાયક છું. રાષ્ટ્રનો પ્રતિનિધિ છું. મારી રાજનીતિ સાવ સાચી છે.'

પછી જુવાન માર્શલના 'મહેમાન' તરીકે ચ્યાંગ રહ્યો.

જુવાન માર્શલે કહ્યું, ' નામદાર, આપ અમારાં સૂચનો સ્વીકારો તો અમે આપની આજ્ઞા માથે ચઢાવવા હરઘડી તૈયાર છીએ. '

' તમે મારા હાથ નીચે છો કે શત્રુ છો ? જો મારા હાથ નીચે હો તો આજ્ઞા માનો. જો શત્રુ હો તો મને મારી નાખો. સત્વર કરો. આ બેમાંથી જે કરવું હોય તે કરો. વાતો ન કરો. મારે તમારી સલાહ સાંભળવી નથી. '

ચ્યાંગ ખડક માફક ખડો હતો.

' આ યુગના આપ મહાન પુરુષ છો. જરા તો નમતું આપો. અમારી વિજ્ઞપ્તિ તો સાંભળો. આપ શા માટે જીવને જોખમમાં મૂકો છો ? ક્રાંતિને આગળ ધપાવો ને, નામદાર, ' ચંગે છેલ્લી વિનંતી કરી.

' મારા સિદ્ધાંતોમાં સમાધાની કરવા કરતાં હું મારું મૃત્યુ પસંદ કરું છું. મારા મરણ સુધી હું મારી સ્વતંત્રતા જાળવીશ, અને મારો આત્મા અમર રહેશે. '

આ વાર્તાલાપ અહીં જાણી જોઈ ને જ આપ્યો છે. વાર્તાલાપ દ્વારા વાચક ચ્યાંગનું વ્યક્તિત્વ સમજી શકશે.

ચ્યાંગની ગિરફતારી પછી શું બન્યું ?

નાન્કીંગ ખબર પહોંચી ગઈ. નાન્કીંગના સેનાપતિઓ જેમની સામ્યવાદીઓના લોહી માટેની તરસ છીપી નહોતી તે મોટું લશ્કર લઈ આવી બંડખોરોને સીધા કરવા આતુર હતા. જનરલ પોએ વીસ ડિવીઝનો તૈયાર કર્યા. બીજું લશ્કર પણ તૈયાર થયું. બળવાખોરોએ છાવણી પર બોંબમારો શરૂ થયો. આ પગલાંનો વિરોધ માદમ ચ્યાંગે કર્યો. જનરલ પો અને બીજા સેનાધિપતિઓનો વિચાર ચ્યાંગનું ખૂન થયા બાદ પ્રત્યાઘાતીઓ અને કહેવાતા રાષ્ટ્રવાદીઓની મધ્યસ્થ સરકાર સ્થાપવાનો હતો, ચ્યાંગના મુડદા પર ઉજાણી કરવાનો હતો. ચ્યાંગના જીવન પર જ રાષ્ટ્રના જીવનનો આધાર હતો તે તેમણે વિચાર્યું નહિ.

આવા રાષ્ટ્રદ્રોહીઓ સામ્યવાદીઓની છાવણીમાં પણ હતા. તે લોકો છેલ્લા દશ વર્ષના સંહારસંગ્રામનો બદલો લેવા માગતા હતા અને વેર વાળવાનો ખરો પ્રસંગ આવ્યો છે એમ તેઓ માનતા હતા.

પરંતુ જુવાન માર્શલ ચંગ અને તેના સાથીઓને સાચી પરિસ્થિતિનું ભાન હતું. તે જાણતા હતા કે ચ્યાંગ જ દેશનો તારણહાર છે. ચંગે સેનાધિપતિની નિત્યનોંધ વાંચી હતી. કમ્યુનિસ્ટોનો પ્રતિનિધિ ચાઉ જેને પકડવા માટે ૨૪૦,૦૦૦ રૂપિયાનું ઈનામ ચ્યાંગે કાઢયું હતું તે પણ વાસ્તવિક પરિસ્થિતિ સમજતો હતો. જુવાન માર્શલ તેમજ આ સામ્યવાદીઓ જાણતા હતા કે ચ્યાગના જ્વલંત વ્યક્તિત્વને લીધે જ ચીનના આંતરવિરોધો અંકુશમાં હતા, અને ચ્યાંગ જ ચીનની સ્થિરતાની મૂર્તિ હતો. ચ્યાંગ જશે એટલે આ સ્થિરતા નષ્ટ થશે, એક બીજા લડશે અને વિગ્રહ જામશે. માત્ર ચ્યાંગ ચીનનું કેન્દ્રવર્તી બળ છે. આવું માનનાર સામ્યવાદીઓ અને તેમના સાથીદારોએ ચ્યાંગનું જીવન બચાવ્યું, ચીનને બચાવ્યું. પેલા અતિ ઉદ્દામવાદીઓ અને પ્રત્યાઘાતીઓ જે ચીનને જોખમમાં મૂકવા તૈયાર થયા હતા તેમના હાથ હેઠા પડયા.

ચ્યાંગને બચાવવા માદામ અને જુવાન માર્શલ ચંગના જૂના દોસ્ત ડોનલ્ડ વિમાન દ્વારા આવી પહોંચ્યા; રાત્રિઓ સુધી ગુફતેગો ચાલી; ચંગે શિક્ષા માટે માગણી કરી, ચ્યાંગે તેને સજા ફરમાવી; ચ્યાંગે પોતાના ઊંચા પદનું 'અશક્તિ'ને કારણે રાજીનામું આપ્યું; ચંગને માફી; સમાધાનીના આઠ મુદ્દા અને છેવટે ચીનની સમસ્ત પ્રજાની મહાસભાએ કરેલી નવી નીતિની જાહેરાત—આ બધી વિગતોમાં અહીં ઊતરવાની જરૂર નથી. આ નવી નીતિ નીચે મુજબ હતી:

સામ્યવાદીઓ નવું જીવન શરૂ કરે તે માટે તેમણે નીચેની શરતો પાળવી.

૧ "લાલ લશ્કર વિખેરી કાઢી રાષ્ટ્રીય લશ્કરમાં જોડાઈ જવું.

૨ 'સોવિયેત તંત્ર' બરખાસ્ત કરવું.

૩ ડૉ. સુન યટ સેનના ત્રિવિધ સિદ્ધાંત વિરૂદ્ધનાં તત્ત્વો સામ્યવાદી પ્રચારમાંથી નાબૂદ કરવાં.

૪ વર્ગવિગ્રહ બંધ કરવો."

આગળ મળેલી ફેબ્રુઆરી ૧૦મીની કમ્યુનિસ્ટ પક્ષની મધ્યસ્થ સમિતિએ આંતરિક લડાઈ બંધ કરવા; વાણી, મુદ્રણ અને સભા સ્વાતંત્ર્યની રક્ષા માટે; રાજકીય કેદીઓની મુક્તિ માટે; જાપાની આક્રમણની યોજના કરવા અને ડૉ. સુન યટ સેનના ત્રિવિધ સિદ્ધાંત મુજબ વર્તવા 'ઑફર' કરી હતી. વળી પોતાના લશ્કરને રાષ્ટ્રીય ક્રાંતિકારી લશ્કરનું નામ આપી ચીનના લશ્કરમાં જોડી દેવા; 'સોવિયેત સરકાર'ને બદલે ચીનના પ્રજાકીય સરકારનો 'ખાસ પ્રદેશ' બનાવવા; સોવિયેત જીલ્લાઓમાં લોકતંત્ર દાખલ કરવા; જમીન જપ્ત કરવાની નીતિ મોકુફ રાખવા અને રાષ્ટ્રની મુક્તિ માટે સર્વ શક્તિ ખર્ચવા; અને ચાલુ સરકારને ઉથલાવી પાડવાના પ્રયત્નો અટકાવવા—ટૂંકમાં રાષ્ટ્રીય એકતા માટે સઘળું કરવા તૈયારી બતાવી હતી.

આમ 'સંયુક્ત મોરચો' ચીનમાં રચાયો.

ચીનમાં સ્થાપાયેલા આ સંયુક્ત મોરચા વિષે અનેક અભિપ્રાયો વ્યકત થયા છે એની ચર્ચામાં ઊતર્યા વગર એક બે બાબતો તરફ વાચકનું લક્ષ ખેંચીશું. આ સંયુકત મોરચાનું સાચું રહસ્ય સમજવા તે સમયની રશિયાની પરદેશનીતિ યાદ રાખવી જોઈશે કારણ કે રશિયાની પરદેશનીતિએ જગતના સર્વ દેશોના સામ્યવાદી પક્ષો પર અસર કરેલી છે. એ સુવિદિત છે કે ૧૯૨૮–૩૪ ના ગાળામાં સામ્યવાદીઓની નીતિ જર્મનીમાં શું, ફ્રાન્સમાં શું, ચીનમાં શું, હિંદમાં શું, બધે બીનસામ્યવાદી બળો જોડે અસહકારની હતી, ભલે પછી આ પ્રગતિકારી બળો હોય અગર સમાજવાદી હોય. આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ બદલાતાં અને હિટલરને અધિકારપ્રાપ્તિ થતાં કમીન્ટર્નને આ નીતિ બદલવી પડી. સામ્યવાદી પક્ષને લાગ્યું

કે તેમની નીતિ આત્મઘાતક હતી–સંસ્થાનિક દેશોમાં તો ખાસ કરીને વિઘાતક હતી–ત્યારે તેમણે મોરચો બદલ્યો. તેમણે હવે તેમની ગોળીઓ સમાજવાદી સામે નહિ પણ હિટલરવાદીઓ સામે, ફેસીઝમ સામે, જાપાન સામે ધરી. સંયુકત સામનાની પાછળ, આ 'હૃદય પલટો' હતો. જગતના સર્વ પ્રગતિકારક બળોને સંગઠિત કરવાં એ તેનું મધ્યબિંદુ હતું.

હવે ચીનની આંતરિક સ્થિતિ જોઈએ. અહીં ચ્યાંગની ભૂલ હતી એ સ્પષ્ટ કરવું જ જોઈએ. બોરોડિનના જમાનાથી તેને કમ્યુનિસ્ટો વિષે પૂર્વગ્રહ હતો. કમ્યુનિસ્ટોને એક ધાડપાડુઓ જેવી ટોળી માનીને તેણે જે સંહારસંગ્રામો કર્યા તે અક્ષમ્ય હતું. નાન્કીંગની રાજધાનીમાં બેઠા બેઠા તેને સામ્યવાદી પ્રગતિના પ્રવાહોનો સ્પર્શ થયો નહિ. છતાં એમ તો ન જ કહેવાય કે ચ્યાંગના હૈયે ચીનનું હિત નહોતું. ચ્યાંગને કેટલાક અણસમજુ સામ્યવાદીઓ 'સામ્રાજ્યવાદનો નાસતો કૂતરો' કહેતા. એક સેનાપતિ જેણે તેમની સામે સંહાર સંગ્રામો કર્યા તેને માટે તેમને રોષ હોય, પણ ચ્યાંગ કોઈ સામ્રાજ્યવાદની બાજી નહોતો રમતો. સાચા રાષ્ટ્રવાદીઓને 'સામ્રાજ્યવાદના એજંટ' કહેવામાં આવે તે કાંઈ નવાઈ ભરેલી ઘટના નથી.

લિન યુતાંગ લખે છે કે ૧૯૩૪ના ઉન્હાળામાં કુલિંગના લશ્કરી કેંપમાં પોતાના અમલદારો સમક્ષ જાપાનીઓને ચીનમાંથી હાંકી કાઢવા માટે વ્યૂહ રચવા ચ્યાંગે અનેક પ્રવચન કરેલાં. આ ગુપ્ત વાત હતી, રાષ્ટ્ર આ જાણતું નહોતું ! આખું રાષ્ટ્ર જ્યારે જાપાની હલ્લાઓને લીધે ઊકળી ઊઠયું હતું ત્યારે ચ્યાંગ એક સેનાપતિ તરીકે પોતાનો વ્યૂહ રચી રહ્યો હતો. એકબાજુ જાપાન જેવું સામ્રાજ્ય, જાપાનની જમીન, દરિયા અને હવાઈ સામગ્રી, જાપાનનાં આધુનિક સાધનો, જાપાનની શિસ્ત અને આ બાજુ ચીનના ઘરગથુ હથિયારો, ચીનનો શાંતિ ચાહતો અને વળી ઊંઘણશી સમાજ, ચીનની

શિસ્તની ખામી, અવ્યવસ્થા–આ બધું વિચારવાનું હતું અને દેશને તૈયાર કરવાનો હતો. સૈન્યો,શસ્ત્ર,ઈત્યાદિ સજ્જ કરવાના હતા.એક કુશળ સરદારની માફક સૈન્યો તૈયાર કરવા અને વ્યૂહો રચવા અને પછી જ ઘા કરવો એવી ચ્યાંગને તમન્ના હતી. ચ્યાંગના મનમાં જાપાનને હરાવવા માટે સતત, દૃઢ અને સ્પષ્ટ કલ્પના હતી. એની ડાયરી વાંચી એને ગિરફતાર કરનાર સેનાપતિએ કહ્યું 'ક્રાંતિને માટે તમારી એકનિષ્ઠા, અને દેશોદ્ધાર માટેની જવાબદારી માથે ઉઠાવવાનો તમારો નિશ્ચય અમારી કલ્પનાને વટાવી ગયો છે. તમે ડાયરીમાં લખ્યું છે તેનો દશાંશ પણ અમને માલુમ હોત તો અમે આ પગલું ન ભરત.' ચ્યાંગના સાચાપણાની ખાત્રી તેના તે વેળાના દુશ્મનોને ન થઈ હોત તો આ વિરોધના ધોધમાં તે તણાઈ ગયો હોત. લિન યુતાંગ કહે છે કે ચ્યાંગના ગુપ્ત સંકલ્પની મને કાંઈક ઝાંખી હતી અને જ્યારે ૧૯૩૫ના ઉન્હાગામાં જાપાની સૈન્યે જાહેર કર્યું કે અમારે ચ્યાંગને ખતમ કરવો છે ત્યારે આશાનું સ્પષ્ટ કિરણ દેખાયું. ચ્યાંગ યુદ્ધ માટે સંયોજન કરતો હતો પણ બહાર તો જાપાનને યાચના કરતો સમાધાની માગતો દેખાતો.

પોતાના પક્ષના હિતો, ટૂંકી દૃષ્ટિ વગેરે ખંખેરી દઈ, જેણે હજારો બિરાદરોનો સંહાર કર્યો હતો તે દુશ્મન જોડે સામ્યવાદીઓએ હાથ મીલાવ્યા, સંધિ કરી અને રાષ્ટ્રીય વાવટા નીચે કૂચકદમ કરવા સ્વીકાર્યું, પાર્ટી પ્રોગ્રામ મૂકી દીધો. માઓ કહે છે તેમ જો "ચીન જ નાશ પામશે તો અમારી પાર્ટી ક્યાં રહેશે? ચીન સ્વતંત્ર નહિ હોય તો અમે ક્યાં અમારું સોવિયેત સ્થાપીશું?" કમ્યુનિસ્ટો અને કુઓમિન્તંગનો આ સંગમ કરાવનાર સિઆનનો બનાવ ચીનની રાષ્ટ્ર-કૂચમાં મહત્ત્વનો છે. સિઆનમાં કમ્યુનિસ્ટો ન જીત્યા, રાષ્ટ્રવાદીઓ ન જીત્યા પણ ચીન જીત્યું. સિઆનમાં કમ્યુનિસ્ટો ન હાર્યા, રાષ્ટ્ર-વાદીઓ ન હાર્યા પણ જાપાન હાર્યું, એમ એડગર સ્નો સાચું જ કહે છે.

ø

## જુલાઈ સાતમી : ભાગ પાંચમો

### ૧ અગ્નિસ્નાન

જુલાઈ સાતમીનો દિવસ ચીનના ઈતિહાસમાં સોનેરી અક્ષરે નહિ પણ લોહીના છાંટણે લખાયો છે. ઇતિહાસમાં એવી ઘડી આવે છે જ્યારે રાષ્ટ્રે પરદેશી આક્રમણ સામે મરણિયો સામનો કરવો જ રહ્યો. જુલાઇ ૭, ૧૯૩૭ ચીન માટે એવો દિવસ હતો. ઇતિહાસમાં એવી કટોકટી આવે છે જ્યારે યોજના પૂર્ણ થઇ હોય કે અપૂર્ણ હોય, પ્રજાસમસ્તની તૈયારીઓ સંપૂર્ણ હોય કે નહિ છતાં પાછું જોયા વગર ડગ ભરવું જ પડે, રાષ્ટ્રે પોતાના અસ્તિત્વ માટે, જીવનદોરી માટે કટિબદ્ધ થવું જ પડે. જુલાઈ ૭, ૧૯૩૭ એવી કટોકટી હતી. ઇતિહાસમાં એવો કાળ આવે છે જ્યારે પ્રજાએ 'કરેંગે ઔર મરેંગે' નો આદેશ આપવો પડે છે. જુલાઈ ૭, એવી ઘડી હતી.

જુલાઇ ૭, ૧૯૩૭ નો દિન માર્કોપોલોના 'બનાવ'થી ઐતિહાસિક થયો. ચીન–જાપાન યુદ્ધનો આ આરંભ હતો.

માર્કોપોલો સ્થાપત્ય માટે જાણીતું છે. માર્કોપોલોનું નામ પેલા વિખ્યાત વેનીસના મુસાફરે ઇતિહાસમાં પ્રસિદ્ધ કર્યું છે. માર્કોપોલોના ત્રીસ પ્રવેશદ્વાર ઉપર સંગેમરમરના સિંહ છે તે સ્થાપત્યના નમૂના છે. પરંતુ આ સ્થાપત્યથી આકર્ષાઈ જાપાનીઓ અહીં નહોતા આવ્યા!

માર્કો પોલો તો લશ્કરી દૃષ્ટિએ અગત્યનું મથક હતું. ચીનની રાજધાની પેકીંગ તરફ જતી લશ્કરી ફોજોને અટકાવવી હોય તો માર્કો પોલો સર કરવું જ જોઈએ. મધ્યચીનમાં જવા માટે અહીંથી સીધો રસ્તો હતો. મન્ચુકુઓથી મધ્યચીનમાં જવા માટે આ પૂલ લેવો જ જોઈએ. સમય પણ, ૧૯૩૧ માફક, સાનુકૂળ હતો. રાષ્ટ્રદળ અને સામ્યવાદી દળની એકતા થઇ હતી તો ખરી, પણ આ એકતા ખરેખર સાચી એકતા હતી કે નહિ તે તપાસી જોવાની આ પળ હતી. શું ચીન જાપાનના મોટા આક્રમણ સામે થવા તૈયાર થશે? આ પ્રશ્નનો જવાબ જાપાનને જોઇતો હતો.

આ નવા જમાનામાં યુદ્ધનો આરંભ રીતસર યુદ્ધની જાહેરાતથી નથી થતો. એ તો જૂની રીત છે અને જર્મનીની અદ્યતન પદ્ધતિ–લશ્કરો જ ખસેડવાં અને મોરચા પર તેની કૂચ કરાવવી–જ જાપાનને માન્ય હતી. જાપાનીઓએ ૧૯૩૧ માં મુકદનમાં શું કર્યું હતું? એક દિવસ સવારે પેકીંગની રાજધાનીએ તોપના ધડાકા સાંભળ્યા! વળી શું થયું? બીજું મુકદન? માર્કોપોલો પાસે જાપાનની એક ફોજ પડી હતી. એ ટૂકડીનો એક માણસ ખૂટ્યો. બસ થઈ રહ્યું. ચીનાઓએ એને ચ્યાંઉ કર્યો હશે. માર્કો પોલો પાસેના ગામડાની સંપૂર્ણ ઝડતી લેવી જ જોઈએ એવું જાપાનીઓએ કહ્યું. ચીનાઓએ સ્વમાનપૂર્વક ના કહી. જાપાનીઓએ તોપનાં મોઢાં એ ગામ તરફ વાળ્યાં અને તોપમારો ચલાવ્યો! પુલનો કબજો મેળવવા યુદ્ધ થયું. બસો માણસ ઘાયલ થયા પણ પુલ કબજે ન થયો. પેલો જાપાની સૈનિક આખરે મળ્યો તો ખરો. કેવી રીતે આવી પહોંચ્યો તે કોણ જાણે? ક્યાં ગયો હતો તે કોણ પૂછી શકે? ખરેખર જાપાની સામ્રાજ્યવાદનો તે 'અજ્ઞાત સૈનિક' હતો!

ચીનને તો બનતાં સુધી યુદ્ધ અટકાવવું હતું. છેવટે નક્કી થયું કે માર્કોપોલો પુલ આગળથી ચીની સિપાઈઓએ ખસી જવું કારણ કે

'આ સૈનિકો જાપાની સિપાઈઓ નજીક હોવાથી અથડામણ થાય છે.' પરંતુ જાપાનીઓને તે પણ ન રૂચ્યું. એમણે સૈનિકો અને સાધનોથી ભરેલી ટ્રેનો અહીં ઠાલવવા માંડી. આ કાંઈ સ્થાનિક 'બનાવ' હવે રહ્યો નહોતો. આ આખા વિસ્તારમાંથી તમારું આખું સૈન્ય ખેંચી લ્યો એવી માગણી જાપાનીઓએ કરી. નાન્કીંગની સરકારને વધુ છુટછાટો મુકવી નહોતી. પેકીંગ–હાંકો રેલ્વેની બાજુએ તેમણે સૈન્યો મોકલ્યાં. જાપાનની સરકારે કહ્યું "તમારૂં અહીં લાગે વળગે છે શું? તમારે ઉત્તર ચીનમાં ડખલ ન કરવી" આ તો બીજાના દેશમાં આવવું અને શિરજોરી કરવી એવું થયું. પણ ચીનની સરકારે કહ્યું. "સાચો માર્ગ એ છે કે બન્ને સૈન્યે અહીંથી ખસી જવું અને પછી આ બાબતનો વિચાર કરવો." સમસ્ત ચીનમાંથી પોકાર જાગ્યો. માર્કો પોલોના પેલા શહીદોને અભિનંદન મળ્યાં. સરકાર ઢીલું મુકી–જ શકે નહિ એવો પ્રચંડ સુર ચારે બાજુથી નીકળ્યો. સેનાધિપતિ ચ્યાંગ–કૈ–શેકે જુલાઇની સત્તરમીએ કુલિંગ ખાતે એક જાહેરાત કરી અને જાપાનનો પડકાર ઝીલી લીધો.

"પેકીંગ પ્રવેશદ્વાર માર્કો પોલો પૂલ આગળનો 'બનાવ' કાંઇ અકસ્માત નથી. એના ભણકારા દિવસો થયાં સંભળાતા હતા. જો આ મથક અમે કબજે કરવા દઈશું તો જે શહેર આપણા દેશનું રાજકીય, સાંસ્કારિક અને લશ્કરી કેન્દ્ર છે, જે શહેર આપણી રાજધાની છે તે શરણે થશે. પેકીંગ બીજું મુકદન બનશે અને હોપી અને ચહર પ્રાંતો શત્રુઓ કબજે કરી લેશે, જો પેકીંગ મુકદન થશે તો પછી નાન્કીંગ બીજું પેકીંગ કેમ નહિ થાય?"

આમ છતાં સેનાધિપતિએ ખામોશી પકડી. બને તો સલાહ કરી લેવી એવો તેનો વિચાર હતો. પરંતુ તેમાં નિષ્ફળતા સાંપડી જુલાઈની અઠ્ઠાવીસમીએ ચ્યાંગે નિવેદન કર્યું:

"અમારી સહનશીલતાની હવે હદ આવી ગઈ છે. પ્રદેશનું રક્ષણ કરવાની સરકારની ચોખ્ખી ફરજ છે. દેશની સ્વતંત્રતા જાળવવાની અને

પ્રજાનો બચાવ કરવાની જવાબદારી અમારી છે. હવે એક જ માર્ગ છે. દેશને યુદ્ધ કરવું જ પડશે. છેવટ સુધી યુદ્ધ કરવું પડશે. ગમે તેટલાં જોખમો વહોરીને યુદ્ધ કરવું પડશે. છેવટે વિજય આપણો જ છે. મને તો વિજયની ખાત્રી છે."

કુલિંગના આ નિવેદનના શબ્દો દેશના ખુણે ખુણે પ્રસરી ગયા. આખું રાષ્ટ્ર એક પગે ઉભું થઈ ગયું. ભીંત પત્રો પર, તેમજ પોસ્ટરો પર ઐતિહાસિક એલાન ચિતરાઈ ગયું. પ્રજાહૃદયમાં તે પેસી ગયું.

દરમિયાન પેકીંગ અને તીનસ્ટીન પડયાં. તીનસ્ટીનનો નગરશેઠ પ્રજાદ્રોહી બન્યો હતો. એણે પાછળથી પશ્ચાતાપ કર્યો પણ જરા પણ સામનો થયા વગર શહેર શત્રુને કબજે ગયું.

પેકીંગનું સૈન્ય શહેરની પાસે આવેલા પરામાં પડેલું હતું. અહીં જાપાની અને ચીની ટુકડીઓ વચ્ચે ઝપાઝપી થઇ. આ ટુકડીમાં વિદ્યાર્થી બિરાદરો પણ હતા. આ બિરાદરોએ જે શૌર્ય બતાવ્યું તેની તારીફ પેકીંગમાં વસતા પરદેશીઓએ પણ કરી છે. આખું પેકીંગ શહેર આ બહાદુર સેનાનીઓની વહારે ધાયું. શહેરી લલનાઓએ પોતાનાં ચીર ફાડી પાટા બનાવ્યા અને યુવતીઓ દવા અને ખોરાક લઇ રણમેદાને દોડી ગઇ. આ બાજુ શત્રુઓએ ખુબ ક્રૂરતાથી બોંબમારો અને ગોળીબાર ચલાવ્યો. સેંકડો મરાયા. જે ઘવાયા તેમની સારવાર તો બાજુએ રહી પણ તેમને ગડદા પાટુ કરવામાં આવ્યા અને તેમને યમને સોંપી દેવામાં આવ્યા. આ દૃશ્ય પરદેશીઓએ જોયું અને તેમણે જ તેનું વર્ણન કરેલું છે.

તીનસ્ટીન તો 'આંતરરાષ્ટ્રીય નગર' હતું. તીનસ્ટીનમાં બ્રિટીશ, ફ્રેંન્ચ, અમેરિકન અને ઇટાલીઅન 'વસાહત' હતી. બોકસર કરાર મુજબ ત્યાં માત્ર ૬૦૦ નો 'શાંતિ સંઘ' હતો. આ છસો શૂરવીરોએ ત્રણ હજાર જાપાનીઓનો સામનો છત્રીસ કલાક સુધી કર્યો. આ સામનાની અસર એ થઇ કે ચીનાઓમાં નવી આશા આવી. આ

છસો સેનાનીઓની બંદુકના અવાજે નવી હિંમત આવી. ' આ ધડાકા તમે સાંભળો છો ? આપણા સેનાધિપતિએ પડકાર ઝીલી લીધો છે અને લડાઈનો આરંભ થયો છે.' જનતામાં ઉત્સાહનું મોજું આવ્યું. જાપાનીઓના વિમાનોને તોડી પાડવા ઝરૂખા અને બખોલોમાંથી ગોળીઓ ઝણઝણવા માંડી. રાષ્ટ્રવાવટા ફરકયા. વસાહતમાં પણ રાષ્ટ્રવાવટા ફરકયા. પરંતુ ! પરંતુ આ તો કીડી પર કટક ચઢે તેવું હતું. છસો સેનાનીઓમાંથી અડધા શહીદ થયા અને બીજાઓ ઘવાયા અને ઘેરાઇ ગયા.

બીજે દિવસે નાન્કાઈના મહાવિદ્યાલય પર બોંબવર્ષા થઈ. આ મહાવિદ્યાલય એક અમેરિકનની સખાવતથી ચાલતું. ચીનના ગ્રામજીવન અને ઉદ્યોગ માટેના નિષ્ણાતો અહીં પાકયા હતા. આ વિદ્યાલયની ભવ્ય લાયબ્રેરી બોંબમારાથી અડધી ભસ્મીભૂત થઇ અને રહી સહી તે પેલા જાપાની જંગલી સોલ્જરોએ કેરોસીનથી બાળી મુકી. અલબત આ મહાવિદ્યાલયે એક ઘોર પાતક કર્યું હતું. દેશના સેવકો અને રાષ્ટ્રપ્રેમીઓ અહીં પાકયા હતા, અને મહાવિદ્યાલય મુક્તિની કેળવણી આપતું !

છત્રીસ કલાકના અગ્નિસ્નાન બાદ તીનસ્ટીને શું જોયું ? સૂરજના તાપમાં તપતી નગ્ન મૃત્યુશય્યાઓ અને બોડકાં માથાંવાળા વિદ્યાર્થીઓની મૃત પ્રતિમાઓ !

આ શહીદોના ઉન્હાઉન્હાં લોહીના ખાતરવડે નૂતન ચીનનો જન્મ થયો !

આ શહીદોની કબરો પર કોઇએ ફૂલો નથી નાખ્યા ! એમના મૂક મડદાએ ચીનને નવી જીંદગી બક્ષી છે !

તીનસ્ટીનની 'વસાહત'નો આશરો લઇ સેંકડો વિદ્યાર્થીઓ ચીનમાં વેરાઈ ગયા. ઘણા શાંગહાઇ ગયા. પેકીંગ અને તીનસ્ટીનનો મોરચો તૂટયો પણ હવે તો આખું ચીન યુદ્ધ-મોરચો બની ગયું.

ચીનના વીર જુવાનોમાંના કેટલાક તો રાષ્ટ્રફોજોમાં દાખલ થઇ ગયા કેટલાક યેનાનની વિદ્યાપીઠમાં ગયા અને ત્યાં ગેરિલા પદ્ધતિમાં નિષ્ણાત બની ગયા. ચીનની વીરયુવતીઓ નર્સીંગ શીખવા ઉપડી, ચીનની મોંઘેરી પુત્રીઓ પુત્ર સમોવડી બની. ઘણા ખરા વિદ્યાર્થીઓ તો મૂળે ગામડાના જ હતા. તે પોતે ગામડે પહોંચી ગયા અને હવે સામનો કેમ કરવો તેની જ કેળવણી લેવા અને આપવા મંડી ગયા.

પેકીંગ અને તીનસ્ટીન પડયું અને એક પખવાડિયામાંજ મોટો હલ્લો શરૂ થયો. શાંગહાઈનું યુદ્ધ શરૂ થયું. ચ્યાંગે સાચું જ કહ્યું હતું, માર્કો પોલોનો બનાવ કોઇ અકસ્માત ન હોતો. સેનાધિપતિની આગાહી સાચી પડી. શાંગહાઇનો કબજો કરવા ત્રણ માસ ભીષણ યુદ્ધ ચાલ્યું. વાચકને યાદ હશે કે છ વરસ પૂર્વે અહીં જાપાન અને ચીન વચ્ચે સમાધાની થઈ હતી. અલબત્ત બ્રિટીશ લોકોના દબાણથી જાપાને ધાર્યું કે ૧૯૩૭માં પણ ચીનને તે સ્હેજે નમાવી શકશે.

અને શાંગહાઈને નમાવવું એટલે ચીનની રાજધાની નાન્કીંગના ગળે ફાંસો નાંખવો. ચીનને કબજે કરવાની ચાવી અહીં હતી. ચીનના ધન અને ઉદ્યોગનું આ કેન્દ્ર કબજે થાય એટલે નાન્કીંગમાં જાણે પ્રવેશ મળી ગયો. બ્રિટીશ અને જાપાની સામ્રાજ્યવાદની હરીફાઈ આ મથકમાં જ હતી. બ્રિટીશ અમેરિકન ફ્રેંચ મૂડીનું ધામ, ચલણનું ભંડોળ, મોટું ઔદ્યોગિક મથક શાંગહાઈ કબજે આવે એટલે ચીનને મોઢામાં તરણું ઘાલી સુલેહ માગવી જ પડશે, અને બ્રિટીશ લોકોને પણ ૧૯૩૧ માફક વચ્ચે પડવું પડશે—આવી ગણત્રી જાપાનની હતી. અને ૧૯૩૨ની શરતો મુજબ અહીં તો હતા માત્ર ત્રણ હજાર ' શાંતિ સેવકો. '

માર્કોપોલોની માફક અહીં જુલાઇની ચોવીસમીએ એક 'બનાવ' બન્યો. એક જાપાની ખલાસીને ઊંચકી જવામાં આવ્યો છે એવી

જાહેરાત નૌકાદળે કરી. શોધાશોધ થઈ. છેવટે એક ચીના હોડીવાળાએ તેને વેશ્યાગૃહમાંથી શોધી કાઢ્યો! હવે શું થાય? પડદો પડ્યો! હવે બીજો 'બનાવ' જોઈએને? બે જાપાની અમલદારોએ પોતે મૃત્યુ નોતરીને આ બહાનું શોધી આપ્યું. આ લોકો ચીની એરોડ્રોમમાં ગયા હતા. એક બીજાએ અંદર અંદર અંદર ગોળી ચલાવી! બસ થઈ રહ્યું! એક મોટું નૌકાસૈન્ય, વિમાન વાહક જહાઝ ઇત્યાદિ આવી પહોંચ્યાં. શાંગહાઇની શાંતિસેનાને ખસી જવા હુકમ છુટ્યા. હવે ચીને જગતને જાહેર કર્યું કે માત્ર સ્વરક્ષણ માટે યુદ્ધ કર્યા વગર છુટકો નથી. શાંગહાઈનું યુદ્ધ શરૂ થયું.

આ તો સર્વાંગી આધુનિક યુદ્ધ હતું. શાંગહાઇના કારખાનાં, બજારો અને વસ્તી રણભૂમિ બન્યાં. 'આકાશવૃષ્ટિ' થઇ. પહેલી જ વાર ચીનના હવાઈદળે દેખા દીધી. શાંગહાઈના ત્રણ માઈલ લાંબા મોરચા ઉપર નૌકાઓએ તોપમારો કર્યો. આ તોપમારા સામે ચીનની શી વસાત? ચીને મનુષ્યની દિવાલ ઉભી કરી. લોહીની નદીઓ વહી. આખો ઓગસ્ટ અને પછીના બે મહિના સુધી શહેર ટકી રહ્યું, હજારો મડદાંની ભૂમિશય્યા બન્યું. શાંગહાઈમાં ઐકત્ર સામનો થયો અને જે શૌર્ય ચીને બતાવ્યું તેના આગળ જાપાનીઓ શરમીંદા પડી ગયા, અને છેવટે તેમણે બાયલાપણું દાખવ્યું. શહેરના મજુરલત્તા પર બોંબમારો થયો. એક હોસ્પીટલ, ૭ નિશાળો, અને બસો ઊંઘતા મજુરો તેના ભોગ બન્યા!

બીજીબાજુ સમસ્ત ચીન મહાયુદ્ધ માટે તૈયારી કરી રહ્યું હતું. પાટનગર નાન્કીંગમાં સેનાધિપતિએ નાયકોનો પરિષદ બોલાવી. દૂર દૂરથી દળો આવી રહ્યાં હતાં. સામ્યવાદીઓએ યુદ્ધની પોતાની વિશિષ્ટ 'મનુવર–'–વ્યુહ–ની કુશળતા ચીનને ચરણે ધરી હતી. ચ્યાંગ આજસુધી તો સોવિયેત યુનિયન જોડે સંધિ કરવા તૈયાર ન હોતો. કદાચ જાપાનને ખોટું કારણ મળી રહે! પરંતુ

ઑગસ્ટની ૨૧મીએ આ 'સંધિ' પર સહીઓ થઈ. ચીનને નકશા પરથી ભુંસી નાખવા જાપાન યત્ન કરે તો પડકાર કરવા ચ્યાંગ તૈયાર હતો. માર્કોપોલોનો સામનો અને કુલીંગ નિવેદન આ પડકાર હતો.

સામ્યવાદીઓ અને કુઓમિન્તંગ વચ્ચે નવી શરતો થઈ "જાપાની સામ્રાજ્યવાદનો સફળ સામનો આંતરિક એકતા વગર નહિ થઈ શકે. ડૉ. સુન યટસેનના ત્રિવિધ સિદ્ધાંતો એ જ ચીનમાં આજે સર્વોપરી જરૂરિયાત છે," એવું સામ્યવાદીઓએ સ્વીકાર્યું હતું. કુઓમિન્તંગને ઉથલાવી પાડવાની નીતિ મુકી દેવામાં આવી. સોવિયેતો સ્થાપવાનું બંધ થયું. જમીનદારોની જમીનો ખુંચવી લેવાનું પણ બંધ. સામ્યવાદી સેનાએ મધ્યવર્તી સત્તા કબુલ કરી અને આ સત્તાની આજ્ઞાઓ માથે ઉઠાવવા તૈયારી બતાવી. ચ્યાંગે જાહેર કર્યું કે "રાષ્ટ્રીય ભાવનાનો વિજય થયો છે અને તેનો આ બેનમુન દાખલો છે. કુઓમિન્તંગ નીચે જે પક્ષો આવવા માગે છે તેમને અમારા અભિનંદન છે." ચીનના રાષ્ટ્રપિતાની વિધવા માદામ સુન યટ સેને અભિનંદન પાઠવ્યાં અને કહ્યું "મારા પતિ આવી એકતા માટે ઝંખતા હતા. કુઓમિન્તંગ અને કમ્યુનિસ્ટ એક વાવટા નીચે આવે એમ ઇચ્છતા હતા." એવું કહેનારા જરૂર નીકળ્યા કે કમ્યુનિસ્ટ તાબેદાર થયા. એ બધું સાચું નથી. રાષ્ટ્રીય સંયુક્ત મોરચો એ જ લક્ષ્ય હતું.

"સામ્યવાદીઓ માને છે કે માકર્સના સાચા અનુયાયી તરીકે તેમણે ચીનની સરકારને જાપાન સામેના સામનામાં અને પછી પુનર્ઘટના વેળા પણ સંપૂર્ણ સહકાર આપવો જોઈએ. રાષ્ટ્રીયતા રાષ્ટ્રીયતામાં પણ ફેર છે. આ કાંઈ બીજા રાષ્ટ્ર ઉપર અધિકાર મેળવવા અગર કબજે લેવા માટેની 'દેશભક્તિ' શીખવનારી રાષ્ટ્રીયતા નથી. આ તો આઝાદી હાંસલ કરવા માટેની રાષ્ટ્રીયતા છે. એક ગુલામરાષ્ટ્રની પહેલી લડાઈ ગુલામી ફગાવવા માટે હોય

તેમાં અવગતિ નહિ પણ પ્રગતિ છે. ચીનની જનતા આઝાદીની લડતમાં ખભેખભો મિલાવી લડશે તો જ તે ભાવિ પ્રજાતંત્રમાં પોતાનો મોભા ભર્યો હિસ્સો માગી શકશે, અને મેળવી શકશે. પરદેશીઓ સામે થવું એ જ મુખ્ય કર્તવ્ય છે. આવા વખતે વર્ગવિગ્રહની વાતો કરી મુડીદાર વર્ગને પરદેશીઓ જોડે મળી જવા અને શાંતિ શોધતા થવા દેવા ચાહતા નથી. આમ કરીશું તો પરદેશીઓ હાથા બનીશું. અમારે રાષ્ટ્રીય મોરચો તોડવો નથી. અમે સામ્યવાદી પક્ષ કાંઈ વિખેરી દેવાં અમે માગતા નથી. અમે કાંઈ સુધારાપંથી થયા છીએ એમ પણ નથી. પરંતુ સાચા સામ્યવાદીની શું ફરજ હોય તે અમે જાણીએ છીએ અને એકત્ર મોરચો બાંધવા માગીએ છીએ તેથી જ આ ઐતિહાસિક નિર્ણય પર આવ્યા છીએ."

ઉપર જમીનદારો સામેનું વર્ગયુદ્ધ બંધ કરવાનો ઉલ્લેખ છે તે વિષે કાંઈક ખુલાસો જરૂરી છે. એમ કોઈએ ન સમજવું કે પોતાના જીવનનિર્વાહ માટેના પ્રયત્નો જનતા કરે તેને સામ્યવાદીઓએ રોકી દીધા. ઉલટું ડૉ. સુન યટ સેનના સિદ્ધાંતો મુજબ જ પૈસાદાર વર્ગ વર્તે તેમ તે માગતા હતા. લડાઈનો બોજો ધનિક વર્ગે ઉઠાવવો જોઈએ, જમીનના કાયદાઓમાં સુધારા થાય, સાંથ અને ગણોતમાં રાહતો મળે એ કાર્યક્રમ કાંઈ અભરાઈએ મૂકાયો નહોતો અને મૂકી શકાય જ કેમ ? આ રાહતો વગર આમપ્રજાને પરદેશીઓ સામેના યુદ્ધમાં પણ રસ કેમ પડે ? વળી સામ્યવાદી પક્ષે પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ પણ ગુમાવ્યું નહોતું તે ભૂલવું ન જોઈએ. સામ્યવાદી સૈન્યો રાષ્ટ્રીય ઝંડા તળે ઉભાં રહ્યાં તે જરૂરી હતું. ચીનના સામ્યવાદી પક્ષે વાસ્તવિતા પિછાની સાંસ્થાનિક દેશોની રાષ્ટ્રીયતાનો મર્મ સમજી ગયા એ તેમની માર્ક્સવાદની સાચી સમજણનું પરિણામ હતું. સામ્રાજ્ય-વિરોધી મોરચો મજબુત કરવા અને સાચી એકતા જાળવવામાં કયાં મુશ્કેલીઓ ઉભી થઈ તે હવે પછી જોઈશું.

* * *

## ૨ નાન્કીંગની કતલ

પાટનગર નાન્કીંગનો હવે વારો આવ્યો. શહેરને ખાલી કરો નહિ તો અડતાળીસ કલાકપછી જમીનદોસ્ત કરવામાં આવશે એવું શત્રુનું કહેણ હતું. બાળકો અને સ્ત્રીઓને ખસેડવામાં આવ્યા પણ નાગરિકોએ સ્થાન ન મુકવાનો દઢ નિશ્ચય કરી લીધો, અને જ્યારે અમેરિકન એલચી ખાતાએ ખાલી કરવાની જાહેરાત કરી ત્યારે પ્રબળ વિરોધ થયો. એલચીખાતું શહેરમાં જ રહ્યું. અડતાળીસ કલાક બાદ બોંબમારો. જાપાનીઓના ૬૫ વિમાનો ગીચ વસ્તીવાળા શહેરના ભાગોપર ઘુમી વળ્યા અને બોંબ ઝીંકાયા! રેડ ક્રોસ હોસ્પીટલ પર અગ્નિવર્ષા થઈ આખી દુનિયા ચકિત થઈ ગઈ. વિમાનવિરોધી તોપોએ ભડાકા તો કર્યા પણ હજારોની લાશ પડી.

પ્રજાજનોના દુ:ખોમાં ભાગીદાર થવા માદામ ચ્યાંગ તેમના હંમેશના રિવાજ મુજબ રાહતકાર્ય માટે આવી પહોંચ્યાં.

બધા આધુનિક શહેરો માફક ધનિક નાન્કીંગ અને ગરીબ નાન્કીંગ એમ 'બે શહેરો' હતાં. આલિશાન મકાનો, અસ્ફાલ્ટના રસ્તા, આકર્ષક યુનિફોર્મવાળા સિપાહીઓ, મોટરો, બધે ચકચકાટ અને સંપૂર્ણ વ્યવસ્થા, આશ્રયસ્થાનો—ધનિક નાન્કીંગે જાપાની બોંબ-

રોનો ઠીક સામનો કર્યો. પણ ફેસીસ્ટ બોંબોને તો પ્રીતિ ગરીબ પ્રજા પ્રત્યે હોય છે! બાર્સીલોનોમાં શું કે નાન્કીંગમાં શું, આ ગરીબ જનતાના મડદાં ઢગલેબંધ થયા. ગરીબ અને તવંગર બધા વર્ગભેદ ભૂલી ગયા અને એક બીજાને સહાયરૂપ નીવડયા.

કેંન્ટન અને હાંકો પર આ જ સમયે અગ્નિવર્ષા ચાલતી હતી. પરિણામ કેંન્ટનમાં બે હજાર મડદાં; હેંકોમાં આઠસો.

આમ પ્રજાને થથરાવી દઈ નમાવવી એ જ નેમ શત્રુની હતી. પરંતુ પરિણામ તેનાથી ઉલ્ટું જ આવ્યું. પ્રજા શત્રુ સામે એકકતાર થઇ ગઈ.

નાન્કીંગ પર એક બાજુ બોંબમારો ચાલતો હતો તેજ વેળા સેનાધિપતિ ચ્યાંગે જગતને જાહેર કર્યું કે, “ આ અગ્નિ વર્ષાથી જગતને જાપાનની હેવાનિયતનો નગ્ન ચિતાર આવે છે. અમને કચડી નહિ શકાય. ચીન અણનમ રહેશે ચીનની સાધન સંપત્તિ ગણી ગણાય તેમ નથી અને અક્ષયપાત્ર જેવી છે. ”

ચીનની મનુષ્યશક્તિ અક્ષયપાત્ર જેવી હતી. આઠમા સૈન્યે ગેરિલાયુદ્ધ શરૂ કર્યું, અને ત્રણ હજાર જાપાની યોદ્ધાઓને રહેંસી નાંખ્યા. ભાવિ સંગ્રામની આ સંજ્ઞા હતી.

હજી પણ શાંગહાઈનું યુદ્ધ પુરૂં થયું ન હોતું? શાંગહાઇનાં પરો ઉપર દોઝખ વરસી રહી હતી. શાંગહાઈની શેરીઓમાં ગજગજ જમીન સર કરવા માટે યુદ્ધ ચાલ્યું. આ યુદ્ધમાં મશાલ અને અગ્નિ એ મુખ્ય રક્ષણાત્મક અને આક્રમણાત્મક હથિયાર હતાં. જાપાની નૌકાબળને જમીન પરના દળોની સહાય મળી. હજારો ચીનાઓએ પ્રાણ પાથર્યા. ફોજોને નાગરિકોનું પીઠબળ હતું. યોદ્ધાઓને પ્રજાની સક્રિય સહાય હતી. ઘવાએલાઓની સારવાર, યુદ્ધ સંગઠન, રેડિયો વાહક સંદેશા, સિનેમા અને નાટકોદ્વારા સિપાહીઓને પ્રોત્સાહન—આ બધાં આ ઐતિહાસિક લડતનાં જુદાં જુદાં ઉજવળ પ્રકરણો છે.

ઓકટોબર ૧૯ સુધીમાં શાંગહાઈના મોરચા ઉપર દોઢ લાખ સોલ્જરો ઝીંકવામાં આવ્યાં. યુરોપમાં બ્રસેલ્સ શહેરમાં નવ રાષ્ટ્રોની પરિષદ મળવાની હતી તે પહેલાં શહેર કબજે લઈ લેવું એવી નેમ હતી. આ પરિષદમાં જાપાન વિરોધી ઠરાવ થવાનો હતો અને ચીનમાં જાપાને ગેરકાયદે પ્રવેશ કર્યો છે એવી જાહેરાત થવાની વકી હતી તે પહેલાં જ શહેર લઈ લેવાની જાપાનની મુરાદ હતી પણ તેમ બની શકયું નહિ.

ભીષણ યુદ્ધ જામ્યું. સાતસાત દિવસ લડયા પછી તજાંગ મૂકી દેવું પડયું. ચીની યોદ્ધાઓએ વ્યવસ્થિત પીછેહઠ કરી અને કેદ ન થયા. ૩૦મી ઓક્ટોબરે શહેરનો ઉત્તરભાગ ગયો. શાપૈના પરાના અઢાર માઈલ વિસ્તાર પર અગ્નિની જ્વાળાઓ ફરી વળી. આવી આગ ભાગ્યે જ જગતમાં થઈ હશે. (આ બીજા વિશ્વયુદ્ધની વાત બાજુએ રાખો ) આ યુદ્ધમાં ૫૦૦ માણસની એક ટુકડીએ ભારે વીરતા દાખવી તે જાણીતી થયેલી છે. આ બેટેલીયનના એક વીર યોદ્ધાના હાથમાં દિવસો સુધી ચીનનો રાષ્ટ્રધ્વજ ફરકતો રહ્યો એ આ એક યુદ્ધનું રોમાંચક દશ્ય છે.

શાંગહાઈએ જે વીરતા દાખવી તેનાથી જગતની આંખ ઉઘડી ગઈ. આ હાર નહોતી પણ યશસ્વી જીત હતી. શાંગહાઈ ગયું પણ ચીન જીત્યું. લીગ ઓફ નેશન અને પેલી પરિષદે જાપાનના આક્રમણને ધિક્કારી કાઢયું.

હવે નાન્કીંગ તરફ વળીએ. નાન્કીંગની કતલ ઇતિહાસમાં એક કલંકકથા છે. નવેંબર ૧૫ મીના રોજ નાન્કીંગ ખાલી કરવા નિર્ણય થયો. શહેર પર ભય ઝઝુમતો હતો. ધનિક નાન્કીંગ અને ગરીબ નાન્કીંગ એવા ભેદ હવે રહ્યા નહિ. મોટરો અને ગાડાંની હારોહાર, અમલદારોની સ્ત્રીઓ અને ટોપલામાં બાળકને નાખીને નાસતી મજૂરણો,

અસ્ફાલ્ટના ચકચકિત રસ્તામાં ખોદાએલી ખાઇઓ, સુના સુના મહેલો અને હોટેલો; રાષ્ટ્રપિતા સુન યટ સેનની પર્પલ પરની પવિત્ર કબર–જેને હવે રક્ષનાર કોઈ રહ્યું નહોતું–આવાં કરૂણ દશ્યો નાન્કીંગે જોવાં. એકવારની માનિની નગરી આજે નિસ્તેજ થઇ હતી, ખાવા ધાતી હતી! નાન્કીંગનું રક્ષણ કરવા ખેડૂત–સૈનિકો યાંગ્ઝે નદીના રસ્તે ધસી રહ્યા હતા. એમની પાસે હેન્ડ ગ્રિનેડ એક માત્ર હથિયાર હતું. શહેરના લત્તેલત્તે તેમને ગોઠવી દેવામાં આવ્યા. નાગરિકો રાઇફલો સાથે સજ્જ થઈ ગયા હતા.

દરમિયાન જાપાનીઓએ એક નવો દાવ નાખ્યો. તેમણે સુલેહની વાતો શરૂ કરી. ડૉ. ઓસ્કર વિષ્ટિકાર બન્યો. આ સુલેહની શરતો ચીનને માન્ય ન નહોતી. કેમ હોઇ શકે? ચીનને સ્વાભિમાન વહાલું હતું અને સ્વાધીનતાનું લીલામ નહોતું કરવું. એમને 'પુતળા સરકાર'ની શરત જરાપણ માન્ય નહોતી.

આખરે નાન્કીંગ પડયું. ડિસેમ્બરની તેરમીએ જાપાની લશ્કર શહેરમાં પેસી ગયું. પછી ભયંકર કત્લેઆમ થઇ. શહેરને ઘેરી લેવામાં આવ્યું હતું. કેટલાક રસ્તા છુટ્ટા હતા. પરંતુ નાસતી વસ્તી અને વાહનોથી તે ભરાઈ ગયા. શહેર જાણે ગુંગળાઇ ગયું. આ મહા યુદ્ધમાં પેરીસનું પતન થયું તે વેળા જેવી જ સ્થિતિ આ હતી. નાગરિકો સપડાઇ ગયા. જાપાની સેનાઓએ પ્રવેશ કરતાંની સાથે હજારો પ્રજાજનોનો વધ કર્યો, લૂંટ ચલાવી, અત્યાચારો કર્યા. એમ ગણત્રી થઈ છે કે આ કત્લેઆમમાં ૩૦ હજાર ચીનાઓનો વધ થયો અને હજારો સ્ત્રીઓ પર બળાત્કાર થયા. ચુંકીંગ ડાયરીમાં એક પ્રસિદ્ધ પત્રકારનું આ વિષે નિવેદન છે તેમાં જણાવાયું છે કે એક જાપાની સોલ્જરે એક ચીની બાઇ પર બળાત્કારે આરંભ્યો ત્યારે તેનું બાળક પાસે સુતેલું હતું તે રડવા મંડયું એટલે પેલા સોલ્જરે આ બાળકને ડુચો દીધો અને આ અત્યાચાર ચાલુ રાખ્યો. આવા કમકમાટી ભરેલા બનાવો ચીનના

આ પાટનગરે જોયા. પરંતુ ચીને નમતું ન આપ્યું. સામ્રાજ્યવાદનું નગ્ન સ્વરૂપ અહીં દેખાયું. પૂર્વમાં કે પશ્ચિમમાં તેનું સ્વરૂપ એક જ જાતનું હોય છે. આવા હત્યાકાંડો તો હવે આ યુદ્ધમાં ઘણા નોંધાયા છે. નાન્કીંગનો હત્યાકાંડ ચીન કદી ભુલશે નહિ.

સેનાધિપતિએ જાહેરાત કરી;

"આ લડાઈમાં ત્રણ લાખની ખુવારી થઈ છે. પરદેશી આક્રમણ સામે થવા આવો ભારે ભોગ ચીને આ અગાઉ આપ્યો નથી. રાજધાની અને બીજા ગામો ગયાં છે. ખેર. ચીને સતત સામનો કરવા શહેરો નહિ પણ ગામડાં તૈયાર કરવાં જોઇએ. અમે જીત મેળવીશું. પ્રજાનો દૃઢ નિશ્ચય વિજયની વરમાળ પહેરાવશે. ભોગ આપ્યા વગર કોઇપણ દેશ જીવતો રહી શકે નહિ. ડૉ. સુન યટ સેનના ત્રિવિધ સિદ્ધાંતોનો અમલ કરવો એ અમારી યુદ્ધનેમ છે." ચીને સ્વાધીનતા મેળવવી જ જોઈએ. વિજય કદાચ જલદી ન પણ થાય. પણ જો લડીશું જ નહિ તો ભુંસાઇ જરૂર જવાના. અમારી લડત રાષ્ટ્રીય ક્રાંતિ માટે છે એટલું જ નહિ પણ આંતરરાષ્ટ્રીય શાંતિ અને ન્યાય માટે છે. દુનિયાના પ્રજામતે જાપાનને ગુન્હેગાર જાહેર કર્યું છે. ભલે આ લોકો જાપાન સામે પગલાં ન લે. આપણે આપણા પગ પર જ ઉભા રહેવાનું છે અને જીત મેળવવાની છે. આગે બઢો એ જ મારો સંદેશ છે."

રાષ્ટ્રપતિના આ શબ્દોએ ચીનની પ્રજામાં નવો ઉત્સાહ રેડયો. જનતામાં આત્મશ્રદ્ધા ફૂટી. યુદ્ધનો નવો વ્યુહ પણ સમજાયો. ઐકયની સાંકળ મજબુત થઈ. કવાંગસીના સેનાપતિઓ અને બીજા જે હજી સંયુક્ત મોરચામાં નહોતા જોડાયા તેમણે પણ નાન્કીંગના વાવટા નીચે આવવા સ્વીકાર્યું.

નાન્કીંગની સરકાર ખરેખર પ્રજાકીય સરકાર બની, પુનઃ સ્થાપિત થઇ કહીએ તો ચાલે. ચીન પર જે અગ્નિવર્ષા થઈ તેનાથી ચીન શુદ્ધતર, બળવત્તર થયું, પુનઃ યાહોમ કરવા કટિબદ્ધ થયું.



## ૩. સાચું લોકયુદ્ધ

જુલાઈ ૭ ૧૯૩૭ થી શરૂ થયેલા આક્રમણમાં એટલે કે ચીન-જાપાન યુદ્ધના પહેલા તબક્કામાં ચીને ૧,૧૪૪૦૦૦ કીલોમીટર જમીન ગુમાવી. આ યુદ્ધનો બીજો તબક્કો હવે શરૂ થાય છે અને તે તબક્કો કેન્ટનના પતનથી પુરો થાય છે. આ બીજા તબક્કામાં જાપાને ૭૭,૦૦૦ કીલોમીટર જમીન ચીન પાસેથી કબ્જે કરી. ચીન-જાપાન યુદ્ધનો ત્રીજો તબક્કો ૧૯૩૯ નું મહાયુદ્ધ શરૂ થયું તે અરસામાં શરૂ થાય છે. આ ત્રીજા તબક્કા વિષે આ પુસ્તકમાં ઊંડાણમાં ઉતરવાની જરૂર નથી કારણ કે તેમ કરવા જતાં એક નવોજ ઇતિહાસ ઉતારવો પડે અને તેમાં ચાલુ બનાવોને સાંકળી દેવા પડે, જે આ પુસ્તકની મર્યાદા બહાર છે.

ચીન-જાપાન યુદ્ધનો બીજો તબક્કો એટલે તેજ છાયાનો ઇતિહાસ, નૂતન ચીનના વિજય અને પતનની કથા. શાંઘહાઈ, નાનકીંગ અને બીજા મોટા શહેરો અગર દરિયા પરના બંદરો ચીને ગુમાવ્યા પરંતુ તે અણનમ રહ્યું અને દેશના આંતરિક ભાગોમાં આ બીજા તબક્કામાં લડાઈનો નવો વ્યૂહ અજમાવાયો. ચીનની ૪૫ કરોડની આમપ્રજા આ રાષ્ટ્રીય સંયુક્ત સામનાનું અક્ષયપાત્ર બની રહી. આ બીજા તબક્કામાં ચીને સાચે સાચું લોકયુદ્ધ આદર્યું.

૧૯૩૮ ના આરંભમાં ચીની સરકારની પુનઃ રચના થઈ. ચ્યાંગ-કૈ-શેકે સેનાધિપતિનું પદ ગ્રહણ કર્યું. સર્વપક્ષની બનેલી રાષ્ટ્રીય સંરક્ષણ સમિતિ બનાવવામાં આવી. રાષ્ટ્રીય સંરક્ષણ સમિતિમાં 'મુક્તિફોજ' ના મુખી સેન-ચ્યુ-જયુ જેને રાષ્ટ્રના દાદાનું બિરૂદ મળ્યું હતું તેમને લેવામાં આવ્યા. ચીનના સામ્યવાદી પક્ષના નેતા માઓ-ચાઉ વગેરેને પણ લેવામાં આવ્યા. પ્રાન્તે પ્રાન્તે લશ્કરી ગવર્નરો નિમવામાં આવ્યા. મધ્યસ્થ સરકારે એક રાજદ્વારી ખાતું ખોલ્યું. આ ખાતાનું કાર્યક્ષેત્ર યુદ્ધઉદ્દેશોનો પ્રચાર તથા યુદ્ધનું ક્રાન્તિકારી તત્ત્વ પ્રજાને સમજાવવાનું હતું. કિસાનો, કામદારો, વિદ્યાર્થીઓ, નાના વેપારીઓ,—સૌ કોઈને યુદ્ધમાં સંગઠિત કરવાનો પણ સાથે સાથે ઉદ્દેશ હતો. રાષ્ટ્રવાદીઓ, સામ્યવાદીઓ, સોશિયલ ડેમોક્રેટીક પક્ષના પ્રતિનિધિઓ (આ પક્ષ અગાઉ ગેરકાયદેસર હતો) પણ રાષ્ટ્રીય સંરક્ષણ સમિતિમાં હતા. એકલા રાજદ્વારીઓ નહિ પણ સાહિત્યકો, નાટયકારો, કટાક્ષ ચિત્ર દોરનારા કલાકારો, કેમેરા-મેન, ચલચિત્રના સંચાલકો વગેરેનો સહકાર રાષ્ટ્રીય સંરક્ષણ સમિતિને મળ્યો હતો.

નવી સરકારને જૂના માનસનો નાશ કરવાનો હતો. જૂનું વૉર-લોર્ડ માનસ-જે દેશને કોરી ખાતું હતું તેનો વિનાશ કરવો એ પ્રથમ કાર્ય નવી સંરક્ષણ સમિતિને કરવાનું હતું. આંતર્વિગ્રહના છેલ્લા દશ વર્ષમાં આ રાષ્ટ્રદ્રોહી માનસનાં કડવાં ફળ પ્રજાએ ચાખ્યાં હતાં. હજી પણ આ ઝેરી માનસ બદલાયું નહોતું. પોતાના પ્રાંતમાં સરમુખત્યારી લઈ લેવી અને લાટ બની જવું, પછી પ્રજાને ત્રાસ આપવો, ખોટા કરો ઉઘરાવવા, ટૂંકમાં સત્તા કબજે કરી ગુંડાગીરી કરવી એનું નામ વૉરલોર્ડ માનસ. આ માનસને નાબુદ કરવા નવી સરકારે પ્રયત્ન આદર્યો. પોતપોતાના પ્રાંતમાં નવાબજાદા થઇ બેસી પ્રજા હૃદય પર ઘા કરી ગુંડાગીરી કરનાર એક જનદલ હૅાન-ફુ-સુને નવી સરકારે ફાંસીએ લટકાવ્યો. આ સજા સમયોચિત હતી. જૂની

વોરલોર્ડની પ્રથા જેણે ચીનના ટૂકડે ટૂકડા કર્યા હતા તે પ્રથા આ એક જ ફટકાથી મરણતોલ થઇ. અપ્રતિમ એકતાની જરૂર હતી, સમસ્ત રાષ્ટ્ર જોખમમાં હતું ત્યારે આ ભંગાણ પાડનાર તત્ત્વને દેશવટો આપવો જ રહ્યો. દેશદ્રોહીઓ, અને હચુપચુ લોકોને શિકસ્ત આપવામાં આવી.

યુદ્ધ માટે રાષ્ટ્રવ્યાપી સંગઠન જરૂરી હતું તેથી તે કાર્ય આદરવામાં આવ્યું. પહેલાં ખેડુતોને ફરજિયાત રંગરુટ કરવામાં આવતા હતા. પરંતુ નવી સરકારે પ્રજામાંથી નવી સેનાઓ જે યુદ્ધઉદ્દેશો સમજીને યુદ્ધમાં ઉમંગ લેતી હતી તે ઊભી કરી. આ સૈનિકોના કુટુમ્બોને કરમાં રાહત આપવામાં આવી તેમજ બીજી પણ સગવડો અપાઇ. આખા દેશને નવ યુદ્ધ વિસ્તારોમાં વહેંચી કાઢવામાં આવ્યો. સેનાધિપતિ ચ્યાંગે ૧૯૨૭–૩૭ ના દાયકામાં લાલ લશ્કરને દુશ્મન તરીકે ઓળખ્યું હતું. હવે આ લાલ લશ્કર જાપાનવિરોધી યુદ્ધમાં અત્યંત વિશ્વાસપાત્ર બન્યું. અને તેનો અમોલો અનુભવ રાષ્ટ્રીય સંરક્ષણ સમિતિને કામ આવ્યો.

સેનાધિપતિ ચ્યાંગે પરિષદ સમક્ષ નવો વ્યુહ રજુ કર્યો. ચીન પાસે મોટો પ્રદેશ હતો, વિપુલ કુદરતી સંપત્તિ હતી, વિશાળ માનવ સમુદાય હતો. ચીન માટે આ લોકયુદ્ધ હતું અને પ્રજાના દરેક વર્ગનો ટેકો હતો. જાપાન ઔદ્યોગિક પ્રગતિમાં આગળ હતું. તેની લશ્કરી શિસ્ત બેનમૂન હતી. લશ્કરી સાધનો અખૂટ હતાં. આ બધું સમજીને ચીને પોતાનો વ્યૂહ ગોઠવવાનો હતો. એક જ જગ્યાએ મોટું લશ્કર ગોઠવી એક જ મોરચા પર યુદ્ધ લડી લેવું ચીનને ફાવે તેમ નહતું. ચીને તો પ્રવાહી એટલે કે એક જગ્યાએથી બીજી જગ્યાએ લશ્કરો ખસેડી લડવાની રીતમાં નિષ્ણાત થવું જોઇએ. આવો પ્રવાહી વ્યૂહ એ જ ચીનને માટે આવશ્યક હતો. પ્રવાહી વ્યૂહ એ જ ચીનને માટે તરણોપાય હતો.

આવા વ્યૂહમાં પહેલી જરૂર પ્રજાના હાર્દિક સહકારની છે. પ્રજા-જીવનમાં જો લશ્કર ઓતપ્રોત બને તોજ આ વ્યૂહ ખેલી શકાય. અત્યાર પહેલાં તો પ્રશિયન વ્યૂહરચના કાર્યસાધક ગણાતી. પ્રશિયન વ્યૂહ એટલે લશ્કરની એક કેન્દ્ર પર શિસ્તબદ્ધ ગોઠવણ. આ વ્યૂહમાં પ્રજા સાથે કાંઇ લેવા દેવા નહિ, સૈન્ય અને પ્રજા એ બે જાણે નિરાળાં તત્ત્વો હતાં. આધુનિક યુદ્ધમાં વ્યૂહ જૂદી જાતનો છે. આધુનિક યુદ્ધ પ્રજા-કીય બનેલું છે. આધુનિક યુદ્ધ જનતાનું યુદ્ધ છે. આધુનિક યુદ્ધ પ્રજાની અંતઃસ્ફુરણા પર આધાર રાખે છે. ચીનની પ્રજા પરદેશી હુમલાને ફેંકી દેવા કટિબદ્ધ થએલી હતી. આ ચીનનું આખરી યુદ્ધ હતું એવું ચ્યાંગે પરિષદ સમક્ષ સમજાવ્યું. આધુનિક યુદ્ધનું શાસ્ત્ર જૂના જર્મન સેનાપતિઓ શું જાણે? તેમણે તો બિસ્માર્કના લશ્કરી શાસ્ત્રના પાઠ લીધેલા. ચીન જો આ વ્યૂહથી લડે તો તો તેનો ભૂક્કો જ થઇ જાય. જાપાની સૈન્ય પાસે તોપબંદુકો અને અદ્યતન સરંજામ હતો. ચીનનું સૈન્ય તો કામદારકિસાનોનું હતું. તેમનાં શસ્ત્રો બનાવેલાં પાવડા કોદાળીમાંથી, એમના મિકેનિકો ગામડાંના લુહારો, એમના શસ્ત્રાગાર પ્રજાના હૃદયના ધબકારા. પરિષદમાં ચ્યાંગે કહ્યું.

"ચીનની પ્રજા પોતાના ઘરબારના રક્ષણ માટે, સ્ત્રીઓના શિયળ જાળવવા, હંમેશની ગુલામીમાંથી છૂટવા લડી રહી છે. પ્રજા આ સારી રીતે સમજે છે. આપણા યુદ્ધઉદ્દેશો પવિત્ર છે. વ્યૂહ ગોઠવવો એ જ આપણું કાર્ય છે. આ કાર્ય પ્રજાના સહકારથી કરવાનું છે."

ચ્યાંગની પરિષદ સંપૂર્ણરીતે ફત્તેહમંદ થઇ. બધા લશ્કરી અમલદારો નવો આદર્શ હૈયે ધરી વિખરાયા. પ્રવાહી અને ગેરીલા યુદ્ધ માટે ત્રણ સૈન્યોનું સંગઠન થયું. કંગસુ, ચેકિઆંગ અને અનહવી પ્રાન્તો જાપાનીઓને કબજે હતા સામ્યવાદી બિરાદરોએ આ પ્રાન્તોમાં કામ કરવા માટે બીડું ઝડપ્યુ.

## 'આઠમી કૂચ સેના'

આ પરિષદને પરિણામે જે નવી લશ્કરી રચના થઈ તેમાં સામ્યવાદી દળો જે 'આઠમી કૂચસેના' તરીકે તેમ જ 'નવા ચોથા દળ' તરીકે જાણીતા થયેલાં છે તે મુખ્ય છે. 'આઠમી કૂચસેના' એટલે પેલી ઐતિહાસિક કૂચમાંથી ઊભું થયેલું લશ્કર. દક્ષિણ ચીનથી ઉત્તર–પશ્ચિમ ચીન સુધીની હજારો માઈલની કૂચ જેણે કરી હતી અને જેની મૂળ સંખ્યા છૂટી પડી ગયેલી ટુકડીઓ મળતાં ૧૫૦૦૦ જેટલી હતી તેનું બનેલું આ દળ હતું. આ ટુકડીઓ યાંગ્ત્ઝે નદીની ખીણોમાં ફરતી રહી હતી. આ ટુકડીઓને સંધિનો સંદેશો મળ્યો ત્યારે તેમણે શરૂઆતમાં તો માન્યું નહિ. છેવટે જાન્યુઆરી ૧૯૩૮ના અરસામાં આ દળ સંગઠિત થયું. કિયાંગ સી, ફૂકિયન, હોનાન ઉત્તર હુપે વગેરે વિભાગોમાં ફરતી ટુકડીઓનું જે સૈન્ય બન્યું તે નવા 'ચોથા દળ' તરીકે જાણીતું થયું છે. ૧૯૨૫–૨૭ ના ક્રાન્તિકારી દિવસોમાં જાણીતો થયેલો આગેવાન યેહ–તિંગ તેનો સેનાપતિ હતો. આ બંને લશ્કરોને પ્રજાકીય કહી શકાય. આ લશ્કરો ગેરીલા પ્રવૃત્તિ માટે ઈતિહાસપ્રસિદ્ધ થયેલાં છે.

ચ્યાંગ–કૈ–શેકે ગેરીલા વ્યૂહનો પ્રશ્ન પરિષદ સમક્ષ છણ્યો હતો. આ પરિષદ ચીનની યુદ્ધરચનામાં નવું જ સીમાચિહ્ન બની, એમ કહીએ તો ખોટું નહિ. લોકયુદ્ધ અને ગેરીલા પ્રવૃત્તિ એ અત્યારના મહાયુદ્ધમાં જાણીતા થયેલાં છે; પરંતુ તે જમાનામાં આ નવી જ વસ્તુ હતી. લોકયુદ્ધ એટલે જનતા માટે, જનતા દ્વારા, જનતાનું યુદ્ધ. પ્રજાનો નીચેનો થર યુદ્ધહેતુઓ સમજે, તેમ જ તેને ખરા ઉમળકાથી વધાવી લે, ત્યારે જ સાચું લોકયુદ્ધ બને છે. જાપાનની સામે આવી લોકવ્યાપી લાગણીથી ચીન પડ્યું, અને જે કાર્ય અદ્યતન સાધનસામગ્રી ન કરી શકયાં એ તેણે કરી બતાવ્યું. જાપાન સામેના યુદ્ધના આ તબક્કામાં ચીનની આમપ્રજાએ પોકાર્યું, કે "આ દેશ અમારો છે." આ પોકાર પાછળ તેણે શહીદ

થવાની તૈયારી પણ બતાવી. જાપાને મહાઆક્રમણ કર્યું હતું અને મુલકમાં મોટાં ગાબડાં પાડયાં હતાં, છતાં આ પોકાર ચીનને ખૂણે ખૂણે સંભળાયો. ચીને સાચું લોકયુદ્ધ જગાવ્યું.

ગેરીલા યુદ્ધવ્યૂહ એટલે શું? ગેરીલા યુદ્ધ એટલે શત્રુ સામે આખી પ્રજાને ઊભી કરી દેવી. ગેરીલા તૈયાર કરવા માટે લશ્કરની કેટલીક ટુકડીઓ જનતામાં વેરી દેવી જોઈએ. આ ટુકડીઓનું એક કામ એ હોય કે લોકોને હથિયારનો તાત્કાલિક ઉપયોગ શીખવવો. આ હથિયાર પણ ખેતીના સામાન્ય ઓજારોમાંથી બનાવી લેવાં જોઈએ. ગેરીલાએ શત્રુની પાંખમાં, શત્રુની પડખે અને મોરચાની પછવાડે છૂપા હલ્લા કરવાના શત્રુના લશ્કરનો પુરવઠો કાપી નાંખવો એ તેમનું મુખ્ય કર્તવ્ય. શત્રુ પીછેહઠ કરે, એટલે તેના રામ રમી જાય. કોઈ એક જગ્યા પર શત્રુ મથક બનાવી બેસે કે તરત જ તેના ઉપર છાપા મારવા. જેમ જેમ શત્રુનું સૈન્ય આગળ વધે તેમ તેમ દૂર દૂરથી પુરવઠો મંગાવવો પડે અને વ્યવહારનો માર્ગ ખુલ્લો રાખવો પડે આ માર્ગના ભાંગીને ભૂકા કરવા એ ચીનના ગેરીલાનું કામ હતું; અને તેમાં તેને અનન્ય ફત્તેહ મળી એક જગ્યાએ છાપો મરાય તો વળી બીજે શત્રુની ટેન્કના ભૂકા થાય અને વળી ત્રીજે પુલ કે રેલ્વે-માર્ગ તૂટી જાય. "આવી નાની નાની જીતો ભેગી મળતાં છેવટે વિજય પ્રાપ્ત થશે" એવું ચ્યાંગે કહ્યું.

વાચકે એમ ન સમજવું, કે આ ગેરીલા યુદ્ધ કોઈક કોઈક વાર જાપાનની સેના પર છાપો મારવામાં જ સમાઈ જતું હશે. આ ગેરીલા યુદ્ધ તો પ્રજાકીય સામનાનું એક મહત્ત્વનું અંગ હતું ઉત્તર ચીનના ૪૨ જિલ્લાઓની અડધો કરોડ જેટલી વસતીએ કરેલો આ શિસ્તબદ્ધ વ્યૂહ હતો. વળી ગરીબ પ્રજાને તો આમાં ખાસ રસ ઊપજ્યો; કારણ કે આ જિલ્લાઓમાં કર અને ગણોતમાં રાહત વગેરે આર્થિક સગવડો પણ પ્રજાને મળી હતી અને મુલકીતંત્ર પ્રજાકીય

બન્યું હતું. ગેરીલા યુદ્ધ વિષે એક અમેરિકન વૃત્તવિવેચક લખે છે, કે (એશિયાઃ ઑગસ્ટ ૧૯૩૮). "મેં એક માઈલ લાંબી ગેરીલા ફોજ જોઈ. તેનો સેનાપતિ અમલદાર સીમાપ્રાન્તની સરકારનો મુલકી અમલદાર હતો. રાઈફલ, હેન્ડગ્રેનેડ, તલવારો વગેરેના શસ્ત્રાગારો જોયાં. આ ગેરીલાનાં આયુધો હતાં. સેંકડો ગામડાંઓમાં ગેરીલાની પ્રવૃત્તિઓનો પ્રચાર કરતાં દીવાલપત્રો જોયાં. વળી હેન્કો જેટલા દૂર મથક સુધી રેડિયો-સદેશા ચાલતા જોયા. યુદ્ધક્ષેત્રમાંથી જે આશ્રિતો આવે છે તેઓ અહીં જોડાઈ જાય છે. તેમને જમીન અને ખોરાક આપવામાં આવે છે. જમીનના માલિકો તો પેકીંગ નાસી ગયા છે. રંગરૂટો આવતા હતા તે તો શરૂઆતમાં નિસ્તેજ અને અર્ધભૂખ્યા હતા; પણ આર્થિક સલામતીની ખાતરી મળતાં તેઓ બહાદુર યોદ્ધાઓ બની ગયા છે. આ વિસ્તારમાં બે લાખ જેટલા પ્રચારકો અને ગેરીલા કાર્યકરો હતા. જનતાની હિલચાલે પોતાની જ નેતાગીરી સર્જી છે; અને રાજકીય, આર્થિક, સામાજિક અને કેળવણી વિષયક અદ્ભુત પ્રગતિ અહીં થયેલી છે."
શાન્સી, હોપી અને ચહર વગેરે સીમાપ્રાન્તો ચીનના રક્ષણદ્વાર જેવાં બની ગયાં. આ પ્રદેશોમાં 'આઠમી સેના'એ નવું તંત્ર રચ્યું, અને જાપાનવિરોધી મોરચો અહીં બન્યો.

ચીનના આ 'કરેંગે યા મરેંગે'ના આખરી જંગમાં, વિદ્યાર્થીઓએ પણ નોંધપાત્ર ફાળો આપ્યો. જાન્યુઆરીની પંદરમીએ 'કેળવણી-પરિષદ' મળી તેમાં લોકયુદ્ધના આ કામમાં કેળવણી કવી રીતે ચલાવવી તેનો વિચાર થયો. આ પરિષદે યુદ્ધકાલીન શિક્ષણનો અભ્યાસક્રમ ઘડી કાઢ્યો. 'સા વિદ્યા યા વિમુક્તયે' એ જ તેનો મંત્ર હતો. જે ભાગમાં હજી લડાઈ પ્રસરી ન હતી તે ભાગમાં વિદ્યાર્થીઓને મોકલવાનો નિર્ણય થયો. સેંકડો વિદ્યાર્થીઓએ તો યુદ્ધમોરચે ખાપી જવાનો નિર્ણય કર્યો હતો. 'નાનકીંગ વિદ્યાપીઠ' તથા 'વુહાન વિદ્યાપીઠ'નું ક્ષેત્ર બદલવામાં આવ્યું. પેકીંગની કેળવણી સંસ્થાઓ તથા

બીજી પ્રખ્યાત સંસ્થાઓ પણ ખસેડાઈ. આ બધી વિદ્યાપીઠોએ સ્વાતંત્ર્યની જ્યોત જલતી રાખવામાં ખૂબ ફાળો આપ્યો છે.

લંડનમાં ફેબ્રુઆરીના પ્રથમ સપ્તાહમાં આંતરરાષ્ટ્રીય શાંતિ-પરિષદ ભેગી થવાની હતી. તેને આવકાર આપવા ચીને એક સપ્તાહ ગોઠવ્યું. ફેબ્રુઆરીની સાતમીએ હેન્કો શહેરમાં હજારો સ્ત્રીઓનું સરઘસ યુદ્ધમંત્રો પોકારતું નીકળ્યું. આ સરઘસમાં દેશનેતાઓની સ્ત્રીઓ અને મિલની મજૂરણો પણ કમ્મરે પિસ્તોલો બાંધી નીકળી પડી. ફેબ્રુઆરીની આઠમીએ યુવક–દિન હતો. ૫૦૦૦ યુવકયુવતીઓની સભા પાર્કમાં થઈ. બરાબર આ જ સમયે બોમ્બરો દેખાયા. બધા આશ્રયસ્થાનોમાં ચાલ્યા ગયા. બોંબરો પસાર થઈ ગયા બાદ સભા થઈ, તેમાં 'જાપાની સામ્રાજ્યવાદ મુર્દાબાદ'નો મંત્ર પોકારાયો. નવમી તારીખે મિલમજૂરો, ખલાસીઓ, રેલ્વેના કામદારો, પોસ્ટના કામદારોની મિલાત થઈ. સૌ એકતાર થઈ ગયા. પછી છેલ્લે દિવસે રંજનાત્મક કાર્યક્રમ હતો. આ દિવસે ક્રાન્તિકારી નાટ્યપ્રયોગો થયા; તેમ જ પોસ્ટરો અને જાહેરનામાં મારફતે ચીનની લડતના વિજય માટે જોર પ્રચાર થયો. નવાં યુદ્ધ માટે આ મુજબ પ્રજા જાગ્રત થઈ.

પેકીંગ, શાંગહાઈ, તીનસ્તીન અને નાનકીંગમાં જાપાને આધુનિક શસ્ત્રો અને લશ્કરોથી, તોપ અને બોમ્બગોળાથી વિજય મેળવ્યો હતો. પ્રજાની પણ ભારે ખુવારી થઈ હતી; પરંતુ ચીન અણનમ રહ્યું હતું. સેનાધિપતિ ચ્યાંગના કથન મુજબ ચીનની શક્તિનો કોઈ પાર પામી શકે તેમ ન હતું. માત્ર આ શક્તિ વેરાયેલી પડી હતી. આ શક્તિને કેમ સંગઠિત કરવી તે જ પ્રશ્ન પહેલાં તો મૂંઝવતો હતો. હવે તો નવો વ્યૂહ જડી ગયો હતો.

।

# વિજય અને પતન

## ૪. વિજય અને પતન

નાનકીંગ ગુમાવ્યા પછી ચીને ત્રણ માસ પુનઃ તૈયારી કરવા માટે ગાળ્યા. પુનઃ સંગઠનમાં ખેડૂતો જોડાયા. પુનઃ તૈયારીમાં નવજુવાનો સામેલ થયા. સામ્યવાદીઓ અને રાષ્ટ્રવાદીઓનો મોરચો મજબૂત બન્યો. પરિણામે નાનકીંગની હાર ચીન સમસ્તની જીતમાં ફેરવાઈ ગઈ. ત્રણ મહિનામાં યુદ્ધનું રૂપ બદલાઈ ગયું. તૈરચુંગમાં ચીને મોટો વિજય મેળવ્યો તે આ નૂતન વ્યૂહનું પહેલું ફળ હતું. આ જીતથી ચીન સમસ્તમાં નવો ઉત્સાહ પ્રગટ્યો, નવી શ્રદ્ધા જાગી, પ્રજાને પોતાની શક્તિની સાચી પિછાણ થઈ.

નાનકીંગ જમીનદોસ્ત થયું હતું, પણ ચીન જમીનદોસ્ત ન થયું. શત્રુએ વિચાર્યું, કે ચીનને બરાબર શિકસ્ત આપવી જ જોઈએ; અને તે માટે ચીનના લશ્કર પર મોટો ઘા કરવો. લશ્કરને ઘેરી લઈ ચીનને નમાવવાનો નિરધાર જાપાને કર્યો. આ માટે હેન્કોના પ્રવેશદ્વાર પર કબજો મેળવવો અને સમસ્ત ચીનની એક પૂતળા સરકાર સ્થાપવી અને ચીનને મહાત કરવું, એવી યોજના જાપાને ઘડી. બિચારા જાપાનને ખબર ન હતી કે ચીને તો નવો વ્યૂહ રચ્યો હતો. લશ્કરવાદમાં ચકચૂર થયેલા જાપાનને નૂતન બળોની પિછાણ ક્યાંથી હોય!

જાપાન ચીન પર વિજય મેળવવા તો ગયું પણ તેના હાથ

હેઠા પડયા. હ્યુશો પહોંચતાં પહેલાં લુંગહાઈનું રેલ્વે સ્ટેશન આવે છે. અહીં જાપાની સૈન્યે હાર ખાધી. પેકીંગ અને તીનસ્તીનમાં જે ચીની દળો હાર ખાઈ બેઠાં હતા તે જ લશ્કરે ચાર હજાર જાપાની સેનાનીઓનો ઘાણ કાઢયો અને જાપાની લશ્કર વેરાઈ ગયું. કારણ? કારણ કે ચીની દળોમાં નવી શક્તિ આવી હતી. તૈરચુંગમાં જાપાની લશ્કરને બીજી સજ્જડ હાર મળી. આ શહેરમાં તો જાપાનીઓનો દારૂગોળો પણ ચીની લશ્કરે કબજે કરી લીધો. તૈરચુંગનો રોમાંચક ઈતિહાસ અહીં વર્ણવાય તેમ નથી. આ શહેરમાં જે પ્રતિઆક્રમણકારી યુદ્ધ ખેલાયું તે સોનેરી અક્ષરે લખાયું છે. માર્ચની ત્રેવીસમીએ જાપાને ટેન્કો ઉતારી. ટેન્કો? ખેડુતો, ગામડાના કિસાનો જેઓ હવે સૉલ્જરો બન્યા હતા તેમણે હેન્ડ ગ્રીનેડથી આ ટેન્કોના ભુક્કા કર્યા. શહેરની દીવાલ ભેદાતાં ત્રણ દિવસ નીકળી ગયા. દરમિયાન બોમ્બગોળા તો વર્ષી રહ્યા હતા. શત્રુ હવે શહેરમાં આવી ભરાયો. ચીનાઓએ તેમનો રાત્રિના અંધકારમાં ખુદો કર્યો. ટિયરગેસનો ઉપયોગ પણ આ યુદ્ધમાં થયો; પણ તેની પણ ભીતિ ભાંગી ગઈ. ૨૭ અને ૩૦ મી ચીની ટુકડીએ શહેરને બહારથી ઘેરી લીધું અને ૩૧ મી ટુકડીએ શહેરની અંદર જંગ ખેલ્યો. શેરીઓમાં બધે વિનાશ પથરાયો હતો અને અગ્નિ ફેલાઈ રહ્યો હતો; છતાં દેશભક્તિથી પ્રેરાયેલા સૈન્યે રાષ્ટ્રધ્વજ શહેર ઉપર ફરકાવ્યો.

આ વેળા એક ચીની વીરાંગનાએ હતાશ થયેલા સૉલ્જરોને જે આશ્વાસન અને હિમ્મત આપી તે પ્રસંગ ચિરસ્મરણીય બનશે. આ વીરાંગનાએ કહ્યું: "બિરાદરો, જાપાની નરરાક્ષસોને આપણે એકમે વાર નહિ, પણ ત્રણ ત્રણ વાર હાર ખવડાવી છે અને ધૂળ ભેગા કર્યા છે. જંગની આ તો શરૂઆત જ છે. આપણે જાપાનીઓને હરાવી શકીએ છીએ, તેનું હવે આપણને ભાન થયું છે. હવે તો તેમને ઉત્તર ચીનમાંથી હાંકી કાઢો, મંચુરિયામાંથી હાંકી કાઢો, દેશમાંથી ધકેલી દો. છેવટે જીત આપણી છે. 'રાષ્ટ્રીય સરકાર ઝિંદાબાદ: ચીની પ્રજા ઝિંદાબાદ.'

આવી એક જ વીરાંગના શહેરમાં ન હતી, પણ આવી તેવું વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓની ટુકડી હતી. તેઓ રંજનાત્મક કાર્યક્રમ દ્વારા સૉલ્જરોને અને જનતાને નવી પ્રેરણા આપતી હતી. તેમ કરતાં ઘણી વાર તેમને યુદ્ધના ઘા પણ વેઠવા પડતા હતા. એક કણઅણનો કિસ્સો નોંધવા જેવો છે. આ બાઈ દરરોજ શત્રુની સેનામાં શાક વેચવાનું બહાનું કરી જતી હતી અને યુદ્ધ હિલચાલો જાણી લાવતી હતી. એક દિવસે તે વીંધાઈ ગઈ!

તૈરચુંગમાં જીત મળ્યા પછી વિજય થવા માંડ્યો. શાંગાઈ-નાનકીંગ વિભાગમાં પ્રવાહી યુદ્ધ ખેલાવા મંડયાં. જ્યાં જાપાની સૈન્ય દૂર પડી જતું અને તેને મદદ નહોતી પહોંચી શકતી ત્યાં ચીનાઓ છાપા મારતા. તૈરચુંગની જીતની ઊજવણી સમસ્ત ચીને કરી ચુંગકીંગ, હેન્કો, અને સ્વતંત્ર ચીનના બીજા શહેરોએ આ ઉત્સવ ઊજવ્યો. કુઓમિનતાંગની એટલે કે રાષ્ટ્રીય કોંગ્રેસની ખાસ બેઠક મળી. જનરલ ચ્યાંગ-કૈ-શેકની પ્રમુખ તરીકે વરણી થઈ. કુઓમિનતાંગનાં દ્વાર સૌ જાપાન વિરોધી બળો માટે ખુલ્લાં મુકાયાં. પ્રજાના સઘળા પક્ષોને સંરક્ષણ સમિતિમાં સલાહકાર તરીકે સ્થાન મળ્યું કુઓમિનતાંગ જેમાં એક પક્ષની સરમુખત્યારી હતી, તેમાં સર્વ પક્ષોને સન્માન મળ્યું. (બીજા પક્ષો માન્ય થયા, એમ તો ન જ કહેવાય.) ચીનનો સૈનિક માત્ર બંદૂકધારી નથી, પણ રાષ્ટ્રધ્વજધારી, મુક્તિનો મશાલચી છે, એમ આ રાષ્ટ્રીય કોંગ્રેસની બેઠકે જાહેર કર્યું. ગેરીલા વ્યૂહને આવકાર આપવામાં આવ્યો. જગતના રાષ્ટ્રોની કક્ષામાં ચીન સમાન હકથી ઊભું રહેશે, એવી શ્રદ્ધા જનતામાં પ્રગટી.

જગતમાં એવું બનતું આવ્યું છે, કે યુદ્ધમાં ગરીબોને જ ભોગો આપવા પડે છે; અને ભોગો આપવા માટે તેમને આહ્વાન આપવામાં આવે છે; પરંતુ યુદ્ધના અંતે બધા લાભો ધનિકો ખાટી જાય છે. રાષ્ટ્રભક્તિને નામે ગરીબોની માગણીઓને ડામી દેવામાં આવે છે. રાષ્ટ્રીય કોંગ્રેસની આ બેઠકે જાહેર કર્યું, કે 'ઔદ્યોગિક વિકાસનો

લાભ જનતાને પણ મળવા જ જોઈએ.' ડૉ સુન યાટ સેનના 'પ્રજા-પોષણ'ના સિદ્ધાન્તને યાદ કરી કોંગ્રેસે આદેશ આપ્યો, કે 'ગરીબ જનતાનું જીવનધોરણ ઊંચું કરવામાં આવશે.' ચીનની આમજનતા નવો મોભો અને નૂતન જીવન અનુભવી રહી. એપ્રિલની વીસમીએ કુઓમિનતાંગે એક વિરાટ પગલું ભર્યું. ચીનના રાષ્ટ્રીય સમાજવાદી પક્ષને માન્ય કર્યો. સાત દિવસ પછી ચીની નવજુવાન પક્ષને પણ માન્ય કરવામાં આવ્યો. એપ્રિલની બાવીસમીએ રાષ્ટ્રીય સંરક્ષણ માટે પચાસ કરોડ ડૉલરની લોન ઊભી કરી. છેવટનો વિજય મેળવવા ચીન કૃતનિશ્ચયી બન્યું.

***

જાપાની રાજસત્તા લશ્કરવાદમાં માનતી હતી અને લશ્કરી વિજય એ જ તેનું લક્ષ્ય હતું. આ લશ્કરવાદીઓ ચીનની પ્રતિદિન વિકસતી પ્રજાસત્તાને કેમ ગણકારે? જાપાને પેકીંગ, નાન્કીંગ, તીનસ્તીન અને બીજાં મુખ્ય મથકો કબજે કર્યાં હતાં ચીનના વિશાળ પ્રાન્તો પર તેણે થાણાં જમાવ્યાં હતાં. હવે તેણે સમસ્ત ચીન પર વાવટો ફરકાવવા નિશ્ચય કર્યો. આ માટે મોટા હલ્લા કરી બાકીનો પ્રદેશ સપાટાબંધ કબજે કરવા વ્યૂહ રચ્યો. વળી તે માટે તેણે પોતાની સમગ્ર સાધનસામગ્રી ચીન સામે ખડકી દીધી.

ઉપર આપણે તૈરચુંગના જાણીતા વિજયનો ઉલ્લેખ કર્યો છે. જાપાનીઓ આ પરાજયથી રોષે ભરાયા અને વેર વાળવા તેમણે આ પ્રદેશમાં હત્યાકાંડ શરૂ કર્યો. ચ્યાંગશા પ્રાન્તમાં એપ્રિલની દશમીએ હુનાનની વિદ્યાપીઠ પર બોમ્બવર્ષા કરી. અહીં કુદરતના ખોળે બેસી યુવકયુવતીઓ અધ્યયન કરતાં હતાં, તેમના પર બોમ્બ પડયા અને કેટલાયના પ્રાણ ગયા. દૂર કેન્ટોનમાં કેટલાક પ્રજાજનો તૈરચુંગનો વિજયોત્સવ માણી રહ્યા હતા, તેમના પર પણ બોમ્બ વરસ્યા. ઇહસીનના દુર્ભાગી નગરજનો પર કારમા પ્રહારો થયા; અને આ નગરે ભયંકર માનવસંહાર અનુભવ્યો.

હુશો નામનું એક મોટું લશ્કરી મથક કબજે કરવાની નેમ જાપા-નીઓની હતી. આ માટે શહેરની ઉત્તરે ૫૦ માઈલના ઘેરાવામાં એક મોરચો રચાયો. લિન ઈ પર હુમલો કરવા માટે બે લાખ માણસનું સૈન્ય સુસજ્જિત થયું. હુશોનું મથક સર કરવા તોપો અને વિમાનોએ આજુબાજુના ગામડાં અને કસ્બાઓ ભસ્મીભૂત કર્યા. અહીં ભારે સામનો થયો. યુનાન જેટલા દૂર દૂરના યોદ્ધાઓએ ભાગ લીધો. અને અપ્રતિમ શૌર્ય બતાવ્યું. મેના છેલ્લા અઠવાડિયામાં સામસા-મે વ્યૂહ શરૂ થયો. જાપાનની લશ્કરી તાકાત આગળ ચીની સામનો નબળો પડ્યો અને શહેરના ઉત્તર-પશ્ચિમ વિભાગમાં પીત નદી ઓળંગી જાપાનનો જનરલ ડોયહારા જે જાપાનના લોરેન્સ તરીકે જાણીતો થયો છે, તેણે છેવટે શહેર સર કર્યું. પછી શું? પછી બોમ્બમારો. શહેરને તારાજ કરી નાખવામાં આવ્યું. હુશોમાં પાણીપત જેવી લડાઈ થઈ; કારણ કે આ શહેરનું પતન થતાં શત્રુઓના બે મોટા લશ્કરોનું જોડાણ થાય તેમ હતું.

હુશો પડ્યું પણ જાપાનની નેમ બર આવી નહિ. જાપાનની મહત્ત્વાકાંક્ષા તો ચીનનું મોટું લશ્કર ઘેરી લેવાની હતી; પણ આ લશ્કર સરકી ગયું. હુશોના યુદ્ધમાં જે ચીની યોદ્ધાઓ ઘેરાયા હતા, તેમને બેયોનેટની અણી પર ચડાવી નિર્દયતાથી મારી નાખવામાં આવ્યા. આ લશ્કરી કાયદાની વિરુદ્ધ હતું; પરંતુ ક્રોધે ભરાયેલા જાપા-નીઓ એવી મર્યાદાઓ ક્યાંથી પાળે? ચીનના લશ્કરને કુદરતી મદદ મળી. ધુમ્મસને લીધે યંત્રસજ્જિત લશ્કર, પાયદળ ઈત્યાદિ બોમ્બ-મારાથી સુરક્ષિત રહી બહાર નીકળી ગયાં. ડોયહારાના લશ્કરને વિજય તો મળ્યો, પણ તેના હજારો યોદ્ધાઓ ઘવાયા અને કેટલુંક લશ્કર ઘેરાયું હોવાથી મહામહેનતે છટકી શક્યું.

હુશો કબજે જવાથી હેન્ગશો અખાતથી આંતરિક મેંગોલિયા સુધીની આખી સળંગ લાઈન જાપાનને કબજે આવી. યાંગ્ઝે નદીની ઉત્તરે એક પણ રેલ્વે ચીનને હસ્તક ન રહી. હેંકોના માર્ગ ત્રણે બાજુથી

ખૂલી ગયા. એક રીતે જોઈએ તો ચીનની આ મોટી લશ્કરી હાર હતી; પરંતુ ચીને શાંઘહાઇના પતન વેળા એક પાઠ શીખ્યું હતું. શાંઘહાઈમાં ચીને સાડાત્રણ લાખ માણસો ગુમાવ્યાં હતાં. લશ્કરનો આવો ભયંકર સ્રોત સહન ન થાય. ચીન શીખ્યું હતું, કે આવો ભોગ તેણે ન આપવો અને તેથી જ તેણે હ્યુશોના યુદ્ધ વખતે લશ્કર સફાઈથી ખસેડી લીધું. પ્રવાહી લડતનો પાઠ હવે તે જાણતું હતું. વળી નાનકીંગની હાર પછી ચીને પ્રજાકીય શક્તિ જાગ્રત કરી હતી. ચીનમાં પ્રજાશરીરને કોરી ખાતા દ્રોહી વર્ગો હવે ન હતા. ડો. ટ્રૌટમેનની સુલેહની શરતો ચ્યાંગે ફગાવી દીધી હતી; અને માદામ ચ્યાંગ–કૈ–શેકે તે તરફ દૃષ્ટિપાત પણ કરવાની ના પાડી હતી. તે વેળા કેટલાંક સમાધાનપ્રિય તત્ત્વોનો વિરોધ હતો, પણ હવે તો તેમનો પણ દિમાગ ફરી ગયો હતો. નાનકીંગના અત્યાચારોથી તથા સ્ત્રીઓના શિયળભંગની કથાથી આખી પ્રજા સમસમી ગઈ હતી. આ અત્યાચારોએ ચીનની સમસ્ત પ્રજાને લોખંડી એકતા અર્પી હતી. ચીનના હૃદય પર આ કારી ઘા હતો; અને ચીને વજ્ર હૃદય કરીને તે ઘા સહન કર્યો હતો. પરિણામે ચીનમાં વજ્ર સમાન એકતા થઈ. કોઈ પણ પ્રજાઃ પતિત પ્રજા પણ આવા અત્યાચારો સાંખી શકે નહિ. આવા અત્યાચારો હિંદુસ્તાન કે ચીન જેવી શાંતિપ્રિય પ્રજાને પણ અશાંત કરી મૂકે. અરાજકતા સારી પણ આ અત્યાચારોનો તો સામનો થવો જ જોઈએ, એવી તમન્નાથી ચીનની પ્રજા જાપાની સામ્રાજ્યવાદનો સામનો કરી રહી હતી.

ડો. સુન યાટ સેનની કર્મભૂમિ અને પ્રજાસત્તાક રાજ્યની જન્મભૂમિ કેન્ટોન હવે આક્રમણનું મધ્યબિંદુ બન્યું. કેન્ટોનને જમીનદોસ્ત કરવું, રાષ્ટ્રીયતાને કચડી નાખવી, ક્રાન્તિકારીઓને તાબે કરવા–જાપાની સામ્રાજ્યની આ ત્રિવિધ નેમ હતી. આ માટે આધુનિક યુદ્ધમાં બને છે તેમ પહેલાં તો બોમ્બનો અગ્નિ વરસાવવામાં આવ્યો. કેન્ટોન–હેન્કો રેલ્વે પર બોમ્બ નાખવામાં આવ્યા. રેલ્વેના પુલો તૂટ્યા, પણ

વીર કામદારોએ આ ભંગાણો સમારી દીધાં. પરિણામે શત્રુ અત્યંત ગુસ્સે થયો. રેલ્વે કામદારોના વસવાટ પર બોમ્બો પડયા. કિશોર-કિશોરીઓ જે બચાવ માટે દોડી આવ્યા હતા તેમના પર પણ બોમ્બ પડયા. રેડક્રોસ પર પણ બોમ્બમારો. રંગુનમાં જેમ નીચે ઊતરી વિમાનોએ મશીનગન ચલાવી હતી, તેમ અહીં તોપમારો થયો સુન યાટ સેનના સ્મારક પર પણ બોમ્બ પડયા. જાપાનીઓને તો ક્રાન્તિનું ચિહ્ન પણ ભૂસી નાંખવું હતું! મે, ત્રીસમીની રાત્રિએ તથા જૂનની ચોથીએ સેંકડો શહેરીઓ બોમ્બમારાથી મરણશરણ થયા. આખું જગત ચોંકી ઊઠયું. કેન્ટોન જાણે મૃત્યુશય્યા બની ગયું બોમ્બ ફાટતા જતા હતા અને પાસે નરનારી અને બાળકોના મુડદાં અને માંસના લોચા પડતા હતા. મોટા મોટા પાટડા નીચે કચરઈ ગયેલાની ચિચિયારીઓ આવતી હતી. આલિશાન મકાનોના અવશેષોના ઢગલા પડયા હતા. ૧૦ દિવસના કચ્ચરઘાણ પછી પણ કેન્ટોન પર શત્રુના વિમાનો ઘૂમરી ખાઈ રહ્યાં હતાં.

આ ભીષણ હત્યાકાંડ કેન્ટોનવાસીઓને નમાવી શકયો નહિ. કેન્ટોનના નગરજનો જાપાનીઓના કટ્ટર વેરી બન્યા. તેમણે રોજિંદું કામકાજ ચાલુ રાખ્યું ફાયરબ્રીગેડ અને રેડક્રોસ પણ સુસજ્જ હતાં. શહેરના મેયરના પ્રમુખસ્થાને મોટી સભાઓ થઈ, તેને લીધે પ્રજામાં અજબ સંગઠન થયું. આપોઆપ લોકસેનાઓ ઊભી થઈ. શહેરના રક્ષણ માટે સંપૂર્ણ વ્યવસ્થા થઈ.

જૂનની ત્રીજીએ નવી જાપાની કેબિનેટ ગાદીએ આવી. હેન્કો પર આક્રમણ કરવાનો તેણે નિરધાર કર્યો. મધ્યચીનના આર્થિક કેન્દ્રો-પર હકૂમત મેળવી લેવા અને તેનું શોષણ કરવું. એ નવા પ્રધાન-મંડળના સાથી શરાફો અને મૂડીદારોનું લક્ષ્ય હતું. મધ્યચીન પર શાસન સ્થાપવું, યુદ્ધને જલદી પૂરું કરી નાખવું; અને પછી પૂતળા સરકાર રચવી એવી તેમની નેમ હતી. આ બધું વાયુવેગે કરવાનું હતું.

હેન્કોના યુદ્ધનું પહેલું પગલું લુંગાઈ રેલ્વે પર કૂચ કરવી એ હતું; પરંતુ પહેલે ધડાકે જાપાનને શિકસ્ત મળી. ચીનાઓએ પીત નદીના બંધો ખોલી દીધા અને આખો વિસ્તાર જળબંબાકાર બની ગયો. જાપાનીઓને વ્યૂહ બદલવો પડયો. યાંગ્ઝે નદીની ખીણો તરફ યુદ્ધક્ષેત્ર વાળવું પડયું. ચાર માસ ભીષણ યુદ્ધ ચાલ્યા પછી હેન્કો પડયું. આ યુદ્ધની વિગતોમાં ઊતરવાની કાંઈ જરૂર નથી.

શત્રુનો ઉદ્દેશ દેખીતો હતો. લશ્કરને એક જગાએ આક્રમણ માટે નોતરી તેના ખુર્દા કરી નાખવા. ચીનાઓનો વ્યૂહ તેનાથી ઊલટો જ હતો. તેઓ જાણતા હતા, કે વહેલું કે મોડું હેન્કો જવાનું જ છે; માટે લશ્કરનો ચુનંદો ભાગ બચાવી લેવો જ જોઈએ, જેથી પ્રતિ-આક્રમણની સોનેરી ઘડી આવે ત્યારે તેનો ઉપયોગ થાય. આ બાજુ એક વીર પ્રજાનો દૃઢ નિશ્ચય અને બીજી બાજુ નિર્દય શત્રુઓનાં કારમા આક્રમણો.

હેન્કોનો પરાજય એ કાંઈ ચીનાઓનો પરાજય ન હતો. તેમણે તો સપ્ટેમ્બર સુધી યુદ્ધ ખેલ્યું. આ સપ્ટેમ્બર મહિનો મ્યુનિક કરારથી જગતમાં જાણીતો થયો છે. મ્યુનિકમાં ગ્રેટબ્રિટન ને ફ્રાન્સે હિટલરને માથું નમાવ્યું. મ્યુનિકમાં ફેસીસ્ટ બળોની જીત થઈ. અહીં જાપાનની જીત થઈ. ચીનની હાર એ સુધરેલા જગતની હાર હતી. હેન્કો પડયું એટલે હવે જાપાને દક્ષિણ ચીન પર ધસારો કર્યો.

હવે છેવટે કેન્ટોનની પ્રેમશૌર્યની કથા. શાંઘાઈના યુદ્ધની સંવત્સરીના દિને કેન્ટોનમાં ચિરસ્મરણીય સભા થઈ. આ દિવસે એક લાખ યોદ્ધાઓનું જે મશાલ-સરઘસ થયું તેણે જગતને બતાવી આપ્યું, કે ચીનનો યોદ્ધો પડયો નથી, ટટ્ટાર ઊભો છે અને દક્ષિણ-ચીનમાં જાપાનનો પ્રવેશ થતો રોકવા ઊભો છે. કેન્ટોનના માર્ગે હલ્લાઓ રોકવા તયારીઓ થઈ હતી. દેશભક્તિના ગીતોથી શહેર ગાજી રહ્યું હતું. કુઓમિનતાંગે શહેરના રક્ષણ માટે વિભાગીય યોજના

કરી હતી. વિમાનના દરોડા વખતે કેમ વર્તવું તેની સમજ અપાઈ હતી. યુનિવર્સિટીના તેમ જ હાઈસ્કૂલોના વિદ્યાર્થીઓને પણ લશ્કરી તાલીમ આપવામાં આવી હતી. માદામ સુન યાટ સેને કેન્ટોનની પહેલી જ વાર મુલાકાત લઈ સ્ત્રીસમુદાયને તૈયાર કર્યો હતો.

લીગ ઓફ નેશન્સની બેઠક સપ્ટેમ્બરની ૯મીએ મળવાની હતી, તેની સમક્ષ જાપાનના આક્રમણનો પ્રશ્ન હતો. આ માટે પ્રજામત રજૂ કરવા એક યાદગાર પેરેડ કરવામાં આવી. આ દિવસોમાં જે રાષ્ટ્રભાવનાનાં દર્શન થયાં તેવા હેરતમય પ્રસંગો ઇતિહાસમાં ઓછા જ મળે છે.

એક જ ધૂન, એક જ ભાવના, એક જ ધ્વનિ સંભળાતો હતો. નવલોહિયા નેતા થઈ બેઠા હતા. વાનરો અને બાળાઓ એક જ પોકાર કરતા હતા: 'ચીન ઝિંદાબાદ' 'જાપાની સામ્રાજ્યવાદ મુર્દાબાદ.' હલો પાસે આવતો હતો. શત્રુની ટેન્કો ઘરર ઘરર સંભળાતી હતી, શહેર પર વિમાનો ઘૂમરી ખાઈ રહ્યાં હતાં. શહેરને ખાલી કરવા હુકમ અપાયા. શહેરની દશ લાખની વસતી વ્યવસ્થિત રીતે ખાલી થઈ. ઓક્ટોબરની ૨૧ મીએ કેન્ટોનની શેરીઓ સૂની હતી. ચીનાઓએ પોતે જ શહેરનો મધ્યભાગ ઉડાવી દીધો હતો. પાવર સ્ટેશન, વોટર વર્કસ, રેડિયો સ્ટેશન અને કારખાનાં ઇત્યાદિ શહેરના વતનીઓએ પોતે જ ભાંગીને ભૂક્કા કરી દીધા. જાપાનીઓએ જ્યારે કેન્ટોનમાં પ્રવેશ કર્યો ત્યારે તેમને એક અલબેલી નગરીએ આવકાર ન આપ્યો, એક આધુનિક શહેરે આવકાર ન આપ્યો; પરંતુ કેન્ટોન નગરીના શબે આવકાર આપ્યો !

હેન્કો અને કેન્ટોન પડયાં. ચીનના મોટા પ્રદેશો સર થયા. પેકીંગ પછી નાનકીંગ, નાનકીંગ પછી હેન્કો અને કેન્ટોન ગયાં; પરંતુ ચીન સ્વતંત્ર રહેવા માગતું હતું. સ્વતંત્ર ચીને ચુંગકીંગને રાજધાની બનાવી આ ચુંગકીંગ આઝાદ ચીનનો વાવટો ફરકાવી રહ્યું છે.

*　　　*　　　*

## સ્વતંત્ર

ચીન એટલે શાંઘહાઈ નહિ, નાનકીંગ નહિ, દરિયાપારના બંદરો નહિ. સ્વતંત્ર ચીન એટલે ચીનનો આંતરિક વિશાળ પ્રદેશ. આઝાદ ચીને આ વિશાળ પ્રદેશની પ્રજાશકિત સંગઠિત કરી છે. આઝાદ ચીન જાપાની આક્રમણનો આ આંતરિક વિશાળ પ્રદેશ પરથી સામનો કરી રહ્યું છે. જેમ કાચબો પોતાનું શરીર સંકેલી પોતાનું રક્ષણ કરે છે, તેમ ચીને પોતાનું શરીર સંકેલી પ્રતિઆક્રમણની દીવાલ રચી છે. ચીને પોતાના ઉદ્યોગો પણ દેશના ભાગમાં સુરક્ષિત સ્થળે ગોઠવી દીધા છે અને મોટાં કારખાનાં તોડી ગાડાઓ અને બીજા સાધનો દ્વારા ઘસડી લઈ દૂર દૂર છૂટક છૂટક રચી દીધાં છે. પોતાના વિશિષ્ટ સંજોગોને અનુસરી ચીને લશ્કરી વ્યૂહ ગોઠવ્યો છે, જેમાં કેન્દ્રીત સ્થળે લડવાની વાત નથી; પરંતુ શત્રુને થકવવાની યોજના છે. આ માફક ઉદ્યોગમાં પણ કેન્દ્રવર્તી પદ્ધતિને તિલાંજલી આપી વિકેન્દ્રીકરણની પદ્ધતિ અખત્યાર કરી છે. ચીનનો નવયુવક આજે ક્રાન્તિની કેળવણી તેની નવી વિદ્યાપીઠોમાં બોમ્બવર્ષાનું જોખમ ખેડીને લઈ રહ્યો છે. ચીનની નવયુવતીઓ 'નવજીવન હિલચાલ'માં સંગઠિત થઈ છે; અને આ પડેલી પ્રજાને પ્રેરણા આપી રહી છે. ચીનના કામદાર કિસાનો દેશના રક્ષણહાર બની રહ્યા છે.

ચ્યાંગનો નવો વ્યૂહ સફળ બન્યો. ચ્યાંગે જાપાનને ચીનના અંદરના ભાગમાં નોતર્યું જાપાન માટે આ ભારે ફસામણ હતી. જેમ જેમ ચીનનું લશ્કર પાછું હઠતું ગયું, તેમ તેમ જાપાનનું લશ્કર કળણમાં ફસાતું ગયું. હજી પણ જાપાન આ કળણનું ઊંડાણ કાપી શકયું નથી. જાપાન ચીનને જીતી શકતું નથી, તેમ ચીન બહાર પણ જઈ શકતું નથી. જાપાને ચીનનો વિશાળ પ્રદેશ કબજે કર્યો અને મોટા માનવસમુદાયને તાબે કર્યો; પરંતુ ચીન અણનમ રહ્યું છે અને સ્વતંત્ર છે.

કેન્ટોનના પતન પછી જાપાને સુલેહ માટે વિષ્ટિ કરી. આ

વિષ્ટિ કરવાનો ઉદ્દેશ ચીનના બળોમાં ભેદ પાડવો તે પણ હતો. વાંગ-ચીંગ-વાઈને ટોકિયો-વિષ્ટિકાર બન્યો. આ વાંગ-ચીંગ-લઈ ડૉ. સુન યાટ સેનનો સાથીદાર અને એક વખતનો ક્રાન્તિકારી. કુઓમિંનતાંગનો નાયબ પ્રમુખ અને ચીનની ક્રાન્તિકારી ત્રિપુટીમાંનો એક આ વાંગ હતો. એક વખતે જેણે જાપાન સામે કાવત્રું ગોઠવ્યું હતું તે હવે ચીન સામે કાવત્રાખોર તરીકે વર્ત્યો. વાંગ પ્રજાદ્રોહી બન્યો અને ચ્યાંગ સમક્ષ તેણે જાપાન સાથે આર્થિક અને રાજકીય સહકાર કરવા શરતો મૂકી. ચ્યાંગે તો તેને તરત જ નકારી. વાંગને નાસવું પડયું અને ભેદથી ચીનને સર કરવાનો જાપાનનો મનસૂબો નિષ્ફળ ગયો. વાંગ-ચીંગ-વાઈ જાપાન આશ્રિત નાનકીંગ સરકારનો ૧૯૪૦ ના માર્ચની ત્રીસમીએ પૂતળા પ્રમુખ બન્યો. એપ્રિલની છઠ્ઠીએ જાપાન નિયંત્રિત 'ચીનની મધ્યસ્થ સરકાર' પૂતળા સરકાર નાનકીંગ ખાતે જાહેર થઈ.

આમ જાપાનની લશ્કરી જીત થવા છતાં તેની રાજદ્વારી હાર થઈ. ચીને પોતાનો વાવટો નમાવ્યો નહિ અને ચુંગકીંગની મુખ્યવર્તી સરકારદ્વારા જાપાન સામે પડકાર જારી રાખ્યો. હવે પછીના બનાવો બીજા વિશ્વયુદ્ધના અનુસંધાનમાં જોઈશું.

# સ્વાધીન અને સંયુકત ચીન : ભાગ છઠ્ઠો

## ૧. યેનાન

ચીનની યુદ્ધકાલીન રાજધાની ચુંગકીંગથી દુનિયાની પ્રજા વાકેફગાર છે. ચુંગકીંગ એટલે ચીનની મધ્યસ્થ સરકાર. ચુંગકીંગની આજ્ઞાપત્રિકાઓ એટલે ચીનના યુદ્ધએલાનો. ચુંગકીંગ આજે જગતના નકશા પર ચમકે છે. યેનાન વિષે સુધરેલું જગત બહુ જ ઓછું જાણે છે. યેનાન વિશ્વયુદ્ધના તખ્તા પર ચમકતું જણાતું નથી; પરંતુ આ યેનાન અને તેના ધડવૈયાઓએ ચીનના સ્વાતંત્ર્યયુદ્ધમાં અને વિશ્વયુદ્ધના ઉજ્જવળ ભાવિમાં નોંધવા જેવો ફાળો આપ્યો છે. યેનાન વિષે વાત કરતાં શરૂઆતમાં ચીનની સામ્યવાદી નીતિ વિષે પ્રકાશ પાડવો જરૂરી છે. આ સમજવું જરૂરી છે તેનું એક કારણ તો એ છે, કે આપણા રાજકારણમાં કાંઈક આવા સવાલો એક કે બીજા સ્વરૂપમાં ઉપસ્થિત થયા કરે છે.

### નવી સામ્યવાદી નીતિ

ચુંગકીંગથી રોઈટરનો તાર છે : ( તા. ૧૪-૯-'૪૩ )

" કુઓમિનતાંગની મધ્યસ્થ સમિતિની આજની બેઠકમાં સેનાધિપતિ ચ્યાંગને ચીનના પ્રમુખ ચૂંટી કાઢવામાં આવ્યા છે. ચીનના પ્રમુખ લીન સેનના મૃત્યુ પછી ચ્યાંગ કામચલાઉ પ્રમુખ તરીકે કામ કરતા હતા. હવે તેમને કાયમના પ્રમુખ બનાવી અને પ્રમુખની સત્તાઓ વિસ્તૃત કરીને

ચ્યાંગને વિશાળ અધિકારો અપાયા છે, અને તરી, ખુશ્કી અને હવાઈ સૈન્યના સેનાપતિ તેમજ પરદેશમંત્રી નીમ્યા છે. આ નિમણૂક થતાં ચ્યાંગે જાહેર કર્યું કે સામ્યવાદી પ્રશ્ન રાજકીય પ્રશ્ન છે અને તેનો ઉકેલ રાજદ્વારી રીતરસમોથી લાવવો જોઇએ. સામ્યવાદીઓ સામે લશ્કરી પગલાં લેવાના જે અહેવાલો પ્રગટ થયા છે તેને માટે હવે કોઇ ભૂમિકા રહેતી નથી."

આ તાર પરથી સૂચિત થાય છે કે ચીનના રાષ્ટ્રપતિ ચ્યાંગે સામ્યવાદી પક્ષ સાથેના સંઘર્ષનો નિવેડો રાજદ્વારી રીતે લાવવા નક્કી કર્યું જણાય છે. વાચકને યાદ હશે કે ચીનમાં સંયુક્ત મોરચો સ્થપાયાંને આઠ વર્ષ થવા આવ્યાં છે. આઠ વર્ષમાં રાષ્ટ્રવાદીઓ અને સામ્યવાદીઓ વચ્ચે અનેક વિખવાદ થયા છે અને આ ગાળામાં 'સંયુક્ત મોરચા'એ અનેક તડકાછાંયડા જોયા છે. ચ્યાંગે સામ્યવાદીઓ સામે અનેક ફરિયાદો કરી છે અને સામ્યવાદીઓએ ચ્યાંગ અને તેના જોડીદારો માટે પણ ફરિયાદો કરી છે જે વિષે કાંઈક હવે પછી જોઈશું. એ તો આવશ્યક છે કે આ પુસ્તકમાં સામ્યવાદી અને રાષ્ટ્રવાદી નીતિ, તેમાં રહેલાં સમાધાનના તત્ત્વો તથા સંઘર્ષના ભયસ્થાનો વિષે વાચકને કંઈક માહીતિ મળવી જોઈએ.

ડૉ. સુન યટ સેનના અવસાન પછી સામ્યવાદી પક્ષે અલગ સંગઠન જમાવ્યું, કામદારોના સોવિયતો સ્થાપ્યા અને છેવટે રાષ્ટ્રવાદ અને સામ્યવાદ વચ્ચે અથડામણ થઈ તે બધી વાતમાં અહીં ફરીથી નહિ ઊતરીએ. વાચકને એટલુંજ યાદ કરાવીશું કે જુલાઈ, ૧૯૩૭ થી ચીનમાં સંયુક્ત મોરચો સ્થપાયો હતો અને તેનાં મીઠા ફળ પ્રજાએ ચાખ્યાં હતાં. સામ્યવાદી પક્ષ કાયદેસર બન્યો હતો. મધ્યસ્થ સરકારની જાપાન વિરોધી લડત ચલાવવામાં તે સહભાગી હતો. છતાં મધ્યસ્થ સરકારમાં તેમને કોઈ અધિકારપ્રાપ્તિ થઈ નહતી. ફેબ્રુઆરી ૧૯૩૯ માં રાષ્ટ્રીય સંરક્ષણ સમિતિ થઈ તેમાં પણ તેના

પ્રતિનિધિઓ નહોતા. આ સાથે બીજી બાબત પણ લક્ષમાં રાખવી જોઇએ અને તે એ છે કે ઐતિહાસિક સંજોગોને લીધે શાન્સી, ચહર, હોપીનો સીમાપ્રદેશ અને યાંગ્ઝે નદીની ખીણનો નીચેનો પ્રદેશ સામ્યવાદી લાગવગ હેઠળ આવ્યો હતો. તે વખતના કુલ સૈન્યનો દસમો ભાગ સામ્યવાદી દળનો બનેલો હતો. વળી યેનાનની જાપાન વિરોધી વિદ્યાપીઠમાં ચીનના યુવકવર્ગનું ઠીકઠીક જુથ આકર્ષાયું હતું. આ પ્રમાણે સામ્યવાદીઓની પ્રતિષ્ઠા અત્યંત વધી હતી. છતાં એક દાયકાના અનુભવ પછી તેમને સમજાયું હતું કે સંયુક્ત મોરચો એ જ ચીન માટે સાચી નીતિ છે. કામદાર અને કિસાનોની સરમુખત્યારીની વાતો તેમજ કામદાર કિસાનના સોવિએતો સ્થાપી ક્રાન્તિકારી લડત અલગ રીતે ચલાવવાનાં સ્વપ્ન હવે તેમણે મૂકી દીધાં હતાં.

માઓના કહેવા મુજબ પક્ષે 'ભગ્ય પીછેહઠ' જાણી જોઇને કરી હતી. સામ્યવાદીઓને સમજાયું હતું કે એક વર્ગ નહિ પણ બધા વર્ગોનો એક સંપ જ લક્ષ્યે પહોંચાડશે. સામ્યવાદી પક્ષે નક્કી કર્યું કે સંયુક્ત મોરચાને અનુસરીને મધ્યસ્થ સરકારને મદદ કરવી, નાનકીંગ સરકારના આશ્રય હેઠળ લડવું, 'બુર્ઝવા' લોકતંત્ર મેળવવું, જાપાન સામે દેશ સમસ્તને સંગઠિત કરવો.

એ યાદ રાખવું જોઈએ કે આ બધું લેલિનના સિદ્ધાન્તો વિરુદ્ધ તો નથી જ. લેનિને આવાં સમાધાનો કરવાં, પીછેહડ કરવા, ક્રાન્તિના માર્ગમાં જરૂર પડે વાંક લેવા કહેલું જ છે. ક્રાન્તિ કાંઈ અગાઉથી નિર્ણિત કરેલા ચોકસમાર્ગે થાય એવું કાંઇ નથી. આ માર્ગમાં પલટા તો આવે જ. ક્રાન્તિના શાસ્ત્રમાં વેદિયાવેડાને સ્થાન નથી પણ વાસ્તવિકતાનો સ્વીકાર એ જ તેનું મુખ્ય તત્ત્વ છે.

ચીનના સામ્યવાદીઓ સમજતા હતા કે તેમની નીતિ અચલાયતનની ન હોય. ઇતિહાસમાં જ્યારે ધુઘવતો પ્રવાહ આવે છે ત્યારે ક્રાન્તિકારીએ સ્થિર તત્ત્વોને વળગી ન રહેતાં ઇતિહાસનાં ક્રિયાત્મક

તત્ત્વોને પકડી લેવાં જોઈએ અને આવેલા જુવાળનો લાભ ઉઠાવવો જોઈએ. ચીનના સામ્યવાદીઓ વાસ્તવદર્શી હતા એટલે કે સાચા માર્ક્સવાદી હતા.

જેમ નાનકીંગના પતન પછી સેનાધિપતિ ચ્યાંગે જાપાન સામે જંગ ખેલવાના ભીષણ નિર્ણયની જગતને જાણ કરી તે જ મુજબ હેન્કોના પતન પછી ચીનની પ્રજા અને જગત સમક્ષ ચીનની રાજનીતિનો ઢંઢેરો બહાર પાડયો. ચીનના સ્વાતંત્ર્ય યુદ્ધ, ફ્રેન્ચ-ક્રાન્તિ, રશિયાની નવેમ્બર ક્રાન્તિ, નૂતન તુર્કસ્તાનની પૂનર્ઘટના વગેરે ઐતિહાસિક બનાવોનું સ્મરણ કરાવી ચ્યાંગે દેશને આ ઢંઢેરા દ્વારા પ્રેરણા આપી. ચીનની મધ્યસ્થ સામ્યવાદી પક્ષની બેઠક મળી અને સામ્યવાદીઓએ પણ પોતાની નીતિ ફરીથી જાહેર કરી. ચ્યાંગના ઢંઢેરા તેમ જ સામ્યવાદીઓની આ જાહેરાત બંને રાષ્ટ્રવાદી તેમજ સામ્યવાદી નીતિ પર સારો પ્રકાશ પાડે છે.

સામ્યવાદી પરિષદ સમક્ષ સામ્યવાદી નેતા માઓ સે તુંગે જાહેર કર્યું, "ચીનની પ્રજાનું મુખ્ય કર્તવ્ય આપણી એકતાને દૃઢ કરવાનું છે. આપણે યુદ્ધ જીતવું હોય, મુસ્કેલીઓને તરી પાર ઉતરવું હોય તો ચીનને અભેદ્ય બનાવો. યુદ્ધકાળ દરમિયાન જ સંયુક્ત મોરચો જાળવવો એમ નહિ પરંતુ યુદ્ધ પછી પણ પૂનરંચનાના કાળમાં એકતા અખંડ જાળવવી જોઇએ અને તો જ ચીન સાચું પ્રજાતંત્ર સ્થાપી શકશે." આ ઉદ્‌ગારો સ્પષ્ટ છે. કમ્યુનિષ્ટોએ પક્ષની સંકુચિત દૃષ્ટિ છોડી દેશના વિશાળ હિતને હૈયે ધર્યાં તેનો આ ઢંઢેરો છે, કમ્યુનિસ્ટોએ હિંમતથી જાહેર કર્યું કે—

**"કુઓમિનતંગને જાપાન વિરોધી પક્ષોની બનેલી એકમાત્ર રાષ્ટ્રીય ક્રાન્તિકારી સંસ્થા તરીકે માન્ય કરવી અને તેમાં દરેક પક્ષના સભ્યોએ જોડાઈ જવું. અલબત તેનો અર્થ એ નથી કે પોતાના પક્ષોને સંકેલી લેવા અગર તેને તાળું મારવું."**

આ જાહેરાતમાં ચીનના સામ્યવાદીપક્ષે પોતાની નીતિ સ્પષ્ટ શબ્દોમાં અને ખુલ્લા દીલથી જણાવેલી છે. દેશ જ્યારે જીવનમરણની લડત ખેલતો હોય, દેશ જ્યારે પરદેશી રાજ્યને હાંકી કાઢવા કટિબદ્ધ થયો હોય ત્યારે વર્ગીય લડતોને ગૌણ બનાવીને- ખોળંભે મૂકીને નહિ–સામ્રાજ્યવિરોધી લડત ચલાવવા અહીં દુનિયાના સામ્યવાદીઓને હાકલ છે.

આ વેળા સામ્યવાદી પક્ષે વળી સાફ જણાવ્યું કે "ચીનનો સામ્યવાદી પક્ષ કુઓમિનતંગમાં ગુપ્ત સામ્યવાદી મંડળો ન રચવા આદેશ આપે છે. લશ્કરમાં પણ આવી ગુપ્ત પ્રવૃત્તિ કરવી નહિ. સામ્યવાદી પક્ષ સુન યટ સેનના ત્રિવિધ સિદ્ધાન્તને, સેનાધિપતિ ચ્યાંગને અને રાષ્ટ્રીય સરકારને સહૃદય ટેકો આપવા જાહેરાત કરે છે."

આ ઠરાવમાં વળી જણાવવામાં આવ્યું કે "સામ્યવાદી પક્ષના સભ્યો કુઓમિન્તંગમાં દાખલ થાય તે જ આ સહકારનો ખરો અર્થ છે. વળી ત્રિવિધ સિદ્ધાન્તોને માન્ય રાખનાર યુવકદળોમાં પણ સામ્યવાદીઓએ દાખલ થવું આવશ્યક છે."

આ ઠરાવદ્વારા એવો પણ પ્રબંધ કરવામાં આવ્યો હતો કે બંને પક્ષોએ પોતાના સભ્યોની યાદીઓની આપલે કરવી અને સંયુક્ત કમિટિઓ સ્થાપવી. આવો પ્રબંધ બંને પક્ષના સંબંધો મીઠા બને તે માટે ખૂબ જરૂરી છે એમ પણ ઠરાવદ્વારા સભ્યોને કહેવામાં આવ્યું.

વાચક જાણે છે કે એક વેળા કુઓમિનતંગ અને કમ્યુનિસ્ટ પક્ષ વચ્ચે કટ્ટર દુશ્મનાવટ હતી અને સંહારસંગ્રામનો ભોગ કમ્યુનિસ્ટો થયા હતા. આ જ કમ્યુનિસ્ટોને કુઓમિનતંગ સાથે અંતરનો સંબંધ બાંધવા આદેશ અપાયો. આનું કારણ શું ?

ચીનના સામ્યવાદી પક્ષના ઠરાવમાં જણાવ્યા મુજબ ચીનના પ્રખર સામ્યવાદી નેતા માઓના દૃઢ અભિપ્રાય મુજબ ચીનની

વાસ્તવિક પરિસ્થિતિ અને જે ઐતિહાસિક કક્ષાએ દેશ હતો તેનું માર્કસવાદી પૃથક્કરણ આ નિર્ણય પર આવવા માટે ફરજ પાડતું હતું. માઓના શબ્દોમાં કહીએ તો "રાષ્ટ્રની આંતરિક સ્થિતિ (જાપાન વિરોધી સંયુક્ત સામનામાં બધા વર્ગો અને પક્ષોએ જોડાઇ યુદ્ધમાં વિજય મેળવવો અને રાષ્ટ્રને ફરીથી ઉભું કરવું તે વાસ્તવિકતા) અને આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ ધ્યાનમાં રાખીએ અને દેશ જે ઐતિહાસિક ભૂમિકા પર ઉભેલો છે તે વિચારીએ તો એક પક્ષની સરમુખત્યારી, સોવિઅત તંત્ર અગર સમાજવાદી રચના અશક્ય છે."

માઓના આ કથન પાછળ એક જ પ્રેરકબળ છે, અને તે રાષ્ટ્રને બચાવી નવજીવન બક્ષવાનું. આ પ્રેરકબળ એક જ વર્ગને અસર નથી કરતું પણ સમસ્ત પ્રજાને હલમલાવી મૂકે છે. આ પ્રેરકબળમાંથી જ નૂતન ચીન સુન યટ સેનના ત્રિવિધ સિદ્ધાન્ત પર રચાશે.

ચીનના સામ્યવાદીપક્ષે એક મરેલી-પતિત થયેલી-ગુલામ પ્રજાને ઊભી કરવાનો મૂળભૂત સિદ્ધાન્ત સ્વીકાર્યો છે. માતૃભૂમિ માટેની લડતનું સનાતન પ્રેરકબળ તેણે સ્વીકાર્યું છે. સામ્રાજ્ય વિરોધી લડતને વિજયી બનાવવાની ઉત્કટ ભાવના અહીં પ્રદર્શિત થાય છે. દરેક સામ્રાજ્યવિરોધી લડતમાં આ જ તમન્ના હોય છે અને હોય તે સ્વાભાવિક છે. આઝાદી માટે લડતાં લડતાં પ્રજા પોતાની સાચી આઝાદી પ્રાપ્ત કરે છે. જે પ્રજા પરદેશી ધુંસરી ફેંકી દેવા શક્તિશાળી થાય છે તે પોતાના ઉપર લદાએલી બીજા વર્ગોની ધુંસરી પણ ફગાવી દેવાની અમોલી કેળવણી લે છે. સામ્રાજ્ય-વિરોધી લડતમાંથીજ સામાજીક પલટાની ભૂમિકા પાકે છે. આઝાદીની લડત રાષ્ટ્રીય ભૂમિકા પર ખેલાય છે પરંતુ સમાજવાદી આદર્શની પ્રાપ્તિ માટે જરૂરી ભૂમિકા પણ તે રચી દે છે. રાષ્ટ્રીય લડત અને

સમાજવાદી લડત કાંઈ જુદી અગર પરસ્પર વિરોધી નથી. એક જ લડતનાં આ બે પાસાં છે.

સામાજિક ક્રાંન્તિની કઈ કક્ષાએ ચીન ઉભેલું છે એવો સવાલ માઓને પૂછવામાં આવતાં ચીનના આ લેનિને કહ્યું, "અલબત્ત ચીનમાં હજી અર્ધ મધ્યયુગ જેવી દશા પ્રવર્તે છે. ચીન એક અર્ધ ગુલામ સંસ્થાન છે. આખા દેશ તરફ નજર કરો તો તમને ગ્રામીણ સંપત્તિની દશા ભોગવતા જમીનદારો, નાના નાના મૂડીદારો અને તેમની નાગચૂડથી ત્રાસતી આમપ્રજા નજરે પડશે. પરદેશીઓ, પરદેશની મૂડી અને પરદેશી તંત્રની એડી તળે દેશના ઉદ્યોગો અને હિતો કચડાઈ રહ્યાં છે. મૂડીવાદી વિકાસની દૃષ્ટિએ સાંસ્થાનિક ગુલામી એ મુખ્ય લક્ષણ છે. આ સંજોગોમાં ચીનની ક્રાંતિ સામ્રાજ્યવિરોધી, જમીનદાર વિરોધી, લોકતંત્ર અને સાધનસંપત્તિના વિકાસ માટે ખેવના પ્રકટાવતી રાષ્ટ્રીય ક્રાંતિ જ હોઈ શકે."

× × ×

'સંયુક્ત મોરચા'એ જોયેલાં તડકા છાંયડાની વાત ઉપર કરી છે. ચુંગકીંગની મધ્યસ્થ સરકાર અને યેનાનની અ-માન્ય સત્તા વચ્ચે અનેક અથડામણો થઈ છે. ૧૯૩૯માં પહેલો કજીયો થયો. સીમાપ્રદેશના ત્રેવીસ પરગણાં જ્યાં સામ્યવાદી સત્તા ગોઠવાઈ હતી અને જેની રાજધાની યેનાન છે તેના પર શેન્સીના લાટે આક્રમણ કરવાથી ચકમક ઝરી. કુઓમિન્તંગ અને કમ્યુનિસ્ટોના આ સંઘર્ષમાં છેવટે લાલ ચીને ચાર જિલ્લા ગુમાવ્યા!

સામ્યવાદીઓની ફરિયાદ છે કે ચ્યાંગના સેનાપતિઓએ સામ્યવાદીઓને લાલ ચીનના પ્રદેશમાં ઘેરી લેવા અને આ પ્રદેશનો પણ ક્રમે ક્રમે કબજો લેવા પેંતરા રચ્યા છે, એક પ્રકારની ફરતી દિવાલ

ઉભી કરી છે, અને કુઓમિન્તંગનું ઠીક ઠીક લશ્કર જાપાનીઓ સામે લડવાને બદલે સામ્યવાદીઓ સામે આક્રમણ કરવા વપરાઈ રહ્યું છે. પરદેશથી આવતી મદદ તેમને પહોંચતી નથી અને સામ્યવાદીઓનાં સાધન ખુટી જાય તેની તેઓ વાટ જોઈ બેઠા છે.

ચુંગકીંગની મધ્યસ્થ સરકારની ફરિયાદ છે કે સામ્યવાદીઓ મધ્યસ્થ તંત્રના હુકમોની અવગણના કરે છે. આવો એક દાખલો 'અનવહી બનાવ' તરીકે પ્રખ્યાત થયેલો છે. મધ્યસ્થ સરકારની માન્યતા હતી કે નાન્કીંગની આજુબાજુના પ્રદેશનો કબજો લેવા અને પોતાનું સ્વતંત્ર તંત્ર જમાવવા પેલા પ્રસિદ્ધ ચતુર્થ સેનાનો જનરલ યેહ તિંગ યત્ન કરી રહ્યો હતો. આ 'વ્યૂહ' તોડી નાખવા મધ્યસ્થ સરકાર તરફથી યેહ તિંગને હુકમ કરવામાં આવ્યો, કે તેણે ઉત્તરે કૂચ કરવી અને ૧૯૪૧ના જાન્યુઆરીની ૩૧ મી તારીખ પહેલાં પીત નદી ઓળંગી જાપાની સેના સામે ખડા થઈ જવું. આ હુકમનો ભંગ કરવા માટે અને નાન્કીંગની આજુબાજુ આવેલા વિસ્તારનો 'કબજો કરવા' પ્રયત્ન કરવા માટે આ આખા લશ્કરને વિખેરી દેવામાં આવ્યું અને જનરલ યેહ તિંગને લશ્કરી અદાલતમાં ઉભો કરવામાં આવ્યો. આ કિસ્સાની વિગતોમાં ઉતરવાનું અગર ન્યાય તોળવાનું અહીં પ્રસ્તુત નથી. એક બાજુ અણુવિશ્વાસ અને બીજી બાજુ કાર્યપ્રણાલીમાં ભિન્નતા એ જ 'સંયુક્ત મોરચા' માં ફાચર મારવા માટે પુરતાં કારણ હતાં. આવા તો અનેક સંઘર્ષો થયા છે. છતાં જાપાની દુશ્મન સામે થવાનું એક જ ધ્યેય હોવાથી સંયુક્ત મોરચો ટકી શક્યો છે. આમાંથી આંતરવિગ્રહ થશે કે કેમ તે તો આ યુદ્ધ પછી જણાશે.

યેનાન ગુફાઓનું શહેર છે. વીસ માઈલ જેટલી લાંબી ખીણો અને કોતરોમાં ગુફાઓ કોરી કાઢી અહીંની અડધો લાખ જેટલી વસ્તી પોતાનો વસવાટ કરી રહી છે. સરકારી ઓફીસો, ફેકટરીઓ, હોસ્પિટલો નિશાળો, મહાવિદ્યાલયો બધાં ગુફાઓમાં વસેલાં છે.

શત્રુના બોમ્બોથી બચવા આ આદર્શ આશ્રયસ્થાનો છે. આ જ શહેરમાં કમ્યુનિસ્ટ પક્ષનું મથક છે. સિયાનના બનાવ પછી કમ્યુનિસ્ટોએ અહીં જ જમાવ્યું અને ચીનના ઉત્તર પશ્ચિમનો સીમા પ્રાંત જેનો વિસ્તાર ફ્રાન્સથી પાંચ ગણો છે તેનું આ લાલ પાટનગર છે.

સીમાપ્રદેશોના 'લાલ' વિસ્તારમાં જે તંત્ર રચવામાં આવ્યું છે તે વિષે માઓનો દાવો છે કે અહીં ડૉ. સુન યટ સેનના સિદ્ધાંતોનો અમલ થઈ રહ્યો છે. શેન્સી–કન્સુ–નિંગશીયા પ્રાંતોના બનેલા આ વિભાગમાં જૂની પ્રણાલિકાઓ તોડી ગરીબ પ્રજા પર કર સદંતર નાબુદ કરવામાં આવ્યો હતો પરંતુ પાછળથી કાંઈક સુધારા કરવામાં આવતાં અમુક ફાળા નાખવામાં આવ્યા. વહીવટી તંત્ર પણ તદ્દન સાદું બનાવી દેવામાં આવ્યું. આગલા એક પ્રકરણમાં લાલ ચીનની અર્થવ્યવસ્થા વર્ણવી છે તેવું અર્થતંત્ર, સહકારી મંડળીઓ 'ઈન્ડસ્કો'ને મધ્યવર્તી બનાવી રચવામાં આવ્યું. સંપૂર્ણ લોકતંત્ર પ્રતિ પ્રગતિ કરવાનો મુખ્ય હેતુ હતો.

ચીનના આ પછાત પ્રદેશમાં જ્ઞાનદીપ પ્રકટાવવામાં આવતાં આખી પ્રજાનો કાયાપલટ થયો છે અને પરિણામે ચીન–જાપાન યુદ્ધમાં દેશ અણનમ રહેશે એવી શ્રદ્ધા જાગેલી છે.

છતાં યેનાન અને ચુંગકીંગનાં ઘર્ષણનું પરિણામ શું આવશે તે અસ્પષ્ટ છે.

## ૨. યુદ્ધકાલીન ચીન

બીજું વિશ્વયુદ્ધ જાહેર થયું તે પછીના બનાવો હજી તાજા છે. સંયુક્ત રાષ્ટ્રોમાં ચીનને પણ સ્થાન મળ્યું છે. પરંતુ વિશ્વયુદ્ધના તેજ-અંધકાર સાથે આ કક્ષા બદલાયા કરી છે. એકવાર તો અમેરિકાના અગ્રગણ્ય મુખપત્રો આ સ્થાન સ્વીકારવા ના પાડતાં હતાં! વિશ્વ-મંત્રણાઓમાં કોઈવાર ચીનને આદર અપાય છે, કોઈવાર ટેબલને છેડે બેસાડવામાં આવે છે, તો કોઈવાર નકારવામાં આવે છે!

નાન્કીંગની પુતળાં સરકારની સ્થાપના થતાં બ્રિટીશ મંત્રણા આરં-ભાઈ અને સર રોબર્ટ ક્રેગીએ જાહેરાત કરી કે જાપાન જોડેનો બ્રિટીશ સંબંધ સુધર્યો છે. પરિણામ? જુલાઈ ૨૭, ૧૯૪૦ના રોજ બ્રિટીશ લોકોએ બર્મા માર્ગ બંધ કર્યો. ચીનની જીવનદોરી તૂટી ગઈ! આપણા હિંદીમંત્રી નામચીન મી. એમરીએ નહોતું કહ્યું કે જો અંગ્રેજ લોકો જાપાન સાથે ન ઊભા રહે તો હિંદ જોખમાય? અમેરિકાના હિત સંબંધો આ નીતિ સાથે બંધબેસતા નહોતા. અને પરિણામે અમે-રિકાની નીતિ ઢચુપચુ રહી. આખરે કેટલાય હૈયાબળાપા પછી બર્મા માર્ગ ખુલ્લો કરવામાં આવ્યો!

૧૯૪૦ અને ૧૯૪૧માં બ્રિટીશ અને અમેરિકન સરકારોએ ચીનને દશ લાખ અને પાઉંડ એક કરોડની અનુક્રમે લોન આપી. વળી સોવિયેત અને ચીન વચ્ચે માલની આપલેના કરાર થયા.

રશિયાને ઊન, ચાહ અને ખનીજ પદાર્થોની જરૂર હતી કારણ કે રશિયા પણ જીવનમરણની લડતમાં ફસાયેલું હતું. જોકે રશિયાને જાપાન સાથે યુદ્ધમાં ફસાવું નહોતું તેથી તેણે એપ્રીલ ૧૯૪૧માં જાપાન સાથે લશ્કરી કરારો કર્યા હતા. પતિત ચીન નૂતન રચનાના રચનાત્મક કાર્યમાં પરાવાયેલું હતું તેમાં આ મુજબ વિશાળ વિશ્વની સહાય મળી.

યુદ્ધકાલીન ચીને જે પુનરંચનાનું કાર્ય હાથ ધર્યું તેણે ઈતિ• હાસમાં ઓર છાપ પાડી છે અને હિંદે તેમાંથી ઘણું શીખવાનું છે. અહીં તેની રોમાંચક કથા વર્ણવવા જેટલી જગ્યા નથી. ચીને લોકતંત્રની આ રીતે રચના કરી. ૧૯૩૮ માં જ્યારે શાંગહાઈની ૮૦ ટકા જેટલી ફેક્ટરીઓ બળીને ખાખ થઈ રહી હતી અગર શત્રુને કબજે પડી હતી, જ્યારે હંકો અને કેન્ટોનનું પતન થતાં ઔદ્યોગિક ચીને ૯૦ ટકા જેટલી ઈરક્યામત ખોઈ હતી, જ્યારે ચીનના લાખો કામદારો બેકાર બન્યા હતા અને ચારે બાજુથી ચીન ઘેરાઈ ગયું હતું ત્યારે ચીને જીવનદોરી ટકાવવા ઔદ્યોગિક સહકારી મંડળીઓની કલ્પના કરી. આ કલ્પના ક્રાંતિકારી નીવડી. જગત તેનાથી અચરજ પામ્યું છે. જવાહરલાલ નહેરૂએ 'ઈન્ડસ્કો'ના લોકતંત્રનો પાઠ હિંદ સમક્ષ મૂકયો છે. જગતની ભાવિરચના Co-operative Common wealth ના ધોરણે થશે તેમ માનનારા લોકનાયકો ઇન્ડસ્કોમાં તેનાં બીજ જુએ છે.

રેવી એલી, શાંગહાઈનો એક વખતનો ફેક્ટરી ઇન્સ્પેક્ટર, આ હીલચાલનો પિતા છે. સમસ્ત ચીનમાં એનું નામ પ્યારું થઇ પડયું છે. ન્યુઝીલેંડના આ વતનીએ ચીનને પોતાનું વતન સરખું માનીને ચીનની સેવા કરી છે. પાઓશીના નવ લુહારોએ પહેલી સહકારી મંડળી સ્થાપી. ત્યારબાદ ભાતભાતના ગ્રામઉદ્યોગો સહકારી ઢબે શરૂ થયા અને બોંબમારાવાળા વિસ્તારોમાંથી ઢસડી લાવી રહ્યા

સહકા યંત્રો ગોઠવી જનતાએ નવો પ્રાણ મેળવ્યો. નવ મહિનામાં તો ચીનમાં આવી ૧૨૦૦ મંડળીઓ થઈ ગઈ. ૧૯૪૦ સુધીમાં ચીનના અઢાર ઈલાકાઓમાં આ હીલચાલ વિસ્તરી અને મધ્ય એશિયાથી માંડી દક્ષિણે સમુદ્ર સુધી ચંદ્રાકારે પથરાઈ ગઈ.

ચીને રચેલું આ અર્થતંત્ર લોકશાહીના પાયા પર રચાયું. આ માત્ર અર્થવ્યવસ્થા અગર નવી સામાજિક રચના નહોતી પણ યુદ્ધતંત્ર પણ હતું, ત્રણ હરોળની બનેલી 'ઇન્ડસ્કો લાઈન' હતી. જ્યારે ટેંકોનો ધસારો થઈ રહ્યો હતો અને બોંબમારો ક્યારે અને ક્યાં થશે તે જાણવું અશક્ય હતું ત્યારે ચીને આ નવા પ્રકારની ઢાલ રચી ઉદ્યોગ અને પ્રજાનું રક્ષણ કર્યું.

આધુનિક ઔદ્યોગિક રચનાનું મુખ્ય તત્ત્વ કેન્દ્રીકરણ છે. આગળ એક જગ્યાએ કહ્યું છે કે શાંગહાઈ ચીનના શરીર પર એક ગુમડું હતું. ચીનની ગુલામીનું આ કેન્દ્ર હતું. સ્વતંત્ર ચીને નવા જ પાયા પર રચના કરવા માંડી. વિકેન્દ્રીકરણ તેનું લક્ષ્ય થઈ પડયું. મોટાં કારખાનાં ખસેડી ઊંડાણમાં લઈ જવા એ લશ્કરી દૃષ્ટિએ જરૂરી થઇ પડયું. એપ્રીલ ૧૯૩૯ સુધીમાં ૩૫૪ કારખાનાં આમ ઢસડી લઇ જવામાં આવ્યાં. રેવી એલીની ગણત્રી મુજબ ૧૯૪૦ ના અંત સુધીમાં ત્રીસ હજાર ઔદ્યોગિક સહકારી મંડળીઓ સ્વતંત્ર ચીનનું ઉત્પાદન સેંકડોગણું વધારી શકે એમ હતું. ગામડાના પ્રશ્નોને આવરી લેવા ગ્રામવિસ્તારોમાં ક્રેડીટ સોસાયટીઓ સ્થાપવામાં આવી અને શહેરી અને ગ્રામીણ મંડળીઓએ પ્રજાના પ્રશ્નો વિશિષ્ટ રીતે ઉકેલ્યા તેની અહીં વિગતો આપવી જરૂરી નથી.

પ્રશ્ન આ છેઃ યુદ્ધના સંજોગોમાં ચીને જેની આવશ્યકતા પીછાણી તે શાંતિના કાળમાં કામ આવશે ? શાંગહાઈ, હોંગકોંગ અને તીન્સ્ટીન આ કાંઈ ખરૂં ચીન નથી. ચીન તેના ગામડાઓમાં

વસે છે, અને તેની અર્થવ્યવસ્થામાં આ સહકારી વ્યવસ્થા બંધ બેસે તેમ છે. આર. એચ ટોની જેવો અર્થશાસ્ત્રનો નિષ્ણાત માને છે કે, 'ચીનનું ભાવી તેના નાના નાના ઉદ્યોગોમાં છે. લાંબાગાળા સુધી તો એમ જ રહેશે.' સમાજવાદી બંધારણના ચોકઠામાં આ સહકારી વ્યવસ્થા બેસી જાય તેવાં ચિન્હો દેખાય છે. રેવી એલીની માન્યતા મુજબ 'માનવજાતની પ્રગતિના યુદ્ધમાં ચીનની સહકારી હીલચાલ મોખરે છે.' યુદ્ધને અંતે ચીનનું શું થાય છે, ચીન આંતરિક યુદ્ધમાં ઝડપાય છે કે શાંતિને માર્ગે કૂચ કરે છે તે જોવાનું છે.

હવે આપણે ચીનના નવવિધાનની એક બીજી તેજસ્વી તસ્વીર તરફ નજર કરીએ. ૧૯૩૭ ના સમયથી માંડી આ આઠ વર્ષમાં ચીની નવજુવાન બદલાઈ ગયો છે. કન્ફ્યુશિયસ, બુદ્ધ અને લાઓત્સે જેવા ફિલસુફો પ્રત્યે આધુનિક શિક્ષા પામેલો જુવાન તિરસ્કારની નજરે જોતો તેને નવાં લોચન આવ્યાં. આમપ્રજાના સંપર્કથી તેનો સાંસ્કારિક પુનર્જન્મ થયો અને આ સંપર્ક પણ અદ્ભુત હતો. યુદ્ધકાલીન–સંજોગોમાં ઝૂંપડી અને ટીનના પતરાંની છાયા નીચે રાષ્ટ્રીય વિદ્યાપીઠો સ્થપાઈ. જાપાનના મારાઓથી બચવા આ વિદ્યાલયોને અનેકવાર સ્થાનાંતર કરવાં પડતાં પણ ચીને રાષ્ટ્રીય કેળવણીનો દીપ જલતો રાખ્યો.

અને આ જુવાનોએ જમીન પર ચટાઇઓ પર પલાંઠીવાળી પુસ્તક, કપડાં અગર લેખનસાહિત્ય વગર નાની નાની ગુફાઓને, અરે આશ્રય સ્થાનોને, ડોર્મીટરી માની નૂતનશિક્ષણ લીધું, વિજળીની જગ્યાએ લાન્ટર્ન અને કોડિયાંથી કામ લીધું અગર સૂર્ય અને ચંદ્રની રોશનીથી ચલાવી લીધું.

આ વિદ્યાપીઠોને સરકાર સહાય કરતી. એપ્રિલ ૧૯૪૨ સુધીમાં

૧૨૦ લાખ ડોલરની મદદ મળી એવો એક આંકડો છે. પરદેશમાં રહેતા ચીનાઓએ લાખોની મદદ કરી. આ છાત્રોએ સૈન્યમાં દાખલ થયા અને રંજનાત્મક પ્રયોગો દ્વારા ઉત્સાહના પુર ઉમટાવ્યાં છે, દેશની સ્થિતિનું બ્યાન કરી પ્રજામાં નવો જુસ્સો પ્રેર્યો છે. પોતે અગ્નિપરીક્ષામાંથી પસાર થઇ અનેકગણી શક્તિ અને કેળવણી મેળવી તે વળી જુદું.

પ્રાંતીયતા, જાતિ, ધર્મ, અમીર ગરીબના ભેદો ભુંસાઈ ગયા. દરેક શિક્ષાકેન્દ્રમાં સર્વપ્રાંત, સર્વકોમ અને સર્વ વર્ગના છાત્રો છે. જૂના વિશ્વવિદ્યાલયોમાં ચેંક સહશિક્ષણમાં અગ્રણી છે. આંતર્જાતીય લગ્નો છુટથી થવા માંડયા છે.

સ્વતંત્ર ચીનના આ શિક્ષાકેન્દ્રોમાં પર્વતમાળાની વચ્ચે અને કુદરતના ખોળે ચીનનું પુનર્વિધાન થઈ રહ્યું છે. સિપાહીઓની છાવણીઓની માફક ઉભી થયેલી આ વિદ્યાપીઠોમાં મુક્તિની કેળવણી અપાઇ રહી છે એટલુંજ નહિ પણ મુક્તિનું સર્જન થઇ રહ્યું છે.

યુદ્ધ સામાજિક ભૂકંપ છે. લડાઇ નવવિધાનની જનેતા છે. મધ્યયુગીન ચીનનું પરિવર્તન આ છેલ્લા દાયકામાં થયું છે તેવું ભાગ્યેજ કોઈ કાળમાં થયું હશે. સામ્યવાદી આંદોલને ચીનના નવજુવાનો પર ઘેરી અસર કરી અને લેનીન, ટ્રૉટઝકી, અપ્ટન સિકલર અને બીજા અનેક ક્રાંતિકારી લેખકોના સાહિત્યે અજબ જાદુ કર્યું તે એટલે સુધી કે મધ્યસ્થ સરકારને ભીતિ લાગવા માંડી અને કેટલાક પ્રકાશનમંદિરો બંધ કરવા અને 'ભયજનક લેખકો'ને પકડવા હુકમો કાઢવા પડયા ! સામ્યવાદીઓએ પોતાની લાગવગના પ્રદેશોમાં કેટલાક મૂળભૂત સુધારા પણ કરવા માંડયા. ત્યાંગની મધ્યસ્થ સરકાર હવે બેસી રહી શકે એમ નહોતું. આ બધા પ્રવાહોના પ્રતિકારરૂપે જ કદાચ નવજીવન આંદોલન રાજ્યના ઉપક્રમથી શરૂ થયું.

'નૂતન રાષ્ટ્રીય જાગૃતિ અને સમૂહમાનસ વિકસાવવા' આ હીલચાલ આરંભાઇ. ચ્યાંગે પોતે આ હીલચાલ વિષે પુસ્તિકા લખી છે. કન્ફ્યુશિયસથી પણ પુરાણા પૂજ્ય ઋષિનો ચતુર્થ બોધ–સદાચાર, ન્યાય, પ્રામાણિકતા અને પ્રતિષ્ઠા—આ હીલચાલનો પાયો છે. ખોરાક, વસ્ત્ર, ગૃહ અને દૈનિક નીતિરીતિમાં આ સિદ્ધાંતોનો અમલ કરવાનો આગ્રહ છે. આ હીલચાલને લીધે અફીણ પીવાનું, સીગારેટ ફૂંકવાનું વગેરે બંધ થયું, જાહેરમાં નાચ જલસા થતા અટક્યા; ગરીબોના ઘરો તરફ નજર ગઈ; અમલદારી લાંચરૂશ્વત નાબુદ થવા માંડી; નારીપૂજા અને સાદાઈ દાખલ થયાં; જીવનના દરેક અંગમાં શિસ્ત અને સ્વાસ્થ્યના આદર્શો તરફ લક્ષ્ય કેન્દ્રિત થયું.

માદામ ચ્યાંગે આ હીલચાલ દેશવ્યાપી બનાવવા પોતાના જાદુભર્યા વ્યક્તિત્વથી દિનરાત પ્રયાસ કર્યો અને નૂતન સ્ત્રીને, નૂતન કુટુંબને નૂતન ચીનને જન્મ આપ્યો કહીએ તો ચાલે. આ નૂતન ચીન એકતાર થઇને જાપાન સામે લડી રહ્યું છે. નૂતન ચીનને પોતાના ભાવિમાં અજબ શ્રદ્ધા જાગી છે અને એક અને અવિભાજ્ય ચીન, આઝાદ ચીન તરફ ચીનાની મીટ મંડાઈ છે.

યુદ્ધકાલીન ચીનમાં જે કેટલાક ફેરફારો થયા તેની છાપ હંમેશ રહી જવા સંભવ છે. પાંચ કરોડ જેટલી વસ્તીને સ્થાનાન્તર કરવું પડયું. લડાઈ બાદ પોતાના પિતૃસ્થાને આમાંના બધા જઈ રહે એવો ઓછો સંભવ છે. સમુદ્રતટ પ્રદેશોની આ વસ્તી અંદરના ભાગોમાં વસેલી છે તે અધિકાંશે હવે ત્યાં જ રહેશે. આની ઘેરી અસર અવશ્ય રહેશે. ચુંકીંગ, ચેંગતુ, કુમીંગ, કવીલિન, સિયાન અને ચીનના બીજા અંદરના ભાગોમાં વસેલા નગરોમાં સર્વપ્રાંતની ભાષા બોલાય છે. બધામાં પરસ્પર સહિષ્ણુતા અને સમજ પેદા થઈ છે. સંકટમાં સૌ એક બન્યા છે.

પ્રાંતોના ભૌગોલિક વિભાગો મટી જઈ એક રાષ્ટ્રની ભાવના ઉત્પન્ન કરી છે. મધ્યસ્થ શાસનવ્યવસ્થા, એક જ કાયદા કાનૂન અને એક જ પદ્ધતિની કેળવણીએ આ ભાવના દૃઢ કરી છે.

જે ખેડૂત ઊંબરની બહાર પગ નહોતો મુકતો તેને હજારો માઈલ કૂચ કરી જવું પડયું છે. એની લાક્ષણિક જડતા દૂર થઈ છે. એની સંકુચિત કૌટુમ્બિક મમતા, લોલુપતા અને અંધ સ્વાર્થવૃત્તિમાં લાખ ગાડાનો ફરક પડયો છે. દક્ષિણ પશ્ચિમના ઉદ્યોગીકરણને લીધે કામદારવર્ગનું મહત્વ વધી ગયું છે અને કામદારવર્ગ એક અગત્યના આદરમાન વર્ગ તરીકે બહાર આવ્યો છે. જૂના કાળમાં લશ્કરનો માણસ છેલ્લી પંક્તિએ હતો. આજે સૈનિક થવામાં હીનતા નથી પણ માનમરતબો છે.

પૂર્વ અને પશ્ચિમના આદર્શોનો કલહ જે વીસમી સદીના આરંભમાં ઉગ્રરૂપ પકડી રહ્યો હતો તેમાં સમતોલતા આવી છે કારણ કે શિક્ષિત વર્ગ, પશ્ચિમના રંગે રંગાયેલો વર્ગ, ભૂમિજનના સંસર્ગમાં આવ્યો અને ખભેખભા મેળવીને જીવન વીતાવવા લાગ્યો છે. ભૂમિ જોડે સંપર્ક થવાની પશ્ચિમના પ્રથમ સંસ્કારો મળતાં જે વળાંક અને વિકૃતિ આપ્યાં હતાં તે નષ્ટ થયાં અને કુદરતી જીવન જીવતાં તે શીખ્યો. સ્વયંબળ અને સ્વનિર્ણય પર પ્રજાને આધાર રાખવો પડયો તેથી સમાજસ્વાસ્થ્ય સુધર્યું.

પુરાણું ચીન નૂતન જગતના પ્રવાહોને વિવેકપૂર્વક ઝીલી રહ્યું છે. આ યુદ્ધકાળમાં ચીની સ્ત્રી સેનામાં, ઈસ્પિતાલોમાં, કારખાનાઓમાં, કાર્યાલયોમાં, સ્કુલકોલેજોમાં અને અખબારોમાં ઠેર ઠેર કાર્ય કરતી જણાય છે, અને જવાબદારીથી તથા દિલચસ્પીથી આ ફરજો બજાવી રહી છે. તેણે નવાં કાર્યક્ષેત્રો શોભાવ્યાં છે. જૂનું સડી ગયેલું

સમાજતંત્ર જાણે તેણે ફગાવી દીધું છે. નૂતન ચીનની આ જનેતા છે.

× × ×

હવે પાછા યુદ્ધના બનાવો ઝડપથી જોઈ લઈએ. એક દુઃખદ ઘટના એ હતી કે મધ્યસ્થ સરકાર અને સામ્યવાદી દળ વચ્ચે સંઘર્ષ ચાલતો હતો. આ ઘર્ષણનું પરિણામ એ આવ્યું કે ચતુર્થ સેના મધ્યસ્થ સરકારના હુકમથી વિખેરી નાખવામા આવી. આના પ્રત્યાઘાતો હવે પછી જોઈશું. આ બાજુ ચીનને લશ્કરી મદદ વધુને વધુ મળતી હતી. બર્મા માર્ગ ખુલ્લો થયો હતો અને પ્રેસીડેંટ રૂઝવેલ્ટની સરકારે ખાસ પ્રતિનિધિ ચુંગકીંગ મોકલી આપ્યો. બર્મા માર્ગ પર વાહનવ્યવહાર સરળતાથી ચાલે તે માટે પણ અમેરિકનોએ ડૉ. જહોન બેકરની નિમણૂક કરી. જુલાઈ ૧૨ મીએ અમેરિકાએ એક જાહેરાત દ્વારા ચીનમાંના પોતાના ખાસ અધિકારો છોડી દીધા. ચીને અટલાંટિક ખતપત્ર સ્વીકાર્યું. ઓકટોબરની ૧૧ મીએ જર્મની અને ઇટાલી સાથેના સંબંધો તોડી નાખ્યા.

બરાબર આ જ દિવસે જાપાનની મોટી હાર ચાંગશા ખાતે થઈ અને ઇશાંગ પ્રદેશમાં ચીનની મોટી જીત થઈ.

ઓકટોબર ૨૫, ૧૯૪૧ ના રોજ જાપાનના મુખ્ય પ્રધાન તરીકે લેફ્ટનન્ટ ટોજોની વરણી થઈ. જાપાન લશ્કરશાહીની ટોચે પહોંચ્યું. ડિસેમ્બરની સાતમીએ પર્લહાર્બર પર હલ્લો અને બ્રિટનની જાપાન સામે યુદ્ધજાહેરાત; જાપાન, જર્મની અને ઇટાલી સામે ચીને કરેલો યુદ્ધનો પોકાર; ડિસેમ્બરની નવમીએ ચીનનો સંયુક્ત રાષ્ટ્રોમાં વિધિસર સભ્ય તરીકે થયેલો પ્રવેશ—આ બધા બનાવો વિજળીવેગે બન્યા અને ચીન-જાપાન યુદ્ધનું સ્વરૂપ એકદમ ફરી ગયું. વિશ્વયુદ્ધનો એક મોરચો ચીન બની રહ્યું.

સેનાધિપતિ ચ્યાંગે યુદ્ધના ત્રણ તબક્કા વર્ણવ્યા હતા. પહેલો

ટેંકોના પતનથી પૂરો થયો હતો. એક વાક્યમાં કહીએ તો આ તબક્કો લશ્કરી પીછેહઠનો હતો. લશ્કર અને સામગ્રીનો ખુરદો ન થવા દેતાં આ તબક્કામાં ચીને ભવિષ્ય માટે શક્તિસંગ્રહ કર્યો. બીજો તબક્કો ગેરિલા યુદ્ધનો હતો. ધીકતી ધરા અને ગેરિલા યુદ્ધથી શત્રુની શક્તિ આ કાળમાં તોડી નાખવામાં આવી અને સાથે સાથે પ્રજાશક્તિ સંગઠિત થઈ. શાંતિપ્રિય કિસાનજનતા જે શત્રુના જુલ્મો અને અત્યાચારોને લીધે સળગી ગઈ હતી તેમનામાં અજબ જુસ્સો જાગ્યો.

જાપાનની આખરી હાર વિષે હવે જરા પણ શક રહ્યો નથી. જે પ્રજા શત્રુની ટેંકો સામે મનુષ્યરૂપી ' શેલ ' ( દારૂગોળાથી ભરેલા શેલ શરીર પર વીંટાળી જીવતા માણસો પોતાને ઢાલ માફક ધરતા ) પછાડે છે તેનો વિજય ચોક્કસ છે. ચ્યાંગના યુદ્ધવ્યૂહનો ત્રીજો તબક્કો હવે પછી શરૂ થવાનો છે. જાપાની આક્રમણકાર નાહિંમત થતાં તેની સામે જુદા જુદા યુદ્ધક્ષેત્રોમાં શિસ્તબદ્ધ સેના લડાવી દરિયામાં ધકેલી દેવાની ચીનની આખરી નેમ જણાવાય છે.

આ યુદ્ધનો અંત ક્યારે અને કેવી રીતે આવશે તે જાણવું મુશ્કેલ છે. પણ ચીનનું ભાવિ ઉજ્જવળ છે તે દીવા જેવું દેખીતું છે. આ અગ્નિપરીક્ષામાંથી શક્તિશાળી અને શુદ્ધતર નૂતન ચીન અવતરશે.

રાષ્ટ્રીય ચીન અને સામ્યવાદી ચીનના ઘર્ષણની અનિચ્છનીય બીનાનો ઉલ્લેખ આગળ કર્યો છે. ૧૯૩૭ ની સંધિ પછી અને યુદ્ધના કપરા કાળમાં પણ આ કલહ ભભુકી ઊઠેલો જોઈએ છીએ. પ્રશ્ન એ છે કે આનો નતીજો શો આવશે. આ બાબત આગાહી કરવી મુશ્કેલ છે. સમસ્ત ચીન ' લાલ ' બની જશે ? રાષ્ટ્રવાદના ઓથા નીચે છુપાયેલા પ્રત્યાઘાતી મૂડીવાદી જમીનદારો અને લશ્કરવાદી દળો ' લાલ ' ચીનનો નાશ કરશે ? આ પ્રશ્નો ખોટા છે, ગેરસમજૂતીનાં બીજ રોપનારા છે. ચીન સમક્ષ આ સવાલો નથી.

ચીન સમક્ષ સાચી લોકશાહી સ્થાપવાનો પ્રશ્ન છે. ચીન સમક્ષ એક અને અવિભાજ્ય ચીન સ્થાપવાનો પ્રશ્ન છે. ચીનના ઇતિહાસમાં એક સળંગ હકીકત એ માલૂમ પડી છે, કે જ્યારે ચીને રાષ્ટ્રીય એકીકરણ સાધ્યું ત્યારે જ તે પોતાની સ્વતંત્રતા મેળવી શક્યું અને સ્વાધીન-તાની હવા ફેલાઇ. ચીનની પિસ્તાળીશ કરોડની પ્રજા એક વાવટા નીચે ઊભી રહે અને જગતના સ્વતંત્ર રાષ્ટ્રોની સમોવડી બને તે માટે ચીનની ભૌગોલિક, આર્થિક, રાજકીય અને સાંસ્કૃતિક એકતા અતૂટ રહે તે જરૂરી છે અને તેજ પ્રશ્ન ચીન સમક્ષ છે.

ડૉ. સુન યટ સેનના પેગામ મુજબ રાષ્ટ્રીયતા, લોકશાહી, અને આમપ્રજાના સુખસામર્થ્યના ત્રિવિધ પાયા પર નૂતન ચીનનું નિર્માણ થશે એવી શ્રદ્ધા ચીની પ્રજા રાખે છે. અંતમાં, આપણે એટલી જ આશા વ્યક્ત કરીએ કે આપણા બાંધવરાષ્ટ્રનું અત્યારે ડગમગતું નાવ તોફાની સમુદ્રમાંથી તરી પાર ઊતરે અને સ્વાધીન અને સંયુક્ત ચીનનો ઉદય થાય.



# સૂચિ



રશિઆનું રાજ્ય
મોંગોલિઆ
ચીન
જપાન
તિબેટ
હિન્દુસ્તાન
કાબુલ
દિલ્હી
કરાંચી
અમદાવાદ
કલકત્તા
મુંબઇ
મદ્રાસ
રંગુન
શિઆમ
મંચુરીઆ
પેકીંગ
શાંઘાઇ
ચેકિઆંગ
ફારમોસા
કેંટોન
હોંગકોંગ
હૈનાન
યુનાન
શિકિયાંગ